દેલવાડાકર (સચિત્ર) વાર્ત્તામાળા નં. ૨૪.

# મધુરી

અથવા

# પ્રેમ-ઘેલી પ્રમદા.

## સચિત્ર—પૂર્વભાગ.

ગીતિ.

સ્વામિ મન-સંકોચ્યે, ઓછું લાવી પાત્ર નથી ઢોળ્યું;
સંકટમાં તદ્ રહીને, સુખ-નાવડીયુ અંત થકી બોળ્યું!

લખનાર,
ગોપાલજી ક. દેલવાડાકર.
મુંબઇ.

વિ. સં. ૧૯૭૬ ઈ. સ. ૧૯૨૦
દ્વિતીયાવૃત્તિ—પ્રત ૧૦૦૦
મુંબઇ.

મુંબઈ, "ભારત-સેવા" પ્રિંટિંગ પ્રેસ-નં. ૪-૬, મરીન ક્રોસ લેન,
બેન્ક સ્ટ્રીટમાં શા. હરજીવન કાલિદાસ મહેતાએ છાપ્યું.
કિમ્મત રૂ. ૨-૦-૦.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
પીરાઈટ-સંગ્રહ

True love's the gift that God has given,
To Man alone beneath the heaven.
It is not fantasy's hot fire
Whose wishe's soon as granted fly,
It liveth not in wild desire,
In dead desire it doth not die.
It is the secret sympathy,
Thə Silver Cord the silken tie,
That Heart to heart and Mind to mind,
In body and in soul doth bind.

*Sir Walter Scott.*

स वै नैवं रमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत्--
सहैतावानास यथा स्त्रीपुमांसो संपरिष्वक्तो स इममेवात्मानं-
द्वेध पातयत्ततः पतिश्च पत्नी चाभवतां
तस्मादिदमर्ध वृगलमिस्वः ॥
इति ह स्माऽऽह याज्ञवल्क्यः ।
तस्मादयमाकाशः स्त्रया पूर्यतं एव ”

बृहदारण्यक उपनिषद् .

પ્રજાપતિ–પરમાત્માને એકલાને ગમ્યું નહિ, અને તેથી તેને બીજાની ઇચ્છા થઇ, સ્ત્રી અને પુરૂષ, (દામ્પત્ય) મળીને જે એક આખું સ્વરૂપ થાય, તે તે પોતે હતા. પછી તેમણે પોતાના સમગ્ર સ્વરૂપના બે ભાગ પાડયા. જે એક પતિ અને બીજો પત્ની કહેવાય છે. તેથી વિવાહ પૂર્વે, પુરૂષ તે પોતાના ખરા સ્વરૂપનું માત્ર અડધીયુંજ છે. આ શૂન્યકાર, (ગગન) તેની જ્યોતિ, સ્ત્રી થકીજ પુરાય છે.

# અર્પણ.

મ્હારાં સાચાં સ્નેહીજનો;—

તમારા શુદ્ધાત્મામાં, મ્હારી પ્રેમાળ લાગણીના દૈવી-
અંશોએ જે નિવાસ કર્યો હોય, તમારી સદૈવ
હિતચિંતના, આ ક્ષુલ્લક હૃદયમાં પ્રસરી રહી હોય,
અને પરસ્પર ઉભય–ઉપયોગિતા પ્રત્યક્ષ પ્રકટી
રહી હોય, તો પવિત્ર પ્રેમભાવે પ્રભુ
પ્રતિજ્ઞાથી ગ્રાહ્ય કરશો; અને ગુર્જર-
સાહિત્યની રસ–દીપક નવલકથા
સમાજના આ પુષ્પને
સ્વીકારશો–અસ્તુ !–

લેખક.

# પ્રથમાવૃત્તિ-સંયોગ.



**વર-ઘેલી વનિતાનું** આ કુલીન પાત્ર '**મધુરી**' આર્ય મહિલાઓનાં અમર જીવનચરિત્રમાં ઉત્તમ પ્રતિની વાસના ફેલાવે છે! ઉચ્ચ કૂળમાં, લક્ષ્મીભૂવનમાં, યુવાવસ્થામાં ઉછરીને પણ, અભણ તથા અભાગી સ્વામીના ચરણનું સેવન કરતી આ **પ્રેમઘેલી પ્રમદાએ** જે વન્દનીય સ્ત્રીજીવન બતાવ્યું છે, તે અભ્યાસ કરવા યોગ્ય થઇ પડશે. ઉત્તર ભાગ સાથેજ જોડાયલો છે. વાંચકોની અભિલાષા અનિંધ અને આ પુસ્તકો વાંચવામાં ઉત્સુક દેખાય છે, એજ સ્વાત્મ લેખનકળાની પ્રતિષ્ઠા છે! અનુકરણીય વસ્તુનું સર્વોપરિ સાહિત્ય છે.

કિન્ડરગાર્ટન સ્ટોલ-ગિરગામ બેંકરોડ. } લેખક,
વિ. સ. ૧૯૭૩. ઈ. સ. ૧૯૧૭. વસંત. } **ગો. ક. દેલવાડાકર.**

---

# દ્વિતીયાવૃત્તિ-આનન્દ.



યુરપી રણસંગ્રામના પ્રકોપે હીન્દપર થયલી વ્યાપાર અને સાધનોની અછતમાં, પેપરો અને પ્રીન્ટીંગની હદ બાહેર મોંઘવારીના સબબે અમારી બહુ વાર્તાઓ પ્રકાશમાં આવતી અટકી પડી છે, તે છતાં જેટલું બની શકે, તેટલો ભાર સહન કરીને વાંચક વર્ગની સેવા બજાવીયે છીયે!' લાકડા પ્રેસ, વાયડા બાઇન્ડરો, અને હાઉભાઇ બુકસેલરોના પંજામાં પકડાયલા છતાં પણ હાર ખાધી નથી, હવે વળી ઇશ્વરેચ્છા બળવાન છે. આ દ્વિતીયાવૃત્તિની પૂર્ણાહુતી '**સહચરી**' ને નામે થોડાજ સમયમાં પ્રસિદ્ધ થશે. અસ્તુ!

અનંત ચતુર્થી. ૧૯૭૬ } લેખક,
સપ્ટેમ્બર. ૧૯૨૦ } **ગો. ક. દેલવાડાકર.**

ૐ શ્રી.

દેલવાડાકર-વાર્તામાળા-નં-૨૪

# મધુરી

અથવા

# પ્રેમ-ઘેલી પ્રમદા.

**ગીતિ**—સ્વામી મન સંકાર્યે-આજું લાવી પાત્ર નથી દેખ્યું;
સંકટમાં તટ રહીને, સુખ-નાવલીયું અંત થકી એખ્યું!

## પ્રકરણ ૧ લું.

### નિલગિરિના ઘાટ ઉપર.

ભારતની તેત્રીસ ક્રોડ આર્યપ્રજાનાં પવિત્ર દર્શનનું પ્રતિબિંબરૂપ આદર્શ બતાવનારો, હિમગિરિનાં શૃંગનો, પવિત્ર ઉત્તર ભાગ, અલૌકિક પવિત્રાશ્રમ અને રાજ્યક્રાન્તિ બતાવે છે; ત્યારે દાક્ષિણાત્યભૂમિનાં પરમેશ્વરની ઝાંખીના મુમુક્ષોને, સંત-મહાત્માનાં અંતર આદર્શરૂપ નિલગિરિનો શૃંગ પણ કંઈક અલૌકિક ઉર્મિ ઉત્પન્ન કરે છે!

શ્રીમંતોની શાન્તિ કહો, યા વિલાસભૂમિ કહો, પણ દક્ષિણના શિતળ સ્થાનમાં મહાબલિ ઈશ્વર અને નિલગિરીની ટેકરી, ઉષ્ણતાના પ્રવાહમાં વિશેષ અભિવંદનીય લાગે છે!

સંસારના વ્યવહારથી કંટાળેલાં હોય, અથવા દુઃખદ વ્યાધિઓથી પિડાયલાં હોય, કે મનોબળની શાન્તિ યા વૃદ્ધિ માટે ઉપચારયુક્ત સ્થળ

માનતાં હોય, અગર નિવૃત્તિનિવાસ ગણીને આશ્રમરૂપ ગણતાં હોય, પણ સંસારી અને વિરાગી ઉભયજનોનું આ ઉત્તમ શિતળ સ્થાન છે.

કુદરતી શિતળ ઝરણ, લીલોતરીની બલિહારી, અને કલ્લોલ થતા પંખીનાદ, નિર્મળ નિર્વિકારી, અને નિર્દોષ આનંદ દેતાં જણાય છે. વનવાસીઓ માત્ર નામના નિર્વાહથી જીવન ગાળી આનંદ માને છે, અને પ્રવૃત્તિવાળા, ક્ષણિક આનંદનો લ્હાવો લઈને પાછા વતન પ્રતિ પ્રયાણ કરી જાય છે.

ગ્રિષ્મ રૂતુનો સમય છે. જે કોઈને શિતળતા પસંદ હોય, તે ભોગવવાને અહીં આવ્યા છે. અને લક્ષ્મીની જ્યાં લીલા લહેર છે, ત્યાં સાધનોની અછત હોતી નથી. તેવા શ્રીમાનો સુખ દુઃખ સહિત થોડો સમય પણ સારી શાન્તિ લહે છે.

આપણી કથાના પ્રારંભમાં આ નિલગિરીના ધાટનું આપણે પ્રથમ દર્શન કરીએ છીએ. અને તેવા પવિત્ર, તથા શિતળ આશ્રમમાં એક સાધવીમૈયા તીર્થ પ્રવાસમાં ફરતાં, કે ગમે તેવા પ્રસંગોવશાત, પણ અહીં આવેલાં દષ્ટે પડે છે. આહા! તેનો ભવ્ય અને તાપસી ચ્હેરો, જાણે તપલોકમાંથી યોગિની એકાએક ઉતરી આવી હોય તેવી લાગે છે.

મહાતાપસી યોગિનીના ભવ્ય ચ્હેરામાં, તેની કાન્તિ–જ્વાળાનો પ્રચંડ પ્રકાશ માલમ પડે છે. કપાલ ઉપર શિતળ ભસ્મની વિભૂતી રેષા જણાય છે. એક હાથમાં કમંડળ, અને બીજા હાથમાં ચાવડી છે. યૌવન પ્રભા, આસુરીઓનાં હૃદયને ચમકાવે છે, જાણે ભારતનું ગૌરવ બતાવતી કોઈ ભારતીય મહામાયા કેમ જાણે ઉતરી આવી હોય!—

આ મહાદેવી–મહામાયા કોણ છે, તેને પિછાણવાને, અને તેનાં આલેખાયલાં દેવી–ચમત્કારિક કર્મ જાણવાને થોડો સમય થોભવું

પડશે. ભગવદ્-ગીતાના રહસ્યનું કંઇક ઉંડાણ અધ્યયન કરવું પડશે. પણ તે પહેલાં, તેના અદ્દભૂત સંસારી અનુભવનો અને ભાવી યોગનો કંઇક પડઘો પડે છે, તે જોઇશું ! ભારત-ભગિનીયો અને માતાઓના ઉદરનાં પવિત્ર રત્નોની ઝાંખી કરીશું—વંદે માતરમ્!

---

## પ્રકરણ ૨ જું.

### માનસિક-મુલાકાત!—

સુઝે સંસારમાં જેને, દીલે દીલ દાઝતું હોયે,
ખરૂં તે રાગી-વૈરાગી, પ્રભુનાં દર્શનો જોયે;
કહે છે એક ને કરતાં, બીજું જે પ્રાણી-જન કોઇયે,
પડો ફિટકાર તે જનને, અધમ તે જીવડાં હોયે!—

---

ભલે નિજ હીત જોયે પણ, અવરને લાભ જો થાયે,
ભલે સંકટ અને સંતાપ પામે આગ આ કાયે;
પરંતુ હીતકું હૈયે વસેલું પૂર્વથી જ્યાંયે,
ચિલો ના ચુકશે રાગી, સુજન ને સંત જગમાંહે.

---

નથી કોઇ સ્વાર્થ વીણુ દેહે, સંબંધી ને સગાં સાએ,
તથાપિ સ્વાર્થ ને પરમાર્થ બન્ને સાધતાં બહુએ;
ફક્ત જે અંધ-સ્વારથીયાં, ભરે તન કાક તાલએ,
પડો ફિટકાર તે જનને, અધમ એ માનવી માને.

---

નિલગીરીની ગુપ્ત ગુફાઓમાં, ઐહિક-સુખ પ્રાપ્ત કરવા અર્થે એકાન્તવાસી મહાત્માઓ કંઈ થોડાં રહેતાં ન હશે! કોણ જાણે કે

એવા પ્રચંડ સ્થળમાં કોઇનો નિવાસ છે ? કોને પરવા પડી છે, કે એવા ભયંકર સ્થળના એકાન્ત ભાગ વિના નિઃસ્વાર્થ પૃથ્વી પણ બીજે છે!

જાનકીમૈયાએ, આ પ્રવાસનો કંઇક આશ્રમ અત્રે કરવા ઇચ્છા રાખી, અને માનવ નિવાસથી થોડે દૂર એક સુંદર ટેકરી નજીક, વહેતા ઝરા નજદીક, ન્હાની સરખી ઝુંપડી બાંધી રહેલા, કોઇ વૃદ્ધ સંતજન, જ્યાં આયુષ્યની ઘડીઓ પુરી કરતા, ભૂશય્યાપર પડેલા છે, ત્યાં ઉતારો કર્યો. પર્ણકુટીમાં પ્રવેશ કરતાંજ તૂટતા શબ્દે મહાત્માએ સાદ બહાર કહાડયો!

"કોણ હય, મૈયા ?" જાનકીમૈયાને જોતાંજ સંત બોલ્યા.

"મયે હું, મહાત્માશ્રી ? આદેશ !" યોગિનીએ નમીને આશ્રમમાં આવતાં જવાબ દીધો.

"સંત-પ્રવાસીકે લીયે પર્ણકુટીકા આશ્રમ અલભ્ય હય, કયું કે યહી સ્થૂલદેહ, અભ્યાગત હો રહા હય, આતિથ્ય કરનેકો અનાથ હુવા હય !"

"કૃપાનાથ ગુરૂજી ! મયેં આપકી સેવા કરૂંગી ! મયે ચેલી બનુંગી ! આપકી સેવાસેં મેરા જીવન કૃતારથ હોગા!"

"યુ હય, તો તેરી ઇચ્છા ! જલ-કમંડલ રખ છોડ દે ! તેરી ઇચ્છા હો-યહી પ્રમાણ સંબંધ જોડ દે!"

યોગિનીયે પોતાનાં બે સાહિત્યો, પર્ણકુટીમાં રાખી લીધાં. અને સ્નાન કરવા જવાની આજ્ઞા માગી! ગુરૂજીએ આજ્ઞા આપી. અને જાનકીમૈયા. જ્યાં શિતળ ઝરાના કિનારા નજદીક ગઇ, ત્યાં ટેકરીપરથી બે નવલકિશોરી યુવતીઓને, અને બે આશાધાર યુવાનોને ઉતરતા જોયા! આહા! એક પૂર્વ દેશની કોઇ ઉતરી આવેલી દેવાંગના જેવી હતી. અને બીજી સ્ત્રી. અવસ્થાનાં થોડાં વર્ષ વિતાવીને પ્રૌઢા બનેલી દીસતી હતી; આ માનસિક મુલાકાત અલૌકિક હતી.

વાંચનાર ! આ ભેદ ત્હારે જાણવાની જરૂર છે. આ પાત્રજનો ત્હારાં વાંચન-સંબંધી છે, નિકટનાં પાત્ર સ્નેહી છે. બે પુરૂષો, તે પૂર્વ કથા ભાગનાં બે પાત્રો, સુમનરાય ને કનકરાય છે ! અને બે મનોહારિકા સુંદરીઓ, તે એક મંદારિકા અને બીજી મધુરી છે ! ત્રણ પાત્રોને તો તમે " **વર-ઘેલી વનિતા** " માં બહુજ સારી રીતે અનુભવી ગયા છો. પણ આ " પ્રેમ-ઘેલી પ્રમદા " નું મંદારિકા પાત્ર તે નવુંજ છે. એ એક હીન્દી બ્રહ્મ કન્યા છે. અને તે નીરૂ બદલે થવાની સુમનરાયની ભાવી પતિ છે. આ નાયક-નાયિકાઓ અહીં ક્યાંથી મળી ગયાં? તે વિષે ત્હારે બહુ જાણવાનું છે. રસીલું કથન વાંચવાનું છે. પણ તે પહેલાં આ વાર્તાનું પ્રમુખ પાત્ર " **નીરંજની** " ક્યાં છે ? તે, અને " **મધુરી** " બન્નેનો કથાભાગ પણ જાણવો જોઇએ, ને તે તને સ્વપ્ના ભાસરૂપે-નિરંજનીના નવા અવતારમાંજ જણાશે !

જાનકીમૈયા સ્નાન કરીને પછી સખેદિત હૃદયે પર્ણકુટી પ્રતિ આવી. તેની દૃષ્ટે પડેલાં પાત્રજનોમાં મંદારિકા નવીન પાત્ર લાગ્યું. ઘણા વર્ષના વિયોગ પછી પોતના ૠણાનુબંધીને જોતાં, ને તેને આ દશ્ય જનોની કંઇક સ્થિતિ જાણવા ઇચ્છા થઇ; તે મહાત્મા કને ગઇ. તેના મનનાં એમજ હતું, કે સંત ત્રિકાળજ્ઞ છે, તેથી તેનું વર્તમાન ને ભવિષ્ય કહેશે, પણ મૈયા ઝુંપડી નજીક જાય, ત્યાં મહાત્મા તો ગાઢ નિદ્રામાં સંતપ્ત થયલા લાગ્યા!

રાત્રી પડવા આવી. ધ્યાનાવસ્થિત મૈયા પણ જપ-જાપ કરતાં નિદ્રામાં તલ્લીન થઇ ગયાં, આહા ! તેના સ્વપ્નામાં શું આવ્યું ! તેને ભૂતકાળનું પ્રતિબિંબ નજરે પડયું.

જાનકી મૈયા નિદ્રાધીન થઇ ગઇ. તેનો પ્રાણવાયુ, પૂર્વભાવીના વિમાનમાં બેસીને ચમત્કારિક કૌતુક જોવા લાગ્યો. આધુનિક પ્રસંગનું પ્રબળ નિહાળવા લાગ્યો. એ સમયે મહાત્માશ્રીએ નિદ્રા પરહરી,

સમાધી મુક્ત થયા. પર્ણકૂટીમાં ચોમેર જોયું. ભૂશય્યા પર જાનકી મૈયા જગતવ્યુહની રચના સુષુપ્તિમાં જોતી હતી. તે તરફ દષ્ટિ કરી. નિસાસો નાખીને ભારતની અવદશાનું દિગ્દર્શન કર્યું. એવામાં પર્ણ-કૂટી બહાર ચંપક–દ્રૂમની ડાળ ઉપર એક શુકરાજ આવી બેઠેલો, કરૂણ સ્વર નાખવા લાગ્યો.

મહાત્માશ્રીની જરા અવસ્થા, ને જાજ્વલ્યમાન–જીર્ણ કાયા થઇ હતી. પરંતુ મનોબળ ઉચ્ચ હતું, ને તે આધારે શરીર સહજ ચાલતું હતું. શુકનો સ્વર સાંભળીને તે બહાર આવ્યા–શુકનો વાચા થઇ!

"પ્રભુજી! ચરણ વન્દ કરૂં છું."

"શુકરાજ! કયો મનોરથ સફળ કરવાની ઇચ્છા છે?"

"માતૃસેવા કરવા! આપ કૃપાકાંક્ષીના આશિર્વાદથી જન્મ અનુગ્રહ મેળવવા!

"બહુ ઉત્તમ! કહે, ત્હારી ઉદર–નિવાસીની માતાનાં તને અહીંજ દર્શન થાય તો?

"અત્યુત્તમ!"

"પણ ત્હારો દેહ તરત પડી જશે!"

"જરા થોભો! તેમનો વૃતાંત જાણવા દો! તે અહીં ક્યાંથી?"

"તું અહીં ક્યાંથી?

"પશુ–યોનિમાં અવતાર લઇ, આપ પ્રભુની સેવામાં રહી, કર્ણ જ્ઞાન મેળવ્યું છે; ને તે જ્ઞાને પક્ષીમાં અવતાર લઇ આવ્યો છું. વાચા, આપનાં દર્શનથી પ્રાપ્ત થઇ છે, તે આપ જાણો છો!"

"ને તેજ રીતે ત્હારી માતા–જેનું નામ જાનકી મૈયા છે, તે મ્હારી પર્ણકૂટીમાં નિદ્રા–પ્રવાસ કરે છે. ભૂતકાળનો પ્રયોગ નિહાળે છે!

"મને તે જાણવા દેશો, મહારાજ!"

"પણ તે પછી ત્હારાં પૂર્વજો, જેઓ આ ભૂમિકામાંજ વૈભવ ભોગવે છે, તેનો તને પ્રસંગ પડી જશે.

"ત્યારે શું મ્હારા અનુગ્રહનો હજી બીજો અવતાર બાકી છે ?"

"હા, ત્હારે શુકરૂપે તેના નિવાસનું વ્હાલું પંખી થઇને સુખ ભોગવવાનું હજી બાકી છે.

"ત્યારે મ્હારી મૈયા !"

"તેજ તેને સાથે લઇ જશે."

"શું તે, ફરીને પતિવાસમાં જશે."

"ના—એ યોગિની માતાને, ત્હારા પિતા લઇ જશે."

"એમ ! ત્યારે મ્હારાં સસ્કારી સંબંધી હાલમાં આ ભૂમિકા-નિવાસી છે ! અસ્તુ, ત્યારે મને મૈયાની પૂર્વકથા સંભળાવો, ને તેમને તે પછી વિરક્ત દશા કેમ પ્રાપ્ત થઇ, તે કહો :—

"સાંભળ, બેટા ! ત્હારી ઇચ્છા છે, તો કહું છું. મ્હારો યોગ પણ ત્હારો ઉદ્ધાર કરવાનો છે. મ્હારે જ હાથે તું, ત્હારી મૈયા અને હું મુક્ત થવાનાં છીયે. તો પછી હવે હું જ તને કથા સંભળાવું છું. જો પતિવાસમાં પેલી સાધ્વી પોતાના પતિની અવસ્થાનું રૂદન કહી સંભળાવે છે !

આટલું કહેતાંજ શુકરાજ, ડાળીપર જાણે સ્વપ્નું જોતો હોય, તેમ પૂર્વ કથા સાંભળવા લાગ્યો.

વાંચનાર ! તું પણ હવે ત્યારે કર્મ કથા સાંભળી લ્હે.! પ્રેમ ઘેલી પ્રમદાના કથિત પાઠનું વર્ણન વાંચી લ્હે !

---

# પ્રકરણ ૩ જું.



## સંસાર-સાગરનો ખલાસી.

"આ ઉછળતો દરિયો, રવિનો અસ્ત નિરખી હરખતો,
ને ઉદય જોઇ ઇન્દુનો, વળિ મસ્ત થઇને ઉભરતો;
આશા તરંગો પૂર્ણ ભરતી-ઓટમાં પ્રલ્લય થતો,
પાછો ફરીને વાયુનો એ વેગ જો જો લાગતો!"

"વ્હાલા **નાથ**!-હું સ્ત્રી છું. તમને ઉપદેશ કરવા યોગ્ય **નથી.** છતાં બોલવાની હિંમત કરૂં છું. કારણ કે દુઃખને વખતે, **નારીની** મર્યાદા પણ મારાથી છુટી જાય છે"* આ વિચારનો પરિવર્ત કાલિદાસ પછીના કવિ ભારવિના રચેલા **"કિરાતાર્જુન"** માં દ્રષ્ટે પડે છે; અને મહાભારતમાં પણ સતી દ્રૌપદી, જ્યારે યુધિષ્ઠિરને રાજ્યનીતિ પ્રકરણ સંબંધી વિષાદ ઉત્પન્ન થાય, ત્યારે વારંવાર પોતાનો અનુમત, અને ધૈર્યતા આપતી હતી; એજ રીતે મ્હારા વ્હાલા **સુમન**! હું આ **નિર્મળા કે નિરૂ,** આપની ચરણરજ દાસી, ઘણા કાળે પતિદર્શન પામેલી, દુખિયારી દમયંતી કહો, કે **"વરઘેલી વનિતા"** કહો, **પણ નવો અવતાર** પામેલી, આપની સેવામાં, દ્રષ્ટ તળે ઉભી રહી છુ! કહો, કહો, પ્રાણવલ્લભ! મ્હારા શીરછત્ર! મ્હારા અખંડ સૌભાગ્યના અધિકારી પ્રાણનાથ! કહો, આપના મનમાં હજી એવો શો સંભ્રમવાદી વિચાર ઘોળાતો ચાલુજ છે, કે જેનો ભરતીમાંથી ઓટ થતોજ નથી! નથી મ્હારી સાથે કોઇ દીન હાસ્ય કર્યું, કે નથી મધુર શબ્દોએ વધાવી! હા, મ્હારા નિર્ણય વખતે હું નિર્દોષ છું, એટલું જાણીને, અને તત્કાળ આવેશના રંગમાં તમે મને "મ્હારી" કહી,

---

* भवादृशेषु प्रमदाजनोचितं, भवत्यधिक्षेप इवानुशासनम् ।
तथापि वक्तुं व्यवसाययन्ति मां, निरस्तनारीसमया दुराधयः ॥
"महाभारत"

પણ તે પછીના દીનમાં હજી મને એક પણ આનંદની તક આપી નથી; ભલે, મને તો મ્હારા પતિના આનંદમુખ દર્શનમાંજ આનંદ છે; પણ તેટલોયે આનંદ મેળવવાનું શું મ્હારા ભાગ્યમાં નથી, નાથ ?" નીરૂની આંખમાં આંસુ આવી ગયાં! "નીરૂ ! તું અમુઝાય છે શા માટે ? તું હવે બાળમાતા થઇ છું ! આપણી યુવાનીનો તનમનાટ હવે વિરકતદશા પામેલા વૃદ્ધ જેવો છે ! હા, મ્હારી મનની કેટલીક કલ્પિત વિટંબના જોઇને કદાચ તને કલેશ થતો હોય, ને તે તેં માની લીધું હોય, કે જેથી હું આનંદમાં નથી–તો તેમાં ત્હારે ખિન્ન થવાનું નથી. તું તારો ધર્મ બરાબર સમજીને ગૃહસુત્ર સંભાળે, એટલે બસ છે. તારે પુત્રોને કેળવવા ને રક્ષવા એટલું પુર્ણ છે; હું બહારની ઉપાધિવાળો છું. તો તેથી મારા મુખ પર છવાતી છાયા માટે ત્હારે ખેદ કરવાની જરૂરજ નથી."

"પ્રાણેશ ! એ સર્વ સત્ય છે ! હું આપનાં ગૃહને ને વંશજોને સંભાળીશ. સુખમાં કે દુ:ખમાં, આનંદથી ઉછેરીશ. ભગીરથની માતા વીરૂ બેહેને, એ પુત્ર મને સોંપ્યો છે, તો તેને મ્હારા સુરથ પેઠે પાળીશ–ભિન્નતા નહિ રાખીશ; પણ શું મ્હારા પતિ સાથે મને ભલે વિલાસનું સ્થાન ન મળે, તોયે એ ઘડી વિનોદ–વારતાનો પ્રસંગ ન મળે ! એવા આપ શા વિચારમાં છો, કે જે મને પણ તે તક નથી આપી શકતા, પ્રભુ ! વળી સાંભળોઃ–

"સતુજનને પ્રભુ તાવે છે, પણ કંઇ તજતો નથી. માથે દુ:ખ આવવાં, એ સંસારી જીવનની સ્વાભાવિક સ્થિતીજ છે; અને તે તો જીવનની શુદ્ધિ, અને પરમાત્મ પ્રતિ, સંપ્રેમની કસોટી છે. દુ:ખ, એ પ્રભુના ત્યાગની નિશાની નથી, પણ એ એક મનુષ્યની શ્રદ્ધાની કસોટી, અને અખંડ જીવનના અમરપણાનો આરંભ છે !"

યુધિષ્ઠિર જેવા ધર્મપરાયણ મહાપુરૂષ માટે કહેવાય છે કેઃ–

"જેને માથે સગાં વ્હાલાં, મિત્ર–આશ્રિત, અને અસંખ્ય જીવોનાં પ્રાણ રક્ષવાનો ભાર રહેલો છે, તેને કર્તવ્ય કર્મના અનેક વિકટ પ્રસંગો આવે છે, એ ટાણે ધૈર્ય ને ક્ષમા રાખીને પોતાની ફરજ બજાવવી પડે છે; તેમાંથીયે moral Paradox **નૈતિક** ગુણ મળી આવે છે!"

"દુઃખ કંઇ પ્રભુ આપનો નથી. કેમકે પ્રભુકાર્ય તો દુઃખ મુક્ત કરવાનું છે; એટલા માટે દુઃખથી અકળાઇ, મુઝાઇને અંતે ભાર પ્રભુપર મૂકી દઇ, શ્રદ્ધા વડે પોતાનું અકલ્યાણ કરવાની જરૂર નથી, સહાયતા મેળવવાની દૃઢતા રાખવાની છે."

"સીતા વિયોગે રામચંદ્રજી રડયા હતા. તારામતીને અળગી કરતાં હરિશ્ચંદ્ર રડયા હતા–દ્રૌપદીને વિછોડતાં, ધર્મ અર્જુન આદિ અકળાયા હતા; પરંતુ સીતા તારા કે દ્રૌપદીએ તો ધર્માનુકુળ સદૃઢ રહીને, સંકટ સહન કરવામાંજ શુરવીરતા બતાવી હતી." આ રીતે નિરંજની પોતાના વ્હાલા ભરથારને સમજાવતી હતી. તેના મનની વ્યાધીને કોઇ રીતે વિદારવા ચાહતી હતી. સુમન મનમાં હસતો અને ખેદ પામતો હતો. નીરૂનાં વચન કે વાણી, સ્વરૂપ કે જીંદગાની તરફ તેની કશી માયા દૃષ્ટિ જણાતી નહોતી. તે એક દેખતા અને સમજતા દિવાના જેવોજ પોતાને લાગતો હતો–નીરૂના મનમાં એમજ હતું, કે પોતાનો ધણી માત્ર પત્નિના પ્રેમનો અનાદર કરી રહેલો છે; સુમન પણ તેમ સમજતો હશેજ!–આખરે નીરૂનાં કેટલાંક વચનો સાંભળ્યા પછી બોલ્યો–"નીરૂ! મ્હારી મનની વ્યથા કહી શકતો નથી, કેમકે તે મ્હારા હાથમાં નથી! શું છે તે તારે જાણવાની જરૂર છેજ, પણ કંઇક દિશા સુઝશે, એટલે તને કહીશ!" સુમને તેને ઉડાવી—!

"હું સ્ત્રીજાત, અમારાં પેટ છાછરાં, એટલે કંઇક ગુપ્ત ઉદ્દેશ યા પ્રયત્ન, સાંભળીને કદાચ મુખથી બોલાઇ જાય, માટે હાલ કહેવા ન ધારતા

હોય, તો મને ઉતાવળ નથી, પણ એટલુંયે જાણવાની મ્હારી આતુરતા અકળાયલી તો હોયજ ! હવે હું નહિ બોલું, પણ મ્હારી સેવા કેમ સ્વિકારતા નથી ? હજી આપની પ્રકૃતિ બરાબર સ્થિર નથી, તો તે વેળા ભ્રમિત કલ્પનાના તરંગોને ખસેડવા, બે ઘડી હુ આપની કને આવીને ચરણ તળાંસું, તો આપને ન ગમે ?"

"તું કહે છે, હું હસું છું, પણ એક પાચકસ્થિતીનું જન એમ જાણે, કે આ માણસ એકાદ બે પુરી ખાઇને રહેતાં, પેટ કેમ ભરાતું હશે ? પણ તેને ક્યાંથી એમ ખબર હોય, કે તે અપાચક હોજરીનો છે ! નીરૂ ! મનની વ્યાધી વખતે કંઇ ગમતું નથી."

હજી વાત ચાલુ છે, ત્યાં કોઇનાં પગલાંનો ધ્વની થયો. બન્ને ચમક્યાં !–સેવક ખબર લાવ્યો કે "મધુરી બ્હેન અહીં મોટાભાઇને મળવા આવે છે" એટલે બાગના એકાન્ત ભાગમાંથી તરત નીરૂ ઉઠી-અને ચોકમાં તેને લેવા ગઇ–સુમન વિમાણમાં પડયો–ઉંડા નિશ્વાસા નાંખતો દીવાનખાનામાં જઇને દૃષ્ટિ નમાવા લાગ્યો !

વાંચનાર ! "**વર–ઘેલી વનિતા**" વાર્તા ભાગ તમે વાંચી ગયાં હશો. તેમાં સુમન પોતાની પ્રિયા વીરમતિના વિરહમાંજ આરોગ્ય ગુમાવી બેઠા છે. અને નીરૂને તો માત્ર ભૂખ્યાનો કોળીઓ, ને તરસ્યાનો ઘુંટડો ગણીને રાખી છે; પણ તેના મનની શાન્તિનો કિનારો હજી દેખાયો નથી–હજી તે કેવા ને ક્યા ગુચવાડામાં, તરંગ કે તોફાની પવનના સપાટમાં ઉડે છે. તે હવે પછી જાણીશું. પણ આ તો સિદ્ધ વાતછે કે તેને નીરૂનો પ્રસંગ યા સહવાસ પ્રિય નથી ! યદ્રા ભાવી.

રસ–ઘૂંટ પીધો'તો સુદ્ધા ગણીને, વિષ એજ થયો ઘૂંટ, કાળક્રમે,
પ્રિયરત્ન હતું મનને ગમતું, થયું અપ્રિય એજ અકાળ સમે;
વરસે વરસાદ મહા મહિને, તરસે તન ચાતક પીડ ટળે–
નહિ, યોગ ગયા પછી પ્રીત મળે, ભલે અમૃત તો અવસાન સમે!

# પ્રકરણ ૪ થું.

## સુમનની માનસિક નબળાઈ! મધુરીનો ઉપદેશ!

"મધુરી! જ્યારે ત્હારા પતિ કનકરાયે, તને અતિ પીડા કરી, રાત્રીએ કહાડી મુકી હતી, અને તને આખી રાત્રી મ્હારા એકાન્ત ભાગમાં રહેવું પડયું હતું, તે યાદ છે?"

"હા, સુમન! મ્હારી તે વખતની દયામણી સ્થિતિ મને યાદ છે. અને એ વેળાએ, મ્હારા મનની નબળી હાલતમાં, મને ત્હારો અખંડ આશરો મળતાં, મેં મર્યાદા છોડી દેવાની નાદાની કરી હતી. તે વેળાએ, તેં મને જે ઉપદેશ કરીને બચાવી લીધી હતી–એજ વિશુદ્ધ બોધનું મને આજે સુખરૂપ પરિણામ મળ્યું છે. અને હું આજે મ્હારા ભલા ધણીના આશરા તથા સ્નેહમાં સુખી છું, તેનો આશિર્વાદ તને છે, સુમન! પણ તે યાદ આપવાનું આજે શું કારણ?"

"અરે પેલું કોણ?—કોઇ આપણી વાતો સાંભળતું હોય, એમ જણાય છે!" સુમને તરત મધુરીને બોલતાં અટકાવી દીધી, અને બીજી તરફ લક્ષ ખેંચાવી લીધું.—

વાંચનાર! હવે તમને કંઇક પૂર્વ ભાગ તરફ લઇ જવાં પડશે–આગલી આ પાત્રોની જીવન કથાની યાદ આપવી પડશે.—

"વર–ઘેલી વનિતા" વાર્તાનાં આ ચાલુ પાત્રો છે. **નિરંજની** યાને વરઘેલી વનિતા (નાયિકા) છે. અને મધુરી (ઉપ–નાયિકા) છે. **સુમન** (નાયક) છે; અને **કનકરાય** (મધુરીનો વર) ઉપ–નાયક છે.

મધુરીનો પિતા વિનોદરાય, સુમન (નિરજંનીના ધણી)ના પિતાનો મિત્ર હોવાથી, અને વિનોદરાય સોલીસીટરની (પેઢી) ફર્મ, મુંબઇમાં હોવાથી, સુમનને તેના પિતા ગુણવંતરાય (જડજ, અમ-

દાવાદ) સાહેબે, પોતાના સ્નેહીને ત્યાં રાખેલો હતો. મધુરીનો બાળ વિવાહ જે જુવાન સાથે થયેલો હતો, તે નાદાન હોવાથી બિચારી બાળાને બહુ વેઠવું પડયું હતું; એ સમયમાં મધુરીનું મન નબળું હતું, ને સુમન તેના બન્ધુ સમાન હતો. જો કે સુમન પરણેલો હતો—પણ તેની સ્ત્રી નિરંજની, મુંબઇમાં નહોતી, અમદાવાદ હતી. અને હજી લગ્નની શરૂઆતનીજ સ્થિતી હતી. જો કે પ્રેમ લગ્ન હતાં; પણ પરિચય બહુ નહોતો. સુમનનું શુદ્ધ ને પવિત્ર સ્નેહમન મધુરી પ્રત્યે હતું; અને એ પ્રસંગને લીધે, નિરંજની બહુ વહેમાઇ ગઇ હતી. બીજી તરફથી મધુરી પ્રત્યે તેનો પિતા કઠોર થયો હતો. ને તેનો ધણી અમલ કરતો હતો. એકવાર રાત્રે મધુરીને તેના ધણી તથા સાસુએ ઘર બહાર કહાડી મુકી હતી. ને તે સુમનના ખાનગી ઓરડામાં (પોતાના પિતાનાજ બંગલાના કમ્પાઉન્ડમાં) રાત્રી રહી હતી—કેમકે પિતાનો સખ્ત હુકમ હતો, કે સાસરે જવું જોઇએ, ત્યાં રહેવુંજ જોઇએ; પણ તેને તો સાસરેથી કહાડી મુકી હતી. આ રાત્રીએ, મધુરી અકળાઇ ગઇ હતી—ને સુમનનું દીલ જીતવાની દુર્બુધ્ધી થઇ હતી. પણ સુમને તેને સદ્બોધ આપીને, બહેન ગણી મદદ કરી હતી. આ પ્રસંગના પરિણામે આખરે સુમનને દેશ તજવો પડયો હતો. નિરંજનીનો વ્હેમાયલો પત્ર, જો કે સુમન ઉપર મુંબઇ આવેલો હતો—પણ તે પત્ર, વિનોદરાય સોલીસીટરના હાથમાં આવી ગયો હતો. ને તેમાં તેણીએ મધુરી સાથે આડા વ્યવહાર બાબત ઇશારો કર્યો હતો! આ તક સાથે, મધુરીની રાત્રીનો બનાવ પણ સોલીસીટરને કાને આવ્યો હતો, ને તેથી સુમનને પોતાના ઘરમાંથી દૂર કર્યો હતો—વિશેષ હકીકત તો બહુ લાંબી છે; પણ ટુંકમાં એટલુંજ કે, પાછળથી સુમનની સ્થિતી સુધરી હતી—તે દુર પ્રદેશમાંથી સ્ત્રી તથા ધન મેળવી લાવ્યો હતો; નિરંજની દેશ તજી ગઇ હતી—કેમકે તેના પર પણ

સમયકાળે હુમલો કર્યો હતો–અને મધુરી પણ પોતાના નાદાન, પરંતુ પાછળથી સુધરેલા પતિ સાથે સુખી સંસાર ચલાવતી હતી–આ કથા પ્રસંગનું છેવટ એ આવ્યું, કે નિરંજની પોતાના પતિ સુમનના આશરામાં, તેના પુત્ર સુરથ સહિત રહી–સુમન પોતાની પહેલી સ્ત્રી ગુજરી ગયા પછી નિરૂ પ્રત્યે અભાવ રાખી રહેલો હતો. તેને વળી એક નવીન મૃગલીની મોહ જાળ લાગી હતી.

આજે એક વિચિત્ર પ્રસંગ બન્યો હતો–" મધુરીને પોતાના મનની વાત કહેવી–અને તેની કનેથીજ શાન્તવન માગવું ! " તેમાટે તેણે તેને મળવા બોલાવી હતી.

મધુરી તો પોતાના પતિ કનકરાય તથા બે બાળકો સાથે, સુખમય જીંદગી ગુજારતી હતી. મુંબાઇની સારી સોસાયટીમાં માનીતી હતી. નિરંજની બિચારી જન્મદુઃખિ હતી. ને તે પોતાના પતિ સુમનના અભાવમાં જીવન ચલાવતી હતી–તેના મનમાં સદા એમજ હતું, કે નાથને સુખી શી રીતે કરૂં ? પરંતુ તેનો યત્ન કેવળ નિષ્ફળ હતો. સુમનનું મન સ્થિર ન્હોતું–નીરૂ બહુ ભલી ને ભોળી હતી. નિર્મળા નામે અટુલી રહીને, દમયંતી પેઠે દુઃખ વેઠયા છતાં–નિર્મળ ને નિર્દોષ રહી હતી. તે " નિલમ–માણેક " હિંદુ સંસારી વાર્તાની એક ઉપનાયિકા ગુણવંતી જેવી હતી–સાવકી ( શોકય ) નો પુત્ર ભગીરથ, તેને પોતાના પુત્ર સુરથ પેઠેજ નીરૂ પાળતી હતી–સાવકી માતાની કશી તબીયત તે ભગીરથ જોઇ શકતો નહોતો ! સુરથ ને ભગીરથ બન્ને, શાળામાં સાથેજ શીખતા હતા–તેઓ મિત્ર પણ હતા–કેમકે એકવાર સુરથે, ભગીરથનો પ્રાણ બચાવ્યો હતો–તે દીવસથી માયા બંધાયલી હતી.

આ સઘળા પ્રસંગને કેટલોક વખત વીતિ ગયો હતો. મધુરીનો પિતા વિનોદરાય તો વિદેહ કૈવલ્ય પદ પામ્યા હતા–માયાળુ માતા,

વિધવા તરીકે વૃદ્ધજીવન ગાળતાં હતાં. અને તો પણ પ્રભુકૃપાએ તેને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું હતું; તે ઉપર સર્વ શાન્તિ મળતી હતી– પુત્ર બહુ ચંચળ હતો, ને તે પોતાની વડી બહેન મધુરીનાં બાળકો જોડે કિન્ડર–ગાર્ડન કેળવણી લ્હેતાં હતાં. સર્વ કુટુમ્બ મુબઇમાંજ હતાં. મધુરી હવે પોતાના પતિ તથા બાળક સાથે માતા–સેવામાંજ રહેતી; એટલે કે બન્ને કુટુમ્બ સાથેજ રહેતાં હતાં. મધુરીને. તેની માતાએ પોતાના બંગલામાંજ એક અલ્હાયદો બંગલો રહેવા માટે આપ્યો હતો; કેમ કે તેને પતિસાથે માતાના બંગલામાં રહેવાનું ફાવતું ન્હોતું, પણ જમવાનું સાથેજ હતું; કનકરાય જો કે જમાઇ હતો–પણ મધુરીની માતાએ પુત્રવત્ માન્યો હતો–સુમન પણ વારંવાર મળવા–ભેટવા અને વાર–તહેવારે જમવા આવતો હતો. ભગીરથ–સુરથ બન્ને જણા, રજાની તક લઇને રમવાને આવતા હતા–ટુંકમાં બન્ને કુટુમ્બ એકજ હતું–એવો સંપ ચાલતો હતો.

વીરમતી ગુજરી ગયા પછી સુમન બ્હાવરો બની ફરતો હતો. નીરૂપ્રતિ પ્રીતિ ચોંટતીજ ન્હોતી. તેને વળી એક મનોહારિકા સાથે લગ્ન કરવા ઇચ્છાતા હતી. ને તે મધુરીની વ્હાલી સખી હતી. તે બનારસમાં હતી. માત્ર તે કન્યાનાં વખાણ મધુરીને મ્હોડે સાંભળ્યાં હતાં. ને એક માસિકમાં એ કન્યાની છબી તથા કેળવણીની કીર્તિ, જોઇ વાંચી હતી તે સમયથી ઇચ્છા પ્રગટી હતી. પણ તેનાથી કંઇ બોલાય કે થઇ શકે તેમ નહોતું, તોપણ મધુરી કને દીલ ખોલવાની ને પૂર્વના ઉપકારની યાદ આપીને માર્ગ મેળવવા ઇચ્છતો હતો! બુદ્ધિ: કર્માનુસારિણી.

સુમને જ્યારે મધુરીની વાત ચુકાવી, અને પાછલા પડછાયા ઉપર તેની દૃષ્ટિ દોડાવી, ત્યારે તેણે ખરેખરૂં શું જોયું? કોઇ દેવાંગના જેવી મૂર્તિનો ઓળો! એ કોણ હતું? સુમનની મૃત સ્ત્રીનું

એક વાસના ભૂત–પ્રતિબિંબ! આહા! કેવી સુંદરી!–બન્ને ચમક્યા! જરા વારે તે અલોપ થઇ ગયું.

"સુમન! બહુ નવાઇની વાત–જાણે ત્હારી મૃત સ્ત્રી વીરમતીજ!" મધુરીએ કહ્યું.

"હા; મારી વીરૂ જેવોજ ઓળો! પણ શું તે ખરો હશે?" સુમનને શક પડયો.

"માનસિક નબળાઇનું સૌ પ્રતિબિંબ છે. સુમન, તું હાલ કેટલો નબળો પડી ગયો છું?"

"ને તે માટે મેં તને બોલાવી છે. મને કંઇ ગમતું નથી–હું કદાચ દેહ તજી—

"ક્ષમા! આટલી હદ સુધી તું નબળો ન થા–હજી તને સંસાર ચલાવવો છે."

આ વેળા તે બન્ને ક્યાં હતાં?–દિવાનખાનાના મધ્ય ભાગ નજીક એક ખાનગી એકાન્ત રૂમમાં–ચા પીતાં હતાં!–નીરૂ તો તેઓની પરોણાગત માટે ચાય બનાવવા માટે રસોડા તરફ હતી–તેનું મન સાવધ હતું. પણ સ્ત્રી જાત સદા શકમંદ રહે છે. તેથી વારંવાર મનમાં સંકોચાતી હતી–ને તેઓની વાત સાંભળવા લલચાતી હતી–પણ એમની તરફ જવાતું ન્હોતું. દીલ લઇ જતું ન્હોતું.

"મધુરી! મને કંઇ ચેન પડતું નથી–"

"તું ત્હારા વિશ્વાસ ને મનને ખીલે બાંધે, તો સારૂં!"

"દીલ વિનાનું દીલ ક્યાં બીજે જાય?" સુમન વધુ નરવસ થયો.

"સુમન! તને પ્રભુએ નીરૂ જેવું સ્ત્રી રત્ન આપ્યું છતાં તને અસંતોષ?"

"અસંતોષ!" સુમન હસ્યો–"તું શું જાણે, મધુરી?"

"સુમન! આજે ત્હારી પ્રકૃતિ કંઇક હું વિચિત્ર જોઉં છું!"

મધુરીએ હસીને ગંભીર સ્હેરે કહ્યું.

"તેથી જાણે તને ભય લાગે છે, અને ઉઠીને ચાલી જાય છે! જા તારે જવું હોય તો જા–તને મ્હારી પ્રકૃતિ વિચિત્ર લાગતી હોય, તને મ્હારા સ્નેહ–સંબંધથી ભય કે હાનિ થતી હોય તો જા!"

"સુમન! તું તો બહુ રીસાળ થઇ ગયો છું; વાત–વાતમાં ચીડાઇ જાય છે, જાણે તને ઓછું આવતું હોય! મને ત્હારાપર વિશ્વાસ તેમજ વિશુદ્ધ ભાવ છે. હું ત્હારામાં કશું કપટ જોઇ શકતી નથી. પણ આજે મને ત્હારી દૃષ્ટિમાં કંઇક વિકાર માલમ પડે છે. તું જે દૃષ્ટે મને જોતો આવ્યો છું. તે દૃષ્ટિ આજે નથી! મને માફ કરજે, સુમન! કારણ તો ગમે તે હોય, પણ સદાનો તું હોંસીલો ભલો ને નિર્મળ આજે નથી લાગતો!"

"ખરી વાત છે, મધુરી! આજે હું તને જુદો લાગતો હઇશ. કેમકે મુઝાયલો છું. અને હવે મ્હારે શું કરવું, તેનો છેલ્લો અનુમત લેવાનો છું, તેથી તને તેમ લાગતું હશે! કહે, મધુરી મ્હારે હવે શું કરવું?" મધુરી જવાબ આપે, તે પહેલાં તરતજ નિરંજની નજદીક આવી, અને બન્નેને વાતમાં મસ્ત થયલાં જોઇને પાસેના ખુણામાં છુપી સાંભળવા લાગી—તે નિરાંત જીવે કોચ્ચેરપર બેઠી.

"ત્હારે વળી બીજું શું કરવું છે! ત્હારી પ્રિયા નીરૂને સંભાળ, બચ્ચાંને કેળવણી આપ–અને સત્કાર્યમાં જીવન પરોવીને સુખી થા—

"ના–ના; મ્હારે હવે જીવવુંજ નથી!" સુમન ઉભો થયો–ને મધુરી ઉઠી—નીરૂ ચમકી!—

"શેનો? આ તે દિવાનાપણું નહિ, ત્યારે બીજું શું?" મધુરી હસીને બોલી.

"વારૂ, દિવાનો તો દિવાનો!" સુમન સ્તબ્ધ થયો.

"પણ એટલું બધું શું છે? જો તને નીરૂની અવસ્થા પસંદ ન્હોય, તો કોઇ બીજી સ્ત્રી પરણીને સુખી થા—નીરૂ કંઇ ત્હારી ઇચ્છા તોડે તેવી નથી!" સુમનનો અનુમત જાણવાજ મધુરી બોલી.

"હા—તે તું જાણે—પણ મ્હારૂં મન સ્થીર થશે?"

"હું નથી સમજી શકતી, કે ત્હારૂં મન ક્યાં છે?"

"શું કહું મધુરી? હું પ્રભુને શરણે છું!" એટલું કહીને રડી પડયો—

"સુમન! સુમન! શાન્ત થા—તું મ્હારે ત્યાં આવજે—આપણે નિરાંતે ત્યાં વાત કરીશું! અહીં મને કશી અનુકુળતા નથી!" મધુરીએ ત્યાંથી જલદી છુટી થવાને કહ્યું, અને સુમનને આશાનું ચુમકું બંધાણું; પણ નીરૂને નવી ચટપટ ઉભી થઇ—તે તો એમજ સમજી કે "મધુરીની દાનત બગડી છે, અને સુમન તેને ચાહે છે!" જો કે મધુરીનાં ગંભીર વચનોનો, ધણી—ધણીયાણીએ જુદો જુદો અર્થ કર્યો.

કેવળ નિર્દોષપણે આ પ્રેમ—ઘેલી સ્ત્રીયે કહ્યું. પોતાના ભાઇ જેવા સ્નેહીના મનની હાલત બગડી જાણીને કહ્યું. કેમકે અહીઆં ગડબડ વધારવાથી નીરૂના મનમાં સંદેહ થાય, અને કદી જો સુમન ખરેખરો દિવાનો થયો હોય, તો તેને ઠપકો દેતાં ખોટું પરિણામ અહીં આવે, તે કરતાં પોતાને ત્યાંજ મળવાની વાત રાખી. અને તરતજ મળી—ભેટીને રસ્તે પડી!—

સુમનને સહજ દિલાસો મળ્યો, તેના મનની સ્થિતીમાં કંઇક દીવામાં દીવેલ પડેલું લાગ્યું, અને શાન્ત થયો. પણ નિરંજનીના મનની હાલત બગડી!—રજનું ગજ થયું—નજરનુ ઝેર પ્રકટયું.

વાંચનાર? આ પ્રસંગનું પરિણામ તને જોવાને વખત લાગશે, તેટલાં એક અદભૂત ધરતીકંપથી થયલા નિરંજનીના નવા અવતાર તરફ નજર કરજે! ચાલુ નાટ્ય—પ્રયોગની રંગભૂમિપર બનતા અવ-

નારસિદ્ધ પ્રયોગો તરફ દૃષ્ટિ દોડાવજે ! એક જન્મ-જીવનમાં, કેટલા ને કેવા તરેહવાર વેષ ભજવાય છે, તેનો તને વિચિત્ર ખ્યાલ આવશે.

જો-પેલા સત્યવાદી હરિચંદ્રનો સ્મશાન યોગ !-તારામતીનું પુત્ર વિયોગે હૃદયફાટ રૂદન !-અગ્નિસેન બ્રાહ્મણની સેવકી તારા, પુત્રના શબને અગ્નિદાહ કરવા જવાની વિનતીનો ચિતાર-એજ પ્રમાણે નિરંજની પાછી અવળાં ભાગ્યે, બીજાંની દાસી બની આ દશાએ પહોંચી છે. *

---

## પ્રકરણ ૩ જું.

### પુત્રના અવશાન વેળા પરવશ માતાનું કલ્પાંત !

" મહાજન ! મ્હારો પુત્ર અકાળ કાળના મ્હોંમાં સપડાયલો છે ! તેનો અવશાન નજદીક આવ્યાની ખબર મળી છે; માટે માત્ર છેલ્લું મોં જોઇને વાત કરવા માટે જવા દેવાની રજા આપશો ? " નિરંજનીએ પોતાના સેવકીય ધર્મ પ્રમાણે માલિકની રજા માગી !-

* સુર્યવંશી રાજા હરીચંદ્ર, સત્ય બળપર રાજ્ય ત્યાગી ગયો; ને રૂષિનું રૂણ દેવાને-પત્ની તથા પુત્રને અગ્નિસેનને ત્યાં વેચ્યાં. ને પોતે છેવટે ચાણ્ડાલને ત્યાં સ્મશાનનું કામ કરવા રહયો. એ કરૂણાજનક પ્રસંગમાં જ્યારે રોહિતનું મરણ થયલું જાણીને, પુત્ર-ઘેલી માતા તારાએ, અગ્નિસેન કને પોતાના પુત્રનો અગ્નિસંસ્કાર કરવા જવાની રજા માગી, ત્યારે તે વિપ્રે એટલુંજ કહયું કે " શું મ્હારા પૈસા ધુળમાં મળી ગયા ? પુત્ર ગયો, તો ભલે ગયો, પણ હવે શું, તું પણ દગો દઈને ચાલી જવાની છું ? મુજ રંકનું ધન લુંટી જવાની છું ? મરવાનું બધાંને છે. કાળ કોઈને છોડવાનો નથી. પુત્ર કોનો ને માતા કોની ? છીપમાંથી મોતી નીકળી ગયું, પછી નકામી છીપ માટે ફાંફાં મારવામાં સાર શો ? " ઈત્યાદી કઠોર વચન સાંભળવાનો એક સમય, એ અભાગી સ્ત્રીને પણ આવ્યો હતો.

વાંચનાર ! તું વિમાસણ ના કરીશ, વખત વખતની છાંયડી છે ! નીરંજની પતિ–છાયા તજી અહીં કેમ આવી ? તેનો ભેદ હવે પછીજ સમજાશે.

" ઘેલી સ્ત્રી ! અનાથાશ્રમમાં શું તેની સારવાર નથી થવાની, કે કોઇ ખબર નથી દેવાનું, કે પરભારી ખબર ઉપર અંધારી રાત્રીએ તું લાંબે દુર જવા ચાહે છે ? ત્હારા માથાપર કંઇપણ બોજ ન પડે, તેટલા સારૂ તો એ છોકરાને અમે અનાથાશ્રમમાં મોકલ્યો છે ! " શેઠે ઠંડે પેટે જવાબ દીધો !

" ખરી વાત છે, કે દુઃખતાંની પીડા બીજા શું જાણે ? " નીરૂએ નિસાસો નાખ્યો !

" બાઇ ! અમારા ઘરમાં નિસાસા અને શ્રાપ ન નાખીશ ! અમને એવું તોફાન નથી ગમતું ! તારે ગમે તો બીજે નોકરી રહે, માત્ર ત્હારી શોકયના દીકરા ભગીરથને તેં ગુરૂકુળમાં ભણવા મોકલ્યો ને તે માટે મ્હારી કનેથી ઉચ્છીની રકમ લીધી છે, કે જે તેં ત્હારી નોકરીમાંથી આપવા કહી છે–તે આપી દે, ને પછી ગમે ત્યાં જા ! "

વ્હેમી શેઠે હિસાબ ચુકવી દીધો–સ્વાથ આંધળો છે, લોભીયાઓ બેશરમ અને નિર્દય હોય છે ! નીરૂએ ફરીને વિનંતી કરવા માંડી.

" શેઠજી ! આપ એ સુખથી ભાગ્યહીન છો–એટલે અજાણ દરદીને રોપની પીડા શી રીતે જણાય ? પુત્રના અવશાન વેળા તેની માતા શું સજીવ દેહે, નજીક છતાં ત્યાં હાજર ન રહી શકે ? મને રજા આપો ! મ્હારી આ હાલતનો લાભ લ્હેવો, તમને યોગ્ય નથી ! "

" શું તેને તું જીવતો રાખી શકીશ ? "

" આપ પેલા પાળેલા પોપટને મરતો બચાવી શક્યા ? જો કે આપનો તે વ્હાલો પંખી હતો–તોપણ ગુજરી ગયા પછી બે આંસુ પાડયાં, અને તે હજી સ્મરણમાંજ હશે ! "

"હા;–પણ તે પાળેલો–અને ત્હારો પુત્ર અનાથાશ્રમમાં; પેલું અવાચ્ય વનવાસી પંખી, અને આ તો સ્વાર્થનું પંથી!"

"મહારાજ! પંખી તો વનવાસી હતું. પ્રભુની તેનાપર છાયા હતી–તમે તો ધનથી ખરીદેલું ને કૃત્રિમ માયાથી પંપાળેલું હતું; મ્હારો પુત્ર તો મ્હારા માંસનો ટુકડો છે–નવ માસ ભાર સહન કરેલો અને પિત્રીઓના પિંડદાનનો અધિકારી વંશનો વેલો છે! પોપટથી આપનું વાંઝિયામેણું નહિં ટળે–મ્હારા પુત્રથી તો તેના પિતાનુ નામ અખંડ રહેશે, અને વંશનો વિસ્તાર વધતો જશે; માટે મને મ્હારા પુત્રનું મોં જોવા જવું જોઇએ. પેટ તો પાશેર પાણીથી ભરાય છે. પણ આપની ચાકરી તો માત્ર એ મ્હારા પુત્રને, આપદ્કાળે ઉપયોગી થાય, એ ધન માટે છે; તેથી મને હવે રજા આપો. પુત્રની માંદગી કરતાં નોકરી વધુ કિંમતી નથી. નોકરી તો આ કાયા સુધી છે, પણ મ્હારો પુત્ર તો આ ભવમાં પાળનારો, ને વાસનાદેહને મુક્તિ દેનારો છે, સમજ્યા! ગમે તો છેવટની રજા આપો, ગમે તો કૃપા રાખીને થોડીવાર માટે રજા–આપો।" નિરૂએ દડતે આંસુડે રજા માગી. આખરે શેઠનું હૃદય પિગળ્યું, કંઇક માનવ અવતારના દુઃખનું ભાન થઇ આવ્યું.

"નિર્મળા! તમે હઠ કરો છો, તો હું રજા આપુ છું, પણ વહેલાં પાછાં ફરજો. તમારી શેઠાણી આજારી છે, ને તેની કને તમારા વિના બીજું કોઇ નથી. વળી રસોડામાં ભટ અને ઘાટી ગુંથાયલા કામમાં, અને હુ જઉં ઓફીસે, પછી બંગલો રાનમાં રહે, ને તિજોરી તો તાળામાં–એ તો હવે તમે અબળા એટલે એ આંસુ પાડીને પુરૂષમાં હૃદય પિગળાવો–તેથી રજા દીધા વિના છુટકો નહિ—પુત્ર કેવા અકરમી નીવડે છે, તેનો તો અનુભવ થયે સમજાય! શ્રવણ જેવા પુત્ર કે સત્યવાન તો થોડાજ; પણ દુર્યોધન જેવા તો ડગલે–પગલે!

સમજ્યાં બાઇ?" શેઠે ડહાપણ ઝળકાવ્યું—નીરૂને એટલું સાંભળવાનો વખત ન હતો. શરીર અહીં શેઠ કને હતું, પ્રાણ તો પુત્ર કને ઉડી ગયો હતો; પણ ભાખરી દેનારી ચાકરી આગળ બાઇ લાચાર બની હતી. જે કંઈ ખરૂં—ખોટું કહે, તે સાંભળવા અને હાં-જી હાં કહેવાને, દશાએ દયામણી કરી દીધી હતી.

"ખરૂં છે, શેઠજી, તોપણ માતાનો જીવડો દબાયલો કેમ રહે? ગમે તેવો અકરમી પુત્ર નીવડે, તોએ માનો તે પુત્ર! પુંડલીકે મા બાપને ઘરમાંથી કાઢી મુકયાં. તે છતાંયે તેના સંકટ, માબાપથી ન જોવાયાં! શેઠજી! ચિન્તા ન કરશો! મને મ્હારી ચાકરી કરતાં શરમ વધારે વ્હાલી છે. હું જાણું છું. કે તમે સર્વે મારા વિશ્વાસ આધારે તમારૂં સ્થુલ દેહ, જીવન ને વૈભવસ્થાન મુકેલું છે, તો હું મૂર્ખ નથી-વ્હેલીજ વળી આવીશ-જઉ છું. બાઇની મેં રજા લીધી છે!" નીરૂએ નમ્રતાથી પોતાના નિભાવ અર્થે કહ્યું.

"વા-રૂ, વ્હેલી આવજે!" છેવટે પણ પોતાના જાત્યાભિમાન પર શેઠ ગયો-હલકો તે હલકો શબ્દ વાપરી ઉભો રહ્યો! નીરૂ તે શબ્દો સાંભળી રહી-ને પાછી પાનીયે દૃષ્ટિ કરતી ચાલી.

---

## પ્રકરણ ૪ થું.

### ઓરફનેજમાંથી હસ્પીતાલમાં! અહોલામાંથી ચુલામાં!

વિપત્તી જોરથી દોડે, ખાડા ખબચા ના જુએ;
આંધળી ઓઢડાં ફોડે, સબુરી કયમ તો રહે!

અનાધાર તારામતી, રડતે ને દડતે આંસુડે, જેમ પોતાના વ્હાલા પુત્ર રોહિતનાં શબને શોધવા જંગલમાં ચાલી હતી, તે રીતે નીરૂ પોતાના એકના એક આશાધાર બાળક સુરથનું મોં જોવા ચાલી.

વાલકેશ્વરથી, છેક ચીંચબંદર સુધી પગે ચાલતી, હૃદયમાં કંપ, અને શરીરમાં નબળાઇ ચાલુ છતાં, સબુરી અને હિમ્મતથી ગઇ!...

દશાની અજબ બલિહારી છે. ચોપાટીના દરિયા નજદીક સાગર મહેલ પાસે પોતાનો બંગલો જોયો—અને તેનો દમામદાર દેખાવ નિરખીને, ખરે તેમાં ભોગવેલો વૈભવ આ ટાણે શું તેને યાદ નહિ આવ્યો હોય! ગાડી-ઘોડે ફરનારી નીરૂ, એક વેળા ભલે વિપત્તિ ભોગવેલી છતાં, છેવટે સારૂં સુખ પામી—ને ફરીને પડતા પર પાટુ, ને દુઃખતા પર ડહામ જેવી હાલતે આવી ગઇ, તેને આ વેળા ઉઘાડે પડે ચાલવું પડતું હશે—તે શું મનને નહિ લાગતું હોય! દૈવની ગતિ ન્યારી છે! વરસાદ ધીમે ધીમે પોતાની ગતી વધારતો હતો—સમય સંધ્યાકાળનો હતો—ચારથી પાંચ મૈલની મુસાફરી હતી—ડગલે ડગલે ભય લાગતો હતો. એક પગલું આગળ ભરતાં, મનને એમ થતું, કે પોતે પાછળ પગે ચાલે છે!—દુઃખ, આફતકાળનાં એવાંજ હોય છે!

આખરે મહા મુશ્કેલીએ સાંજના સાત વાગે નીરૂ બિચારી પોતાના બાળકના બિછાનાવાળા મકાન પાસે આવી પહોંચી. અનાથાશ્રમનો દરવાજો બંધ હતો, પણ બારી સહજ ઉઘાડી હતી. રામોસી દરવાજા પાસ ફરતો હતો. નીરૂએ બારીમાંથી ડોકીયું કર્યું, કે રામોસીએ રાક્ષસી બુમ મારી. તે દરવાજા નજીક આવ્યો.

"કૅાન હૅય! ક્યા કામ હૅય!"

"સિપાઇદાદા! મ્હારે મ્હારા બાળકને મળવું છે!" નીરૂ નમ્રતાથી બોલી.

—"ઇસ વખ્ત મીલના નહિ હોગા—સહૅરમેં આના!" ભૈયાજી ટેડો થયો!

"બાપુ! મ્હારો બાળક આજારી છે!"

"જબ તો કલ દપોરે આનાં! કયું કે રહવૅરમેં ડાગડરલોગ આતે હૅય."

"પણ ત્યાં સુધી મ્હારી ધિરજ કેમ રહે? હું વાલકેશ્વરથી આવું છું!"

"ક્યા હમલોગપર મહેરબાની ફરમાનેકે લીયે?"

"દાદા? તમારે બચ્ચાં છે?"

"હાં, તો ક્યા હય?" ભૈયો ભાવપર ચડયો.

"તમારૂં બચ્ચું કદાપિ માંદું હોય—ને તમને તેની કને જતાં કોઇ અટકાવે, તો—

"ક્યા બકતી હય? ક્યા તેરા બચ્ચા આજારી હુવા, સો હમેરા બચ્ચાભી હોય? ક્યા બાત લાઇ હય!" રામોસી મૂર્ખો હસ્યો!

"હું એમ નથી કહેતી—પ્રભુ તમને સદા આરોગ્યવંતાં બાળક આપે, પણ એવો વખત કોઇને હોય તો—

"બસ—બંધ કર જુઆન! સુન. યે હમેરા અખ્ત્યારકી બાત નહિ હય, કે હમ તુમકો અંદર આનેકા હુકમ દે!" હલકા લોકો પોતાને બહુ વચન માનાર્થે વાપરીનેજ મોટાઇ મેળવે છે, તેમ રામોસી પણ વડાઇ લેવા લાગ્યો!—

"ભલા રામોસી! મ્હારી કને બીજું તો કંઇ નથી, પણ બે આના-

"ક્યા? હમકોં ભિખારી મુફલીસ સમજતી હય! ક્યા હમકોં રૂસ્વત દેતી હય! ક્યા કીસીકા લડકા ચુરાને આઇ હય, યા કુચ્છ યેહી બહાનાંસે દુસરી મતલબ સાંધનેકો આઇ હય?" ભૈયાજી ફાટયા!

"ભાઇ? હૂં તો અનાથ છું. એક શાહુકારને ત્યાં નોકરડી છું. આ અનાથાશ્રમના અધિકારીઓએ મ્હારીપર દયા કરીને મ્હારા પુત્રને અહીં રાખ્યો છે. મને ખબર મળી છે, કે તે ઘણોજ બિમાર છે, તેથી માલિકની રજા મુશ્કેલીથી લઇને, છેક વાલકેશ્વરથી અહીં

સુધી પગે ચાલતી આવી છું; વારૂ, એટલી તો દયા લાવો, કે હું કેટલી થાકી ગઇ હઇશ? મને અંદર જરા એસવા તો દો?"—એટલું બોલીને નીરૂ, બારી વાટે અંદર તો પેઠી. ભૈયાને દયા તો આવી.

"અચ્છા! આ જા! ઓર દેખ, પેલી સિપાહીકી કોટડીકી પાસ બયઠ જા! મેં અંદર તલાશ કરકે આતા હું? તેરા લડકેકા નામ કયા?"

"સુરથ! નિર્મળાનો એકનો એક પુત્ર, અને—

"અરે હાં-હાં, સમજા! કયા હમકો ઉલ્લુ-બહેરા સમજતી હય! બયઠ-જા!" ભૈયો એટલી ખુમારીના શબ્દો બોલતો બંગલા તરફ ચાલ્યો-અને નીરૂ, નજદીકની કોટડી પાસે જઇને ઉભી! તેના હૃદયમાં લ્હાય બળતી હતી-પુત્રનું મોં કયારે જોઉં, એ ચિન્તામાં ગિરફ્તાર હતી-સિપાઇ કયારે હુકમ કહે કે "અંદર જાઓ." એક ટશે સિપાઇની વાટ જોતી-હૃદયમાં રડતી, આંખમાં છુપાં આંસુ અટકાવીને-બળતા દાહમાં એકલી, ઓશીઆળી ઉભી રહી! પા કલાક તો ત એમની એમ, આમ તેમ જોતી ઉભી રહી-કોઇ પણ નજરે ન પડયું, દૂર ફક્ત મેલા ફાનસની ધીમી બત્તી બળતી હતી-બાકી અંધારૂં ઘોર હતું! વરસાદ પણ ધીરી ધારે ચાલુ વરસતો હતો—કોટડી નજદીક તો અંધારી જેલ જેવુંજ હતું-જરા વારે છેવટે રામોસી આવ્યો! તેની દાનતમાં પેઠેલો કીડો ચળવળ થતો લાગ્યો-અને કંઇ જુદાજ અવાજે બોલ્યો!

"બાઇજી? આપ યહાં રાતવાસો કર સકોગે, જબ સ્હવેરમેં કુચ્છ પત્તા લગે-કયું કે અબ તો.........

"ભાઇ? હું અહીં અબળા જાત એકલી કેમ રહી શકું? વળી મ્હારા શેઠે તો એકાદ બે કલાકનીજ રજા આપી છે!"

"ત્હેરી ગરજ હો, ઓર પુત્રકા મ્હોં દેખના હો, તો રહે જા! યેહી કોટડીમે ગુજારા કર લહે! બચ્ચાંસે નોકરી જાસ્તી નહિ."

વાંચનાર ! તુંજ કહે ! નીરૂને શું કરવું ?–રહેવું કે જવું ?—

અફસોસ ! અનાથાશ્રમની સ્થિતી પણ જાણે દરબારી જેલ, કે મહેલના જેવી !–દશાના દરોડામાં એવુંજ હોય !

---

## પ્રકરણ ૫ મું.

---

### પડયા ઉપર પાટુ !—રંકનો બેલી રામ !

દેશી લોકોમાં એવી માયાળુ કહેવત છે કે "રાત ઉપર રાત પડે !" એટલે કે દુઃખતા પર ડહામ, અને પડયાપર પાટુ, એવી ધૈર્યશીલ કહેણી પ્રચલિત છે; પણ કસંજોગ વચ્ચે બધું થાય છે. આપણો આત્મીક ભાવનાનો સંસાર સદા ધર્મ અને ભાગ્યપર ચાલનારો છે. જો કે કુદરત હમેશાં મદદ કરનારીજ છે, તોપણ પોતાની માની લીધેલી રૂઢીથી થતી ભૂલને, ભાગ્યનો દોષ ગણી લેવામાં આર્ય પ્રજા કદી પાછળ હઠતી નથી, અને એ રીતે સદા આપદકાળ ને ભાગ્યયોગ, પુર્વનાં દત્ત, અને પાપનો ભાર માની લેતાં વાર લગાડતાં નથી ! આ માન્યતા કેટલીકવાર માનવા યોગ્ય હશે, પણ ઘણીવાર તો તે નબળાઇનો ભોગ થઇ પડે છે, અને ધિરજ ખોઇને પોતાને હાથે પોતાનું ઇષ્ટ બદલે અરિષ્ટ કરી દે છે ! અલબત કેટલીકવાર પારકી મદદની જરૂર પડે ખરી, પણ તે મદદ મેળવવાને જો અશક્ત થયાં હોઇયે, તો ઘણી વેળા કુદરતી રીતેજ મદદ મળી જાય છે; પણ તેથી તરત વેળા આપદકાળે નિરાશ થઇને દુઃખને, હઠાવાનો પ્રયત્ન બંધ કરી ન દેવો ! પાણીના પૂર સામે ભમે ન થવું, પણ ડુબતાં બચવાનો યત્ન તો કરવો.

નીરૂ કયાં છે ?–વાંચનાર સહજ જાણે છે, કે તે ભલી અબળા કુલીન કુળવધુ, શ્રીમંત પતિની પત્નિ, પોતાના આજારી બાળકનો

જોવા માટે અનાથાશ્રમમાં આવી છે! પેલા પહેરેગીર રામોસીની બુરી દૃષ્ટિ તળે, જૂઠાં બહાનાં તળે, એકાન્ત બાગની કોટડીમાં બેઠેલી છે!

સ્વાર્થઅંધ માણસો, નિર્મળ સ્નેહાર્દ્રજનોનાં હૃદયને પણ તેવાંજ સ્વાર્થી સમજે છે! એ મતલબી લોકો એમજ માને છે, કે પોતાની પર જે સ્નેહનાં ઝરણાં નાખે છે, તે માત્ર સ્વાર્થના એક પાપી ઝરણાંનાંજ જળ છે; પણ તે મૂર્ખ એમ ક્યાંથી સમજી શકે, કે સ્વાર્થ તો ખરો પણ લૂટારૂ નહિ, માત્ર હૃદયના સત્ય ભાવનો! ધન કે તન લૂટી લઇને, છેવટે દગો દેવાનો નહિ, પણ તે સમર્પીને, અંતે બેવફા થનારાં કાળાં માણસનાં હૃદયમાં, પોતાના પવિત્ર પ્રેમના કીરણોની સહાય તેજસ્વી ધારા મુકવાનો છે! જ્યાં કદર નથી, ત્યાં કિંમત શી છે? જેનાં કેવળ મૂળજ સ્વાર્થની જમીનમાં રોપાયલાં હોય, તેને તો તેજ દૃષ્ટિ હોય!—

નીરૂને માત્ર પોતાના પુત્રને ભેટવાને, સારવાર કરવાનો, અને પતિવંશ રાખવાનો ખરો નિર્મળ અને પવિત્ર સ્વાર્થ વિના બીજો શો સ્વાર્થ હોઇ શકે? એ પવિત્ર માયાને સ્વાર્થપરાયણ જનો તો સ્વાર્થના રૂપમાં કિંમત કરે! અસ્તુ! .........

રામોશીએ નીરૂની ખરી ગરજ વરતી! તેના જાણવામાં એમ આવ્યું, કે આ સ્ત્રી ભલે નિર્ધન છે, પણ તેનું વાદળામાં છુપાયલું વીજળીરૂપ સૌંદર્ય–ધન બહુ છે; અને તે ઉપર કંઇક પાપી દૃષ્ટિ દોડી, પણ કુદરતે તરત મદદ કરી!

નીરૂને પોતાની ઓરડી નજદીક બેસાડીને, ગેટનો દરવાજો બંધ કરવા જતાં–રામોશી પોતાની ધારણામાં નિષ્ફળ નીવડયો! જો કે અનાથાશ્રમનો સુપ્રીન્ટેન્ડેન્ટ ત્યાં હાજર ન હતો. સાત વાગી ગયા હતા. અને રામોસી પણ નિર્ભય હતો! વળી સુપ્રીટેન્ડેન્ટ પણ નિરાંત

જીવે બહાર ગયો હતો, કેમ કે એ ખાતાના સેક્રેટરી ઘાટકુપર રહેતા હતા. અને છ વાગ્યામાં તો તે પોતાની ઓફીસેથી નીકળી ત્યાં જતા હતા—કદાચ આ સ્થળે તપાસ માટે આવતા, તો સવારમાં મુંબઇ આવતી વેળા ખબર કહાડી જતા—અને કાં તો પાંચ વાગ્યે ઓફીસ છોડીને ફેરો મારી જતા—પણ છ વાગ્યાના અરસામાં ટ્રેન પકડયા વિના રહેતા નહિ, એવા નિયમિત હતા—ને તેથી સુપ્રીન્ટેન્ડેન્ટે મુકામ છોડયું હતું. જો કે તેના પર, ખાતાના અગ્રણીય પુરૂષોનો માનનીય વિશ્વાસ હતો, તો પણ આજે વીલંબ થઇ હતી, અને તેમાં કુદરતનો કંઇક હાથ ને ભેદ હતો!

રામોસી હજી દરવાજા કને જાય, ત્યાં તો સેક્રેટરીની વિકટોરિયા સામે આવીને ઉભી રહી; ઝડપથી ડોકીયું કહાડીને તેણે જોયું, કે રામોસીને સામે સલામ કરી ઉભેલો જોયો.

"સુપ્રીન્ટેન્ડેન્ટ સાબકું બોલાઓ!" શેઠે રામોસીને હુકમ કર્યો!

"વ્હો તો બહાર ગયે હૅય, જનાબ!" રામોસીયે ધીરે સાદે જવાબ દીધો.

"હં! કયુ બહાર ગયે હયેં!" આમ બોલતાં બોલતાંજ તે નીચે, ગાડીમાંથી ઉતરી પડયો. વિકટોરિયાવાલાને ઉભો રહેવા કહીને પોતે અંદર ગયો.

"મકાન છોડકે કયું ગયે?"

"કહેતે થે કે આજ દોસ્તકે વહાં મીજલસ હય—

"જબતો આધી રાતભી હો જાય!

"હાં—જી—નાં—જી!"

"અચ્છા! યહાં ખડે રહો—ગાડીમેં સામાન હય—દેખો!"—

શેઠ એકદમ અંદર બંગલા તરફ ગયો! રામોસીનાં હાંઝાંજ ગગડી ગયાં! લાચાર!—કોઇ પણ રીતે હવે દરવાજો છોડીને જવાય

તેમ ન હતું. દ્દષ્ટિ ગાડી ભણી રાખવાની હતી-પણ તેના શેઠની પીઠ તરફથી નજર દુર કરી શકવાને રામોસીની હિમ્મત થતી ન હતી-

આહા ! શેઠ કયાં ગયો ? બંગલામાં- કયાંથી રસ્તો લીધો ? રામોસીની કોટડી તરફથી, જ્યાં નીરૂ બેઠી હતી ! !—

અબળાની આંખમાં ચોધાર આંસુ હતાં-હૃદયના ફાટતા સાદે, શેઠને જોઇને એકદમ બોલી !

" દયાળુ ! મ્હારી દાદ લ્હેશો ? મ્હારા બાળકને જોવા દેશો ? " આ શબ્દ સાંભળતાંજ ભલો સેક્રેટરી ત્યાં થંભી ગયો.

" બહેન ! બાઇ ! તમે કોણ છો ? અંધારી જગ્યામાં, આ વેળા, આ સ્થાનમાં તમને લાવ્યું કોણ ? તમારો પુત્ર કયાં છે ? તમે રડો છો, કેમ ? " તેને ઘણું આશ્ચર્ય લાગ્યું !—" ભાઇજી ? હું કુલીન અબળા છું. મારો પુત્ર આ તમારા અનાથાશ્રમનો આશ્રિત છે. તેનું નામ સુરથ-એ મારો પુત્ર અવસાનમાં છે, એવું સાંભળતાં, હું છેક વાલકેશ્વરથી પગે ચાલતી એક કલાકનીજ રજા મેળવી, શેઠ ને પાછી હાજરી આપવાનું કહીને આવી છું, પણ રામોસીએ મને આગળ જવા દીધી નથી; અને પ્રભાતે બાળકનું મોં જોવાનું કહેતાં તથા જવાનું કહેતાં, આખરે મ્હારૂં પગલું ખસી શકયું નહિ, તેથી હું અહીંજ બેઠી છું ! બાપુ ! તમારૂં કલ્યાણ થશે. મરતી વખતનાં બાળકનું મોં, જો તેની માતાને જોવા દેશો, તો પ્રભુ તમારૂં ભલું કરશે ! હું તો દુઃખી અબળા છું, મ્હારૂં ખરૂં ધન અને જીવન મારો પુત્ર છે, તે તમારે આશરે, ને પ્રભુને ખોળે છે, પણ તે કદી પ્રભુને નહિ, પરવડે તો જશે-મ્હારો ઉપાય નથી. કે હું રાખી શકું, પણ મોં તો જોઉં ! " નીરૂ રડતી રડતી દડતે આંસુડે ડૂસકાં ભરતી કહેવા લાગી.

" અફસોસ ! માતાની માયા કયાં છે ? " શેઠ નિસાસો નાખીને મનમાં બડબડયો-ધીરજથી એ બાઇનાં વચનો સાંભળી રહ્યો, અને અદગદ કંઠે, પણ ટેક રાખીને એટલું બોલ્યો—

" બ્હેન ! મારી સાથે ચાલો–ક્યાં છે, તમારો બાળક ? "

" પ્રભુ તમને સો વર્ષનું વધુ આયુષ્ય દે–ને સુખી રાખે ! " મુઝાતા—નિરાશા ભરેલા દીવાની દીવટમાં તેલ પુરાયું, અને રડતી પણ આશા ભર્યા હસતા વદને તે ઝડપથી શેઠ સાથે ચાલી—

નવાઇની વાત તો એ શેઠને લાગી, કે આ રીતે જો અંધારૂં ખાતું ચાલતું હોય, તો મરૂસે ભગવાન ભૂલ્યા ગણાય !—નીરૂની કાકલુદીપર દયા આવે તે એકજ સવાલ–પણ ખાતામાં આ જાતનું અંધેર ચાલે, તે મોટામાં મોટો સવાલ હતો–ને તેથી આ દયાવંત, ને ઉદાર દીલનો–પણ સત્યાગ્રહી અને પ્રમાણિક પુરૂષ બહુ ખીજવાઇ ગયેલો લાગતો હતો. તે ઘણીજ ઝડપે બંગલામાં ગયો–અને સુપ્રીન્ટેન્ડેન્ટને જો કે ખોટી હાંક મારી, પણ તે બદલે માસ્તર અને મહેતાજી તથા રસોયો ને ધાટી દોડી આવ્યા! માસ્તરે જવાબ દીધો, કે " સાહેબ લગાર ઉતાવળના કામ માટે.........

" ચુપ રહો ! ફોનોગ્રાફનાં યંત્રો બનીને મને પણ પડધો બનાવો છો ?–વારૂ, આ બાઇનો પુત્ર કયાં છે ?—

" નામ ?—નીરૂને માસ્તરે પૂછયું.

" સુરથ—નીરૂએ એકદમ કહ્યું.

" સુરથરાય સુમનરાય મહેતા ?—

" હા–એજ–મ્હારો આભારી પુત્ર–કહો, કહો, તે હજી સદેહે સલામત તો છે ? "

" તે તો પ્રભુ જાણે, પણ અહીંથી તો હોસ્પીટલમાં—

" હોસ્પીટલમાં ? કોની રજાથી ? ઓરફનેજમાંજ હોસ્પીટલ છે, ડાકટરો રોકાયલા છે ! "

" પણ સાહેબને એમ વાજબી લાગ્યું હશે સાહેબ ! "

"હં ! વાહ ! સાહેબ તો સાહેબ બની ગયા લાગે છે ! આપ ખુદ સત્તા ખુબ ચલાવી રહેલા છે ? વારૂ, કયું હોસ્પીટલ ?

"આરથર રોડ !"

"શું શકમંદ કેસ છે? "

"એમ હોવુ જોઇએ !

"વારૂ, ટેલીફોનનો નંબર જોઇને પુછો, કે તે બાળકની તબીયત કેમ છે ! તેટલામાં હું અંદર જઇ આવું છું ! "–માસ્તર કંપતો જ્યાં ટેલીફોન હતો, ત્યાં ગયો. બીજાં તો સ્તબ્ધજ બની ગયાં—

"બાઇ ! તમારો કેટલો ઉપકાર ?"

"ફિકર નહિ, બાઇ ! અમારા ખાતાની રૂએ પણ તપાસ કરવી જોઇએ–તમે અહીં ઉભાં રહો–હું આવું છું–

હજી તે આગળ ચાલે, ત્યાં માસ્તરે આવીને ખબર આપી, કે "બાળકથી હાલત લગાર સુધારા પર છે !" આ શબ્દ નીરૂએ પણ સાંભળ્યા—

"શું ત્યારે મને મ્હારા એ બાળકનું મોં જોવાનું નહિ મળે ?"

"મળશે "—"માસ્તર ! બાઇને મ્હારી ગાડીમાં બેસાડીને હોસ્પીટલ સુધી મુકી ગાડી પાછી લઇ આવો–હું અહીંથી ટેલીફોન કરીને ખબર આપું છું–"

"વારૂ–સાહેબ !–" માસ્તર તૈયાર થયો.

"બાઇ ! પ્રભુ તમને દિર્ધાયુ બક્ષે—

"બાઇ ! પાછાં સંભાળીને વિદાય થજો. બાળક તમારૂં સલામત છે. પ્રભુ સારૂં કરશે. ધિરજ રાખશો, તો સૌ સારૂ થશે."

–"હા..." નીરૂથી કંઇ ન બોલાયું. છાતી ભરાઇ આવી. અને શેઠ તો અંદર ગયા—માસ્તર કપડાં પહેરીને આવ્યો, ને નીરૂને લઇને ચાલ્યો.

આહા! પ્રભુની કેવી ગતિ? પણ દરવાજા કને આવતાં, રામો-સીનું મોં કેવું હતું?–તેને લાલચ તો થઇ. કે માસ્તરને પુછીને ત્યાં થયલો નાટક સાંભળવો, પણ વખત ન હતો, બાઇ સાથે હતી. ને વળી તે બન્ને વિક્ટોરિયામાં બેસતાં જોયાં, પછી રામોસીની હાલતનું પુછવું શું?—

રંકને રાખનાર રામ છે! જેનું કોઇ ધણી નથી, તેનો પ્રભુ રખવાળ છે! હવે શું થાય છે, તે જોવાનું છે!—

---

## પ્રકરણ ૬ ઠું.



### અનાથની બાજી પ્રભુ હાથ!

કુતરતના ભેદને પહોંચી શકાતુંજ નથી! માયાથી વિંટાયલાં મતલબી જગતને, પોતાનું હીત શુદ્ધ માર્ગે જોઇ શકાતુંજ નથી! પોતાને હાથેજ પોતાનું અહીત થતું, છતાં, બીજાની આંખે દેખાય છે, પણ પોતાથી જણાતું નથી!—કેટલીકવાર બહુ અકળામણ સંજોગ આવી નડે છે. ત્યારે બુદ્ધિ ભ્રમિત થઇ જાય છે, એ વેળા તેની વિચારશક્તિ કંઇપણ માર્ગ કરી શક્તી નથી! અને એવા પ્રસંગે, પાપી અને સ્વાર્થી, કાળા હૃદયના કાણીયા, યદાતદા બકવાદ કરીને લાભ લેવા યત્ન કરે છે!! જો કે એ મતલબ પાર પડવી, તો પ્રભુ હાથ છે. પણ દુઃખિ દયામણા અવસરમાં તે પાપીષ્ઠ દુરાત્મા, બીજાને દુઃખિ તો કરી શકે છે! જો માણસોજ ખોટું કરવા સમર્થ હોત, તો પછી કુદરતના ભેદની વાત માન્ય થાતજ નહિ. પરંતુ પરનું અહિત કરવા ચાહનાર, પોતેજ પોતાનું પ્રથમ ઉભય લોકમાં કલ્યાણ થતું અટકાવે છે!!—

નીરૂ, પોતાના પુત્રને મળવા માટે, કાળી રાત્રીયે, અનાથાશ્રમમાંથી ઇસ્પીતાલ તરફ ચાલી—માર્ગમાં પેલા મહેતાજીએ તેણીની કંઇ કંઇ હકીકત પુછવા માંડી, પણ બિચારી નીરૂ એટલુંજ બોલી કે "ભાઇ, હાલ મને કંઇ ન પુછશો! હું અભાગણી આ વેળા મુઝાયલી છું. હું નિરાંતે કોઇ વેળા તમને કહીશ; પણ શું ખરેખર મ્હારો પુત્ર, આ ઇસ્પીટલમાં છે? શું તમારા આશ્રમમાં નથી?"
"બાઇ! આમ કેમ બોલો છો? શું તમને હેરાન કરવા અને સાથે અમારે હેરાન થવાને આ મહા મહેનત માથે ઉઠાવીયે છીયે? આમ કેમ પ્રશ્ન કર્યો?"

"ભાઇ! ખોટું ના લગાડશો! પેલા તમારા રામોસીએ મને ત્યાં એટલા માટેજ રોકી હતી! મ્હારો સુરથ તો ત્યાં છે, પણ સવારે મળી શકશે. એમ કહીને મને ત્યાં રાતવાસો રાખવા ચાહી હતી!"

"સમજ્યો! તેમાં કંઇક રામોસીની ભૂલ થઇ હશે!"

મહેતાજી ભેદ સમજી ગયો, પણ વાત ખુલ્લી ન કરી—રામોસીના પેટમાં પાપ લાગ્યું—નીરૂ પણ વધુ ન બોલી. એટલામાં ઇસ્પીતાલ આવી.

"બાઇ! જો આ ઇસ્પીતાલ છે. હવે તમે ઉતરી પડો—હું ગાડી લઇ જાઉં; અમારા શેઠ વાટ જોતા હશે!" એટલું બોલીને માસ્તરે ગાડી ઉભી રખાવી—

"ભાઇ! મને અહીં કોણ ઓળખે છે, કે અંદર જવા દે? તમે જરા ખોટી નહિ થઇ શકો?"

"ના! પણ તમે ફિકર ન કરો; શેઠજીયે અહિંયાં ટેલીફોન મારફત તમારા આવવાની ખબર આપી હશે!"

" વારૂ, બાઇ ! " નીરૂએ લાચારી બતાવી. અને ગાડીમાંથી ઉતરી પડી. મહેતાજીએ ગાડી એકદમ ઓરફ્નેજ તરફ હંકરાવી મુકી.

નીરૂ જેવી ઇસ્પીતાલના દરવાજા પાસે ગઇ, કે રામોસીએ અટકાવી; પણ સદ્દભાગ્યે ડાકટર દેશાઈ ત્યાંથી અંદર જતાં જતાં પસાર થયો—ને તેની નજર નીરૂ તરફ પડી; એકદમ ઉભો રહ્યો, ને પુછ્યું–

" કેમ બાઇ ? તમે કોણ છો ? કેમ આ વેળાએ ? "

" હું મ્હારા પુત્રને જોવા આવી છું. ઓરફ્નેજ તરફથી–

હજી આ શબ્દ આગળ વધે, તેટલામાં ડાકટરે કહ્યું.

" ચેસ ! આવો, અંદર આવો; તમારો પુત્ર સારી પેઠે છે ! " ડાકટરે નજદીક આવીને કહ્યું.

નીરૂને ડાકટરેજ બોલાવી–પછી સિપાઇનું શું જોર, કે અટકાવે ? નીરૂને અંદર જવાની તક તો મળી.

" મ્હારા પુત્રને હું હમણાં જોઇ શકીશ ? "

" હા, શા માટે નહિ ! પણ તમે મને ઓળખો છો ? "

" ના—હા—માત્ર ચ્હેરો યાદ આવે છે, પણ–

" હું ડાકટર દેશાઇ ! તમે રાજનગરમાં મ્હારા ઘરની પછવાડેજ રહેતાં હતાં ! નિર્ગુણરાય મહેતા તમારા સસરા ! સુમન મ્હારો પરમ મિત્ર–

હજી ડાકટર વાત આગળ ચલાવે, તેટલામાં ટેલીફોન આવ્યો. અને માણસે ખબર આપી. " જરા ઉભાં રહો, બાઇ ! હું આવ્યો ! " ડાકટર તરત ઓફીસમાં ગયો—નીરૂ વિચારમાં પડી ! પોતે કોણ, અને આ શી દશામાં ! અફસોસ ! જમાનાની બલિહારી છે–

" તમારૂં પ્રભુ ભલું કરો ! " નીરૂએ અંદર જતાં જતાં કહ્યું–

', ચિંતા નહિ–" એટલું કહીને, આ રડતી નીરૂનાં વધુ રૂદન ન જોતાં—તરત ત્યાંથી હુકમ રવાના કર્યો—તેણે અંદર વોર્ડમાં તપાસ

કરવા નર્સને મોકલી. નર્સે, વોર્ડની લેડીને દરદીનું નામ જાણવાનો કાર્ડ આપ્યો—ત્યાં તે બાળક ન હતું. નર્સ બીજા ભાગમાં ગઇ, ને તેનો પત્તો લઇ, ડાકટરને ખબર આપી.

પછી પાંચ મિનિટમાંજ ડાકટરનો આસીસ્ટંટ આવ્યો, નીરૂ તેની સાથે ઇસ્પીતાલમાં ગઇ! ઇમ્પ્રુવડ થયલા કેસોના રૂમમાં જ્યાં સુરથ હતો, ત્યાં પહેલાં **નર્સ** જઇ મળી. પછી નીરૂ પહોંચી; પણ આહા! સુરથને જોતાં શું તેનું નયન અશ્રુધારાથી વહેતું થયું, કે તે કાં નજરે જોનાર, યા તો અનુભવીજ જાણી શકે! વળી માતાને જોઇને સુરથ એટલો તો આકળો પડી ગયો, કે કંઇ પણ ડાકટર કે બીજાની શરમ દરકાર રાખ્યા વિના તેને દોડતો ભેટી પડ્યો. મા—દીકરો બહુ દહાડે મલ્યાં!

જરા વારે ડાકટર ઉતાવળો ઉતાવળો ત્યાં આવ્યો. "બાઇ! મને લગાર બહુ જોખમ ભરેલા કેસ માટે જવાનું છે. તમે તમારા પુત્રને મળી શકશો. મેં બંદોબસ્ત કર્યો છે!"

"શું હું તેને મ્હારી સાથે લઇ જઇ નહિ શકું?"

"જો કે તેમ બની શકતું નથી, પણ તમે મ્હારાં પિછાણદાર છો, એટલે હું મ્હારે જોખમે તમને સોંપી શકીશ; કેમ કે આ કેસ તો ઓરફનેજ તરફથી આવેલો છે. તમને ત્યાંથી મોકલ્યાં છે, એટલે હવે વાંધો તો નથી. હું મ્હારા માણસને હુકમ આપું છું—તમે ખુશીથી તેને લઇ જાઓ—પણ આટલી રાત્રે?"—

"હા; મારો જીવ તરફડીયાં મારતો બચી જશે—હું તેને વાલકેશ્વર, જ્યાં હું નોકર છું, ત્યાં લઇ જઇશ; બંગલો ખુલ્લી હવાવાળો અને શેઠ શેઠાણી બહુ માયાળુ છે. તમારો ઉપકાર થશે." એટલું સાંભળીને ડાકટરે તેને રજા આપી. અને પોતે રવાના થયો. એટલામાં એસીસ્ટંટ ત્યાં આવ્યો.

"ભાઇ ! હવે મને મ્હારો પુત્ર લઇ જવાની રજા છે ?"

"પણ તમારે થોડી વાર ખોટી થવું પડશે. મારી નોંધબુકમાં તમે સહી કરો, ને પછી લઇ જાઓ. ચાલો–"

"બા ! મને અહીંથી લઇ જશો કની ?" સુરથે રડતાં રડતાં કહ્યું.

"હા, હું લઇ જઇશ, મારા દીકરા !"

"શું હમણાંજ ? મને હવે બીજે ન મોકલતાં, હો !"

"ના, મારા બેટા, હું તને મારી નજરથી અળગો નહિ કરૂં !"

નીરૂ, પોતાના પ્યારા પુત્રને લઇને બહાર આવી.

આહા ! આ વેળા મા–દીકરાનાં હૃદય કેવાં માયાથી રસ–બસ થઇ રહ્યાં હશે ! પેલા ભલા ડાકટરને કેવાં આશિર્વાદ આપતાં થયાં હશે ! પણ હા ! વળી એક વધુ પીડા બાકી હતી, તે આવી ચડી ! હરિશ્ચન્દ્રે, વિશ્વામિત્રને રાજપાટ આપી દીધું, પણ દાનમાં આપેલી પેલી સો સોના મ્હોર રહી ગઇ, તે આ વેળાએજ મુનિયે માગી લીધી ! હવે શું કરવું ?

નીરૂને તેનો પુત્ર સુરથ સ્વાધીન કરતાં, ડાકટરના આસિસ્ટંટે, સારવાર માટેનું નાજુક બીલ થયું, તે પૈસા માગ્યા; જો ડાકટર કહી ગયો હોત, કે તેની કનેથી કંઇ ન લ્હેવું, તો એક વાત હતી; પણ એ વિષે કશો ઇસારો ન કર્યો, એટલે વાત વિલંબમાં પડી !

"બાઇ ! આ તમારા પુત્રની સારવાર બદલ, ઇસ્પીતાલના ધારા પ્રમાણે ફકત સવા રૂપિયો તમારે ભરવો પડશે !"

"પણ મ્હારી કને તો કંઇ નથી ! વાલકેશ્વરથી ઓરફનેજ સુધી ચાલતી આવી છું. ને અહીં સુધી તો ઑર્ફનેજના શેઠની ગાડી મુકવા આવી હતી; અહીંથી જતાં જો ગાડી કરવી પડશે, તો ત્યાં જઇને

ભાડું અપાશે!" નીરૂની આંખમાં આંસુ આવી ગયાં—પુત્રની સારવાર માટેના પૈસા* પણ પોતાની પાસેથી આપી નહિ શકી!

"ત્યારે મ્હારાથી રજા કેમ આપી શકાશે?" એસીસ્ટંટે દિલગીરી દેખાડી–નીરૂથી વધુ રડી જવાયું; અને તે સાથે સુરથ પણ રડી પડયો—આખરે નીરૂ બોલી.

"ભાઇ! રાત્રી અંધારી છે. રસ્તો લાંબો છે. અને મ્હારા શેઠ મને તરત વેળા પૈસા નહિ આપે-કહો તો મારા ગળામાં એક મંગળ પારો છે, તે આપું; પણ તે મારા ધર્મનું ચિન્હ છે!"

"ચિન્તા નહિ! કાલે તેટલા પૈસા મોકલી આપજો. હું ડાક્ટર સાહેબને વાત કરીશ!" ભલા માણસે અંતે મદદ કરી.

---

* તારામતી, પોતાના મૃતપુત્ર રોહિતના શબને અગ્નિસંસ્કાર કરવા માટે, સ્મશાનમાં, જ્યાં રાજા હરિશ્ચંદ્ર, ઢેડના નોકર તરીકે, સ્મશાનની ચોકી કરવા, અને બળતાં મુડદાંનો કર મેળવવા રહેલો હતો–ત્યાં આવી ચઢી; અને બાળકને અગ્નિદાહ કરવા માટે વિનંતી કરવા લાગી, ત્યારે અજાણ રાજાએ, રડતી રાણીને કહયું કે—

"બાઈ! તારા બાળકના દેહને બાળવો હોય, તો મારા ધણીનો કર આપ-તે કર ફક્ત વધારે નથી—એક પૈસો, એક કપડાંનો કડકો, ને મ્હોંમાં મુકાય તેટલા મુડી ચોખા! જો કે તું બહુ રડે છે, તેથી મને બહુ દયા આવે છે, પણ તેમાં મ્હારી સત્તા નથી. માત્ર મુડી ચોખા! મારી મતા છે, તે હું મુકી દઉં છું, પણ પૈસો ને કડકો તો તારે આપવોજ પડશે–તે સિવાય મારાથી મુડદાંને બાળવા દેવાશે નહિ!" "ભલા શખ્સ! મ્હારી કને કંઈ નથી; હું એક બ્રાહ્મણની રંક દાસી છું. મ્હારો પુત્ર, હાય! મ્હારો વંશ બાળીને ચાલ્યો જાય છે!–હું પગે પડી કહું છું, કે મારી કને કંઈ નથી; માટે આ દુઃખિ દેહીને અગ્નિસંસ્કાર કરવા દે!"—તારામતીએ ફાટતી છાતીયે રડતાં રૂદન કરતાં કહયું.

"ઓ મૂર્ખ સ્ત્રી! શું તું સૌને આંધળાં સમજે છે? તું કેવી જુઠી સ્ત્રી છે! તું કહે છે કે ત્હારી કને કંઈ નથી! ત્હારા ગળામાં જો, પેલો મંગળ દોરો છે,

પુન્યના માગ કંઇ એક નથી. કાયા-વાચા કે મનથી પણ મહદ પુણ્ય થઈ શકે છે! આખરે સુરથને લઇને, છેક અરધી રાત્રે, નીરૂબહેન બિચારી વાલકેશ્વર, શેઠના બંગલા તરફ રવાના થઇ-સુરથ જો કે હજી ઘણો નબળો હતો. તેનામાં ચાલવાની વધુ શક્તિ ન હતી. તેથી વિક્ટોરિયા ભાડે કરી લીધી-હવે વળી ત્યાં શું બને છે, તે જોઇએ!

પ્રભુ જો કે મનુષ્યની દૃષ્ટતા તપાસે છે ખરો, પણ તેને તજતો નથી!

---

## પ્રકરણ ૯ મું.

### આખરે રઝળપાટમાં!

માણસ ધારે છે શું, અને કુદરત કરે છે શું!—નીરૂ પોતાના વ્હાલા આજારી પુત્ર સુરથને, ઇસ્પીતાલમાંથી, મહા મહેનતે બહાર

---

તે વેચ, અને આપ મ્હારા ધણીના કર-ઠગારી? જા, દૂર રહે!"-હરિશ્ચન્દ્રે, તારાને ધમકી દઈ કહયું—

"શું તેં મ્હારો મંગળ દોરો જોયો! અરેરે! શું હું એટલું બધું અધમ-પણું પામી ગઈ? હાય! જે દોરો, ફક્ત એક સુર્યવંશી રાજા હરિશ્ચંદ્ર વિના બીજા કોઈના જોવામાં નથી આવ્યો- તે હે દેવ! ત્હારી અધમ આંખ્યે પડયો! હા! હું મારો પતિ, પુત્ર ને રાજ સર્વ ખોઈ બેઠી—

હરિશ્ચંદ્ર, આ હકીકત સાંભળીને ચકિત થઈ ગયો, અને તરત પિછાણ પાડી—જો કે પોતાની પત્નિની આ દશા, ને પુત્રના મરણથી તેને બહુ દુઃખ લાગ્યું; તો પણ સત્યને ન ઢાંકવા માટે, પોતાની પ્રિયાને રાત્રી વેળા, ભર વરસાદમાં, પોતાના ધણીના કર લ્હેવા તેના શેઠને ત્યાં નગરમાં રવાના કરી!—

અસ્તુ! નીરૂ પણ બિચારી તે સ્થિતી પામી ગઈ!!—

લાવી. તે ધારતી હતી કે, પોતાનો શેઠ તો કદાચ નહિ, પણ શેઠાણી તો જરૂર ખુશી થશે; પણ ત્યાં તો વિચિત્ર ને વિપરીત બનાવ બન્યો!

નીરૂ, રજા લઇને શેઠને ત્યાંથી ઓરફ્નેજ તરફ ગઇ હતી. શેઠાણી માંદગીમાં હતાં. અને શેઠે ઘણીજ આનાકાનીથી રજા આપી હતી; પણ પાછળથી શેઠાણીની તબીયત એકદમ બગડી આવી, ને તે વેળા નીરૂની જરૂર પડી–તે હાજર ન હોવાથી શેઠાણીનું મગજ ફરી ગયું, ને નીરૂ માટે વિપરીત મત બાંધી બેઠાં!—

મુંબઇના! ફાંટાબાજ ધનવંતોમાં કેટલાક અભાગીયા શેઠીયા એવા છે, કે જેને ઘડીની શરમ નથી હોતી; તે કેવળ નોકરોનાં લોહી પિનારા સ્વાર્થી ગીધડા જેવા હોય છે! સો વરસની સેવા, એક પળના છઠ્ઠા ભાગમાં, હતી ન હતી કરી નાંખે છે! બદલો આપવાની વાત તો કરવીજ શાને, પણ માથે અપવાદ મુકીને, અને ઉપર વળી મહેરબાની પણ એવી કે, નોકરો જાણે મોટા અપરાધમાં છતાં પોતે જતા મુકે છે, નીકર તો પોલીસના હાથમાં દઇને, પાછું જેલનું ઝેર ચખાડે! પ્રભુ એવા શેઠથી બચાવે! એ તો મરકીના હિંગામમાં જરા ભલા શેઠીયાઓ અને શેઠાણીઓને ખરેખરી ખબર પડી છે કે– નોકરોને સતાવવામાં ફળ એ મળશે, કે ઘોડાને ચંદી દેવાને, હાંલ્લાં– પાણી હાથે કરવાને, અને છેવટે મોરી ગટર તથા સંડાસ હાથે ધોવાને, જાતેજ ઝંપલાવું પડશે! "રામા પાણી લાવ તો?" આમ કોચ કે ઝુલાપર બેઠેલી શેઠાણી લાડ કરે, તેને એવો વખત આવી જાય, કે છઠ્ઠીનું ધાવણ ધાવેલું યાદ આવે–ને ખરે બપોરે ગગનના તારા નજરે ચડે! નોકરો હવે કાચા નથી, પણ એવું કરવાનું શેઠ લોકોએ હાથેજ શીખવ્યું છે, એટલે તેમાં કોનો વાંક કહાડવો?–બિચારી નીરૂ જેવી કુલીન નોકરડી તો લાખે એક! નીરૂએ વિકટોરિયા ભાડે કરી. બે રૂપિયા ભાડાના ઠરાવ્યા. રસ્તામાં સુરથની તબીયત બગડી

આવી. ડોકટરને ક્યાંથી લાવવો? વળી પૈસા પણ પાસે નહિ. અંતે જેમ તેમ પીડ દાબીને, અને મ્હોડેથી વ્હાલના બે બોલ બોલીને બાળકને ઠંડો પાડયો; અંતે શેઠને બંગલે આવી પહોંચ્યાં; પણ રામોસીએ તો દરવાજો બંધજ કરેલો, કેમકે શેઠનો સાફ હુકમ હતો, કે જરાયે ગડબડ થવા ન દેવી! નોકરોએ ધીમે પગલે ચાલવું, ને ધીમે વાત કરવી, તે પણ સ્વર વિનાની; કેમકે શેઠાણીના મગજને થડકાટ લાગે!

નીરૂ તો દોડતી ઘોડાગાડીમાં, ખડખડાટ કરતી આવી, પણ કોણ હોય, તે દરવાજો ઉઘાડે! શેઠ આ અવાજ સાંભળીને ગુસ્સાભેર બહાર આવ્યા. અને કોણ છે? એટલુંજ પુછયું—નીરૂએ જવાબ દીધો, કે—

"એ તો હું નિર્મળા છું, શેઠજી? બાળકને સાથે લાવતાં વાર લાગી

"વારૂ, જાઓ, હાલ કામ નથી—"

"પણ બાળકની તબીયત સારી નથી, ને ગાડીવાળાને ભાડું દેવાનું છે.

"એ સૌ સવારે જોવાશે. હાલ ગડબડ ન કરવી. શેઠાણીની તબીયત બરાબર નથી, જાઓ! રામોસી?" એટલું બોલતો બોલતો શેઠ અંદર બંગલામાં ચાલ્યો ગયો.

વિકટોરિયાળો ઉતાવળો થયો. સુરથની આવી તબીયત, પવન અને ખડખડાટ તથા અથડાટથી વધારે બગડી હતી. અહીં તો આ બગડેલો મામલો હતો. નીરૂએ ત્યાં ઘણા કાલાવાલા કર્યા, પણ કંઈ જવાબ ન મળ્યો, અંતે પછી વિકટોરિયાવાળાની ઘણી દયા માગી, અને તેણે મરજી બતાવી. અને મા–દીકરાને તેણે કહ્યું, ત્યાં મુકી આવ્યો. તેણે ઘટતી મદદ કરી; પણ પેલા બદમાશ ધનવંત શેઠીયાને ઘડીની શરમ ન પહોંચી!—

આખરે મા–દીકરો રઝળપાટમાં પડયાં! તેઓ અરધી રાતે ક્યાં ગયાં હશે? અનાથનો બેલી ઇશ્વર!

વાંચનાર! હાલ તો તારી નજર આગળથી આ દશાએ નીરૂ, આ સ્થાન તજી ગઇ છે; ક્યાં ગઇ, ને શું થયું, તે હવે પછી જરૂર જાણીશું; પણ તે પહેલાં, તે આ દશાએ પાછી કેમ પહોંચી–તે જાણવાનું વધારે ચાહીશું.

ચાલ, ત્યારે તને તેની મૂળ હાલત તરફ ઝાંખી કરાવું!

---

## પ્રકરણ ૧૦ મું.



### મધુરીનો સુખવાસી સંસાર.

**સોરઠો.**

રાત ઉપર નહિ રાત, પડે કદી કહેવત કહે;
પ્રકટે નક્કી પ્રભાત, કુદરતનો એ નિયમ છે!
ભાગ્યહીન જન કોઇ, હશે જગતમાં જો કદિ;
તે જ નશીબને ધોઇ, રાત–રાત રડતા રહે.

"**વરધેલી વનિતા**"ના વાંચનારને બરાબર યાદ હશે, કે આ રાંક હૃદયની મધુરી, વિનોદરાય સોલીસીટરની કૂળવાન પત્નિ ભગીરથીને પેટે રત્નરૂપ અવતરી હતી–'મા તેવી દીકરી' એ ગુણાવગુણની કહેવતમાં પણ ભગીરથી અને મધુરીનો, મા–દીકરી રૂપે દાખલો બરાબર જ છે! ભગીરથી માયાળુ ને શાન્તિવૃત્તિની, તે કરતાં પણ મધુરીની ગરીબાઇ, સાલસાઇ અને નમ્રતા ચડતા દરજ્જાએ પહોંચી હતી.

– જો કે ભગીરથી તો મૂળથીજ ધનવંત ઘરમાં આવી વસી હતી, અને વિનોદરાયને મળેલા વૈભવમાં, મૂળથીજ પગલું પ્રારંભ કરેલું હતું, એટલે તેને સંસારી વિટમ્બનાનો અનુભવ ન્હોતો–પણ મધુરી

તો લાડમાં ઉછરીને, એક કુસંગી સાસુ તથા અજ્ઞાન પતિના સંસાર–વ્યવહારમાં, દુઃખ અને રૂદનમાં કેટલાંક વર્ષો, બલ્કે જુવાની બાળી–ઝાળી નાખી હતી. આ કડણુ અવસરમાંયે, આ પ્રેમઘેલી પ્રમદા–મધુરીએ, પોતાની સદ્‌ગુણતાને દોષ લાગવા દીધો ન્હોતો ! આ વાર્તાની શરૂઆતના પ્રકરણુમાં વાંચનારને ભાન થયું હશે, કે સુમન અને મધુરી બન્ને પવિત્ર ભાઇ બહેનના પ્યારથી વસેલાં હતાં. અને એક વેળા મધુરી પોતાના સાસરવાસથી નીકળીને સુમનના સ્નેહ–આશ્રમમાં રહી હતી. તે રાત્રીયે તેનું મન નબળું થઇ ગયું હતું, પણુ તેની સત્યવૃત્તિએ, પવિત્રપણું કે પતિવ્રત ગુમાવ્યું નહોતું. ને તે પછી જો કે તેના ઉપર આફતે, પરિતાપ નાંખવામાં કચાશ તો રાખી ન્હોતી, પણુ અંતે સત્ય–પ્રતાપે તે પોતાના પતિનું માન પામી, અને આજે એ બાળકની માતા થઇને, સ્વામી સાથે, મુંબઇ શહેરના ધનવંત મંડળમાં, કૂળવંત અને સદ્‌ગુણી સુંદરી તરીકે સુખ ભોગવતી જોવામાં આવે છે. કનકરાયનો મધુરીપર અતી વિશ્વાસ અને પ્યાર છે. તે રીતે મધુરીએ, પોતાના પતિને સહૃદય પ્રેમી તરીકે સેવન કરતી રહીને વિશ્વાસ મેળવ્યો છે. અને પોતાના બન્ને બાળકોની આરોગ્યતા તથા કેળવણી આપવાનો બોજ પોતે ઉઠાવી લ્હેવા ઉપરાંત ઘરનો વ્યવહાર, તથા પોતાની માતાના વહીવટમાં પણુ પોતે કુશળતા રાખેલી છે. વિનોદરાય સોલીસીટરની પહેડી ચાલે છે, પણુ તેમાંથી માત્ર વર્ષાસન આવે છે. અને કેટલીક મીલ્કત, રોકડ વિગેરે જે છે, તેનો વહીવટ, તો તેના ટ્રસ્ટીઓ ઉપરાંત, મધુરીનો વર કનકરાય કરે છે, કેમકે ભગીરથીનો પુત્ર હજી ન્હાનો છે.

મધુરી જેમ પોતાના પતિના વિશ્વાસુ લાડમાં માનીતી ને સુખી છે; તેજ રીતે પિયરના પ્રકરણુમાં પણુ પ્રવીણુ, પંકાયલી અને પ્રેમ–ઘેલી પ્રમદા છે !

મધુરીનું નામ **પ્રેમ–ઘેલી** કેમ પડયું ? એક જુવાન અબળા જ્યારે પોતાના કાચા અનુભવે પ્રેમમાં પડે, અને નાદાનીના ઝુલા ઉપર હીંચતાં મગજને ચક્કર આવી અથડાયા કરે છે, તેવી સ્ત્રીને પણ પ્રેમ–ઘેલી કહે છે ! પણ મધુરી તો આ ખેતાબ જુદીજ રીતે પામી છે ! પરહીત કરવામાં, અને પારમાર્થિક કાર્યમાં તે એટલી મસ્ત અને નિગ્ન રહેતી હતી, કે જેમ કોઇ ભક્તજન, પ્રભુના સ્તવનમાં ચુસ્ત રહી, એજ જ્ઞાનમાં ગુંથાઇ જાય; તેવી રીતેજ મધુરી ગુંથાતી–અને તેવાં પરોપકારનાં કામનો જશ યાને " **પ્રેમ–ઘેલી** "નો ખેતાબ મળ્યો હતો.

ઘર–ઘેલી અને વર–ઘેલી સ્ત્રીઓના શબ્દોમાંજ કંઇક ગંભીરતા છે, પણ પ્રેમ–ઘેલી લગાર ચમત્કારિક ભાવ બતાવે છે; યાને તેમાં કંઇક જુવાનીનો મદ, તથા ઉડતા પવનનો વંટોળીયો જણાય છે; પણ મધુરીના સંબંધમાં તો તેનો જુદોજ ભાવ અને અર્થ લાગુ પડયો. ને તેથી તે " **પ્રેમ–ઘેલી પ્રમદા** " તરીકે, સહચરી મંડળમાં તેમજ હીંદુ સ્ત્રીમંડળમાં પંકાણી:

પતિની સેવામાં પણ પ્રેમ–ઘેલી, બાળકનાં લાડ કરાવવામાં પણ તેવીજ, માતાની મમતામાં પણ તેવી, તેમજ કોઇ બહારનાં કામકાજમાં પણ ઘેલી–આતુર બને; જાણે કયારે તેનું ભલું કરૂં ?

આ પ્રકારનાં પારમાર્થિક અને નિઃસ્વાર્થ માણસોના નિષ્કામ ભાવનાવાળા પરોપકારમાં પણ કોઈ કોઇ અદેખાં માણસોની પાપી જીભ લગાર કાંટાવાળી હોય છે ! ને તે રીતે ભલી તથા નાજુક મનની મધુરી પ્રત્યે, તેના સુખ વૈભવ તેમજ ભલી વૃત્તિ પ્રત્યે, કોઇ કોઈ અદેખાઇથી જોતું હોય, તો કશું નવાઇ જેવું નથી. જો કે હાલ તો તે **સુખની** ટોચ ઉપર છે; પણ સર્વ દીન કંઇ સરખા નથી. સીતા ઉપર પણ ખોટો દોષ ચડયો હતો.

---

# પ્રકરણ ૧૧ મું.

## સુમનના મનોવેગની શાન્તિ!

મધુરીની પરોપકાર વૃત્તિમાં સુમનનું હીત, અવળી બાજુ પર ન્હોતું; સુમન પ્રત્યે મધુરીની માયાળુ ભક્તિ, એક સાચી અને સમજુ, તથા ઘડાયલી અને અનુભવી બ્હેન જેવી ઉંચી, તેમજ સુખકારી હતી. "**કાળને વશ જગત છે!**" નળ રાજાને પણ એક સમયે એવી બુદ્ધિ થઇ હતી, કે જે પ્રસંગે દમયંતીનો ત્યાગ કરીને તેને વનમાં અટુલી કરી દીધી હતી. સુમન તથા મધુરીની છેલ્લી વાતચીત થયા પછી, આજે સુમન અહીં મધુરીને મળવા આવેલો છે. પોતાના દુઃખની કોથળી ખાલી કરીને, મનને વિરામ આપવા આવ્યો છે.

"સુમન! તું ચતુર છું; અને ત્હારો અનુભવ આ સંસારી સોના જેવો, તથા કર્મની કસોટી પર ચડેલો છે; તોપણ મન બહુ ચંચળ, લોભી અને નાજુક મીણ જેવું હોય છે, તે સ્હેજ વારમાં નરમ બની પીગળતાં વાર લાગતી નથી; પણ એવી આફત વેળા કુશળ માણસ પોતાના મનોવેગને અટકાવી શકે છે. હું જ્યારે તને ત્હારે ઘેર મળવા આવી, તે સમયની ત્હારી હાલતમાં મને કંઇ ભ્રમ લાગ્યો હતો. શું તે મેં બરાબર જોયું, કે ભૂલ હતી, સુમન?" મધુરીએ પૂર્વની વાતનો નિકાલ કરવાને, ચતુરાઇથી, પણ સુમનને સદ્‌માર્ગે દોરવવા પ્રશ્ન કર્યો.

"મધુરી! ત્હારી પરિક્ષા કરી. હું ભ્રમિત હતો, અને છું; પણ તે ત્હારા ગુણ ઉપર, સહચરી?" સુમને ઘણા ડહાપણથી મધુરીની પર પડેલી છાયાને તેજસ્વી બનાવી!–

"બસ–મ્હારે એટલુંજ સાંભળવાનું, ને જાણવાનું મૂળ હતું; હવે તું મ્હારી તરફથી શી આશા રાખે છે, સુમન?" મધુરીએ

સદૃઢ વિશ્વાસથી વાત આગળ ચલાવી—અને સુમન તરફ, એક પ્રીય બહેનના ભાવથી, તેના મનોવેગને શાન્ત કરવા તત્પરતા બતાવી. “મધુરી! ત્હારી મધુરી લાવણ્યતા, મીઠાશ ભરી મમતા, અને ત્હારા પવિત્ર સદાચરણ ઉપર મને અતી વ્હાલ છે; તું કેવી ભાગ્યવંત છું? મને અદેખાઇ આવે છે, કે શું મને તેવી—“સુમન, ત્હારી મનોવૃત્તિ જાણી; પણ બાપુ! દરેક દુ:ખી માણસને જો પોતાની ઇચ્છાનું સુખ પ્રાપ્ત થઇ જાય તો પછી દુ:ખ વિમાસણ, અને પસ્તાવા શબ્દની ઉત્પત્તિની અગત્ય શી હોય! સુમન! તું હજી ભૂલે છે! ત્હારી ઝુંપડી જોકે મહેલ જેવી છે, તે છતાં અસંતોષ રાખીને તું નાહક દઝાય છે; અને તેમાં તું જીવન ગુમાવશે, બાઇ!—શું નિરંજની તને હજી અંતરથી ચાહતી નથી?”

“ચાહે છે! ગરીબ છે, પવિત્ર અને માયાળુ છે, પણ તેના પ્રત્યે મ્હારો અંત:કરણનો ભાવ દોડતો નથી! તેના મુખપ્રતિ દૃષ્ટિ જતાં, મને આનંદ બદલે આક્રંદનો ભાસ બહુ થાય છે; હું કંઇ સમજતો નથી, કે તેનું કારણ શું?” સુમને ગદગદ કંઠે કહ્યું

“શું તને વીરમતીનો ‘સંસાર’ સદા સ્મરણમાં રહે છે? જો તેમ હોય, તો બનવા જોગ છે; પણ જ્ઞાની માણસે, ગઈ ગુજરી ભૂલી જવી જોઇએ. જોકે જ્યાં સુધી મૂળ સુખનું સાધન મળે નહિ, ત્યાં સુધી ભૂલાતું નથી, પણ જ્યાં તેની આશા નહિ, ત્યાં પછી જીંદગીના સુખ માટે, પારકાંના દુ:ખો પર નજર કરીને, સુખનો વિશ્રામ મેળવવો જોઇએ—નીરૂ કંઈ નબળી કે નાદાન નથી!”

“મધુરી! એ તો જેના પેટમાં વાયુ હોય તેનેજ હીબકો જણાય! તું આજે સુખી છું. જે દહાડે તને પ્રકોપ થયો હતો, તે દહાડે, મ્હારી સમજણની વાતો પણ તને ન્હોતી રૂચતી, બા!”

"ત્યારે હવે તું શું કરવા ઇચ્છે છે? શું ત્હારે આમ ઝુરાપા-બળાપામાં જીંદગી ખતમ કરવી છે? ત્હારા બે પુત્રો અને સ્ત્રીના સુખી સંસારમાં તું કાં ત્હારા મનને પરોવી દેતો નથી? જોકે એ કાચા સુતરનો તંત્ર છે, છતાં મીણુ લગાડીને તેના ઉપર મેરૂ બેસાડી, પ્રેમનું ભજન કર. જરૂર પ્રભુ આરામ આપશે!" "મધુરી! હૃદયની વેદનાનો ડંખ તો દુઃખીનેજ ખબર હોય! પણુ હવે મ્હારે શું કરવું?" સુમન રડી પડયો. "સુમન ધીરજ ખોઇ ના દે! તને દુઃખ શું છે, તે પહેલાં કહે!—હું ત્હારી એક બહેન તરીકે, ત્હારા દુઃખમાં યથાઘટીત ભાગ લઇને, મ્હારી ટેવ પ્રમાણે જરૂર તને મદદ કરીશ!"

"મધુરી! મને કશું ચેન પડતું નથી, મ્હારાથી જાણે કંઇ બોલાતું નથી, હું શું કરૂં?"

"તું કોઇના પ્યારમાં તો નથી પડયો, સુમન?" મધુરીએ હસીને કહ્યું—

"ના—માત્ર હું જાણે હમેશાં ત્હારાજ સુખી આશરામાં છું, એમ ભ્રમણા થાય છે!"

"સુમન! જો ત્હારો તેવો વખત હોત, તો હું તે રીતે તને જરૂર મ્હારા સુખી ઘરમાં રાખત, અને મ્હારા સ્વામી તથા માતાજી ત્હારી દુઃખભરી હાલતમાં મને સંમતિ આપત; પણુ હાલ ત્હારી સ્થિતી તેવી નથી. બે પુત્રો અને પત્નિમાં જો તું ધારે, તો સુખી રહી શકે! તે છતાં મ્હારી પર ત્હારી જો પવિત્ર પ્રીતિ છે, તો આપણે બ્હેન-ભાઇ તરીકે રહીયે છીયે, ને રહીશું. પણુ ત્હારા મનની વ્યથા દુર કરી દે! અને જો ત્હારૂં ચિત્ત હજી પણુ નબળુ હોય, ને તું કોઇના પ્રેમમાં ઝુરતો હોય, નીરૂ પ્રતિ અભાવ હોય, તો કહે, હું તેનો યથાઘટીત ઉપાય બતાવીશ!"

"જો ત્હારી ઇચ્છાને લાગણી છે, તો બસ! લ્હે, આ ફોટો, અને ત્હારો પત્ર, કે જે ત્હેં મને ટપાલદ્વારા રાજનગર મોકલ્યો હતો. મ્હારી કને પડી રહેલો નકામો છે!" એટલું બોલતાં, ખીસામાંથી એક ફોટો અને પત્ર હતો, તે કહાડી આપ્યો—એટલામાં કનકરાય અંદર આવવાનાં પગલાં સંભળાયા—અને નિર્દોષ મધુરી ઉઠી. કેમકે વાતમાં વખત બહુ થઇ ગયો હતો.

સુમને ઉઠીને લાંબો હાથ કરીને મધુરીને સેકહેન્ડ કરી, અને તે કનકરાયે જોયું! બન્ને છૂટાં પડયાં. કનકના મનમાં કંઇક પરસ્પર વધુ છૂટ લાગી, પણ વિશ્વાસ દૃષ્ટે સંકોચ ન થયો. તે પાછો બહાર ચાલ્યો ગયો.

સુમન ગયો. અને મધુરી પોતાના સ્વામી પાસે અંદર ગઇ! પરોપકાર અર્થે ફોટો લીધો—અને તો પણ તે પ્રસંગે, કનકરાયની નજરમાં અદેખો, ને મધુરી માટે કંઇક અશુભકારક તો થયો ખરો! ભાવી મિથ્યા થતુંજ નથી.

---

## પ્રકરણ ૧૨ મું.

### ભાગ્યયોગ બળવાન છે!

ધર્મ કરતાં કંઇ ધાડજ નડે, ચડે ઉંચે તે કો દી પડે!
કરે તેમને સૌ જન કહે, ગોળ ખાય તે ચોસલાં સહે!

રામને વનવાસ શા માટે? હરિશ્ચન્દ્રને સ્મશાન શા માટે? ભાગ્યયોગ બળવાન છે.

સુમન પોતાની કર્મ કથાનું દિગ્દર્શન દેખાડીને, મધુરીથી છુટો પડતાં એક ફોટો આપી ગયો. અને તે મધુરીના પતિ કનકે દુરથી આડી નજરે જોયો. અને તે જોયા છતાંયે પીઠ ફેરવીને પાછો દર-

વાજેથી બહાર નીકળી ચોકમાં ઉભો રહ્યો–એવામાં સુમન આગલી બાજુથી સીધો આવેલો મળ્યો. સ્હેજ બે વાત થઇ ન થઇ, અને સંકોચાયલા મનથી સુમન જલદી રવાના થયો. મધુરી પોતાના પતિનો સ્વર સાંભળ્યા પછી શોધતી શોધતી ચોકમાં આવી ચડી. "સુમન મળ્યો કે?" મધુરીએ ખાસ તેનું ધ્યાન ખેંચવાને કનકરાયને કહ્યું.

"હા, પણ ડીયર આજે તો મને બહુ ભૂખ લાગી છે. અને રાતના "નીલમ માણેક" ના નાટકમાં જવાનું છે. આજે મેળાવડો છે..

"ત્યારે શું તમે એકલાજ જવાના છો કે?"

"હા, અરે ના-હા."

"આમ કેમ? બોલતાં અચકાઓછો કેમ! આજે મેળાવડો શેનો?

"વળી લોકોનો! ડીયર, નાટકમાં કંઇ જનાવરો આવતાં હશે, વારૂ?

"પણ કોઇ દહાડો એકલા નહિ, અને આજે—

"આજે મ્હારો એક મિત્ર પુઠે પડયો છે!"

"હું કરતાંયે વધારે?

"વ્હાલી? તું હવે બે બાળકની માતા થઇ. ત્હારે હવે ધણીની સાથે ઘટતીજ વેળા વાત–વ્યવહાર જોઇએ; કેમકે બાળકોની માવજત, ને કેળવણીનું કામ ત્હારે કરવાનું છે; અને વળી બીજાં કેટલાંક વ્યવહારી—

"વળી બીજાં પણ ખરાં કે?

"અલબત–કોઇનું ઘર મંડાવવું, કોઇનું—

"કોઇનું બીજું શું? ઘર ભાંગવું?—વ્હાલા, આજે આમ કેમ બોલો છો?–તમારી પ્રકૃતિમાં કંઇ આજે મને જુદો રંગ કેમ લાગે છે, ડીયર?

"કેમકે આજે નવું નાટક જોવા જવાનું છે, તેથી! પેલા ચીમન લચ્ચાનો પાર્ટ, પેલો વખણાયલો એકટર લાલાજી કરનાર છે. નીલમનો તે ખરો માનવંત—

" વારૂ, તમે આજે ઉલટીજ વાતે ચડયા છો. પણ હવે વાતમાંજ વખત વીતાવશો, કે ભોજન માટે પધારશો ? નાટક જોવા જવાને ટાઇમ નહિ થઇ જાય ? "

" હા–ચાલ–રસોડામાં જઇને તૈયારી કરાવ, ત્યાં હું કપડાં બદલીને આવું છું. " એટલું કહીને તરત પીઠ ફેરવી, ખાનગી રૂમ તરફ ગયો. અને મધુરી રસોડા તરફ ગઇ. કેવળ નિર્દોષ અને નિઃશંક પૂતળી કંઇ પણ અંદેશા કે વિચાર લાવ્યા વિના સ્હેજ પ્રસંગ ગણીને રસોડા તરફ ગઇ; અને પતિ કદી આજે કોઇ વાતે ચીડાયા હશે, ને તેમાં લગાર પોતાને ઓછું પડયું હશે, તે વાંક બધો ઘરમાં પતાવ્યો ! આ કરતાં વિશેષ કશો વિચાર ન કર્યો.

આ તરફ કનકરાય પોતાનાં કપડાં ઉતારવાને જે રૂમમાં ગયો, ત્યાં ઉતાવળી નીકળેલી મધુરીએ પેલા સુમને આપેલો કવરમાં ફોટો તથા એક પત્ર, તે ટેબલ પર મુકી દીધો હતો, એ કનકના હાથમાં આવ્યો. ગજબ થયો ! નિર્દોષ ગાય પર જરૂર ઘા પડવાનો થયો. ફોટો કોનો હતો ? મધુરીનો ! પોતાની જુવાન, સમાન વયની એ સખીયો સાથે પડાવેલો હતો. અને પત્ર કોના ઉપરનો હતો ? સુમન ઉપર ! આગમાં ઘી હોમાવાનું હતું ! દેવતાપર દારૂ પડવાનો હતો ! આ ફોટો ને પત્ર તે કયારના ? સુમન ને મધુરાની શરૂઆતની બાળસ્થિતિ વખતના ! આજે સુમને તેને સોંપી દીધા હતા. જુનો સ્ટોક તપાસતાં નીકળેલા, અને સુમનને અહીં મધુરીને મળવા આવવાની તક હતી, એટલે પૂર્વની વાતનું એક ભાઇ–બ્હેનના પ્યારનું સ્મરણ આપવાને, સુમન પોતાની સાથે તે લઇ આવ્યો હતો. ને તે સંબંધી વાતચીતની તક ન મળતાં, અકસમાત્ છુટા પડવાનું થતાં–મધુરીને આપી દીધા હતા. મધુરીયે તે અનામત મુકયા નહિ. કેમકે કનકના સ્વભાવ પ્રમાણે તરત તેને મળવું જોઇયે, તેથી તે

ટેબલ પર રાખીને ચાલી ગઇ હતી. તે શું જાણે કે કનક ચીડાયલો હશે, ને અહીં તેના હાથમાં તે આવ્યાથી કંઇ અનિવાર્ય પરિણામ આવવાનું હશે !

આહાઃ ! કાગળ ઉપર તારીખ નહિ, અને ફોટો પણ મધુરીનો ! કાગળમાં અક્ષર મધુરીના, અને સુમનપર, રાજનગર લખાયલો !

કનકરાય જો શકમંદ થાય, તો નવાઇ જેવું નહિ. કેમકે ક્રોધમાં વિચારવાને પ્રસંગ કે સમજવાને સમય હોતો નથી !

મધુરીની વર્તણુક અને રીતભાત કેવળ નિર્દોષ ને પરોપકારી હતી તે છતાં સુમન સાથે વધારે હલતી મળતી હતી, તે કનકને ગમતું નહતું; પણ તે બોલી શકતોજ ન હતો. આજે તો વળી શેકહેન્ડ કરીને સુમન તથા મધુરી છુટાં પડયાં, તે કનકે જોયાં. ને તે પ્રસંગના ક્રોધાગ્નિ ઉપર ફોટા તથા પત્રનો દારૂ પડયો. પછી ભડકો થવામાં શું બાકી રહે ? આખરે ફોટો ત્યાંજ રહેવા દીધો, ને પત્ર ઉપાડી લીધો. એવી મતલબથી કે પવનમાં તે ઉડી ગયો હોય !

વાંચનાર ! અનેકવાર નિર્દોષ માણસો, બીજાના વહેમનો કેવો ભોગ થાય છે, તે આ પ્રસંગ બહુ સદૃઢ અનુભવ બતલાવશે.

કનક તો તરત જમીને નાટકમાં ચાલ્યો ગયો. જાણે જાણતો નથી. ને મધુરી પણ પત્ર તથા ફોટાની વાત તરત વિસરી ગઇ.

---

## પ્રકરણ ૧૩ મું.

### માનસિક નબળાઇનો નિર્દોષ અંત!

મધુરીના પુર્ણ હિતસ્વી બન્ધુ તરીકેનો દાવો જાહેર કર્યા છતાં, પૂર્વના વૈરભાવે, નિર્દોષ વેરીની ગરજ સારીને, અર્થાત્ પેલો જુનો

ફોટો તથા પત્રની ભેટ કરીને, છેવટની મધુરીના સ્નેહની છાયા લઇ, સુમન વિમાસતે ચ્હેરે ઘેર આવ્યો! તેના મનમાંયે ધ્રાસકો પડી ગયો હોય, જાણે પોતે કોઈ જખુન ગુન્હો કરી આવ્યો હોય, અને જેટલી વ્યાકુળતા થાય, તેવીજ તેને થઇ! જો કે એ દોષ, આપણી એક નવલકથા "**શાન્તિ-પ્રિયા**"* નો પતિ કપિલરાય જેવો હતો–પરંતુ ભાવીયોગ અને નિમિત્તકાળ ચુકાય, એમ ન હોવાથી કુદરતી રીતેજ, મધુરીનું ભવિષ્ય બગાડવાનો અપરાધ સુમન પર આવે, તો નવાઇ ન હતી—

સુમન બહુ દીલગીર ચ્હેરે, અને નાસીપાસ થઇને ઘેર ત્યાગી જવા આવ્યો; અને અંતરાત્મામાંજ જાણે અતી શોકનો અંગાર પડ્યો હોય, તેમ બળતરાથી દઝાવા લાગ્યો. ભગીરથ અને સુરથ બન્ને પુત્રો, શાળામાંથી છુટીને ફરવા હરવા ગયલા પાછા આવ્યા. અને પિતાને જોયા છતાં તેની ઉદાસીનતા ને એકાન્તાલયની ગ્લાની હાલતમાં તેની કને ગયા નહિ! ફક્ત સુમનની શોકાગ્રહ સ્થિતી માટે નીરૂને તેણે વાત કહી—

વીરમતી ગુજરી ગયા પછી, સુમનનું મન કંઇક નીરૂ ઉપર ચોંટયું હતું, પરંતુ કેવળ નિઃસંદેહ થઇને નીરૂ પ્રતિ, નિર્દોષભાવ બતાવ્યો ન્હોતો. તે હમેશાં હૃદયથી ગ્લાની પામેલો હતો. ચ્હેરા ઉપર પણ તેજ ન્હોતું, માત્ર પોતાના હૃદયની છુપી વેદના કળાવા દેતો ન્હોતો, ને તે માટે હસતું મોં રાખતો હતો. પણ કરમાયલા ગુલાબની જો કે પાંખડી નરમ થયા છતાં, રંગ તો તેવો ને તેવોજ હતો; માત્ર સુગંધી ઉડી જતી હતી, તેવી સુમનના મનની હાલત હતી—

આ સંદેહનું સાચું કારણ, કોઇ પણ, બલ્કે ખુદ સુમન પણ કલ્પી શકતો ન્હોતો! કેટલોક સમય વીતિ ગયો. સુરથ અને ભગીરથ

---

*જુવો, "**શાન્તિ પ્રિયા**" નવલકથા-પ્રકરણ ૫ મું.

પણ નિર્દોષ બચપણ છોડીને હવે સમજણા થયા, અને નિરંજનીની વૃત્તિ પણ સાક્ષાત્કાર સ્વામી–દર્શનમાં તલ્લીન થઇ રહી, પરંતુ સુમનની ચિત્તવૃત્તિ કળવાને સમર્થ થઇ શકી નહિ.

સુમનની માનસિક નબળાઇ દિવસે દિવસે વધવા માંડી. અને અંતે એ પરિણામ પામી, કે ધીરે ધીરે મધુરીના સદ્‌ગુણ, પરોપકારી સ્વભાવ, શુદ્ધ પ્રેમ, અને ઉંચી મનોભાવના પ્રંત્યે તેનું દીલ ચોંટયું!

સુમને પ્રતિજ્ઞાપૂર્વક પોતાની માનસિકવૃત્તિ અડગ રાખી હતી, અને ભ્રષ્ટ ઇચ્છાઓને બાજુ કરી દીધી હતી; તો પણ તેના મનમાં જે વિશુદ્ધવૃત્તિ હતી, તે આ કળિ–સંસારમાં, અને હીંદુ રિવાજની રહેણી–કરણી તથા પ્રથામાં, કલંકિત ને દોષિત બનવા જેવી હતી; કેમકે ભાઇ બ્હેનનો સબંધ પણ આપણા કેટલાક પાપી, જુના વિચારના ધવડોની નજર માંહે અશુદ્ધ લાગે તેમ હતો; અને આ વાત પણ ખરીજ છે, કે મધુરીનો સંસાર અને વ્યવહાર બહુ બ્હોળો છે; કુટુમ્બ પણ જથ્થામાં પથરાયલું છે; એટલું છતાં પણ સુમન જો કેવળ એકલો હોત, તો અલબત મધુરી જેવી માન્યભૂત ભગિનીના ઓળા તળે તે નિર્દોષભાવે રહી શકત; અને તેનાજ ઘર માંહે આશ્રયભૂત બનીને. મધુરીની લાવણ્યમય વચના પ્રસાદી લઇ શકત; ને જીવનની શાન્તિ મેળવીને અવતાર પુરો કરત; પણ તેવી હાલતમાં સુમન ન્હોતો! તેને પોતાનું ઘર, સ્ત્રી અને પુત્રો, તથા ધન અને વૈભવ તો ખાવા ધાતાં હતાં–તે હવે ન ઘરમાં આનંદ મેળવી શકતો, કે ન મધુરીના સહવાસમાં રહી શકતો! આ વિમાસણ અને વિચારમાં દીવસે દીવસે નંખાતો જતો હતો. અને મનની મુંઝવણમાં પોતાનો અવતાર ચલાવવા લાગ્યો હતો.

આજે તો તે મધુરી કને કંઇક વધારે ખુલ્લો ખુલાસો કરવા ગયો હતો. જો કે ઘટતી રીતે વાત–પ્રસંગ ચાલ્યો, પણ

હૃદયની જ્વાળા શાન્તિ પામી નહિ. કનકરાયનું આવવું થયું. અને નિર્ણયમાં અપૂર્ણતા રહી ગઇ !—

સુમન ઘણો મુંઝાણો. મનને કયે માર્ગે દોરી જવું તેનો તેને કંઇ વિચાર ન સુજ્યો. તે ઘેર આવ્યો, અને બહારના એકાન્ત ભાગમાં વિચાર કરતો બેઠો. મન કંઇ અજબ રંગ ઉપર ચડી ગયું. આંખમાં જાણે સમાધી આવી ગઇ, ને મગજ–બ્રહ્માંડમાં નવીન રંગ દેખાવા લાગ્યા. સુમનના ભ્રમણમાં, મૃત–પ્રિયા વીરમતી આવી. અને ગગન તથા સાગર વચ્ચેના વિચિત્ર ભાગમાં, વીરમતીના વાસના દેહનું પ્રતિબિંબ જોવામાં આવ્યું. પોતાના સ્વામિની આ દશા જોઇને, પ્રિયા વીરમતીની દયામણી દૃષ્ટિમાંથી છુપાં અશ્રુ પડવા લાગ્યાં હોય, એવો ચ્હેરો જણાવા લાગ્યો; સુમન હજી સ્વપ્ન–સમાધીમાંથી છુટો થાય, તે પહેલાં નીરૂએ તેને જાગૃત કરી દીધો. અને વીરમતીનો વાસના–દેહ અદૃષ્ટ થઇ ગયો ! સુમને ગભરાયલે ચ્હેરે રાતી ચોળ આંખો ઉઘાડીને, નીરૂ સામું જોયું ; ને ક્રોધથી, શંકર જાણે કામદેવને બાળી નાખવાને કેમ આંખ ઉઘાડી જોતા હોય, તેમ તેણે જોયું, નીરૂ ભય પામી બોલી.

“સ્વામીનાથ ! ક્ષમા કરજો. મેં તમને જાગૃત કર્યા. તમારા વિચાર–પ્રવાહનું છેદન કર્યું !

“વારૂ, હમણાં તું જા; મને—

“પ્રભુ ! ભોજન તૈયાર છે, પધારશો ? બાળકો વાટ જોઇ રહ્યાં છે. ભટ પણ ભાણાં મૂકીને બેઠા છે !”

“તેમને જમાડી લ્હે, ને મ્હારે માટે ફક્ત દુધની કટોરી રાખવા કહે, ફક્ત દૂધજ પીવાનો છું !”

સુમનની આ અવસ્થામાં, આટલી આટલી નમ્રતા નીરૂને મન વધારે દિલાસારુપ હતી. નિરૂ સુમનની આજ્ઞા ઉઠાવીને, છુપો નિસાસો નાંખી રસોડા તરફ ગઇ—અને સુમન પાછો વિચાર-વમલમાં પડી ગયો.

આહા! સુમને પાછું શું જોયું! તેની સામે, પોતાની વ્હાલી વીરમતી, જાણે એડનમાં જે યૌવન બહારમાં બેઠી હતી, તે કરતાંયે વિશેષ યૌવનરૂપે, પુર્ણ શણગાર-અલંકાર ધારીને, નવા અવતારે, નાથને ભેટવા દોડી આવી. ધીમે ધીમે નુપૂરનો રણઝણાટ કરતી, વ્હાલી વરને મનાવવા આવી. ઘણા દહાડાનો વિયોગ ટાળવા આવી. આહા! શું સૌંદર્ય લાવી? સંસાર-સાગરની સુંદરી, કે ઉપવનની દેવી! સ્વર્ગભૂવનની શ્યામા, કે ફૂલવતી રામા!

"બોલો! બોલો! મ્હારા મુકુટમણી નાથ! વીરમતી દાસી, તમારા ચરણમાં આવી છે-મરણવતી છતાં સજીવ થઇને સેવા ઉઠાવા આવી છે! આપ અમુઝાશો નહિ! દીલમાં દુઃખી થશો નહિ! હું તમારીજ છું. રીસાઇને ગઇ નથી. સ્વામીનો સંતાપ પામીને ગઇ નથી. હું જીવને સ્વર્ગ પામી હતી, ને હવે પણ સ્વામી-સેવાથી સ્વર્ગજ પામી છું!"

"કોણ-વીરૂ! મ્હારી વ્હાલી-વી-રૂ!" આમ બોલતો સુમન એકદમ આવેશમાં ભેટવા ઉઠયો, પણ આહા બાથમાં કોણ આવ્યું?

થોડીવાર પછી પાછી નીરૂ પોતાના સ્વામીનું દુધ લઇને-દિવાનખાનામાં મુકવા, સુમનને બોલાવા આવી, ત્યાં વીરૂ બદલે નીરૂજ, સુમનના સ્નેહ-બાથમાં સપડાઇ ગઇ!

"નાથ! નાથ! આ શું?"

"કોણ? નીરૂ?—" રડતા ચ્હેરાએ, સુમને પીઠ ફેરવી દીધી.

"કાં? એમ કેમ કરો છો? શું હું તમને—

"ના–ના, કંઇ નહિ! વિચારમાં આકળો પડી ગયો. ને બેઠી પડયો, પણ હા! દુધ—

"તૈયાર છે, પ્રાણાધાર! પધારો, શાન્ત મને દુધ પીને લગાર આરામ કરો. હું પાય તળાંશું!"

"ચિન્તા નહિ! ચાલ!" સુમને મનને કબજે કર્યું. અને પ્રસંગ દાબી દીધો. તે પણ હવે રાત્રીની શાન્તિ મેળવવા ચાલ્યો. આહા! જીવીત દેહે, શું શું જોયું.

---

## પ્રકરણ ૧૪ મું.



### માનસિક પરાકાષ્ટા.

માનુષી અવતારની ત્રિવિધા અવસ્થા, યોગસુત્રોમાં આવીજ ગણાતી આવી છે. સ્વપ્ન, સુષુપ્ત અને જાગૃતિ. ભવ–ઘટની ભ્રમણામાં આ ત્રિવિધ તાપ સંબોધક અવસ્થા, હરેકને પ્રાપ્ત તો થાય છે; પણ તેનું નિદાન સૌથી થતું નથી! જો કે સ્વપ્નાની વસ્તુઓ કોઇ વેળા એવી તો અલૌકિક દેખાય છે, કે સ્મરણ કરતાં તેની હસ્તી પણ લાગતી નથી. એ વસ્તુઓ માટે પૂર્વ કાળનો સિદ્ધાન્ત કેટલાક સમજાવે છે. કેટલીક વસ્તુને ભવિષ્યકાળનું પ્રમાણ અપાય છે. અને કેટલીક તો દસ્યજ થાય છે! આ એક યોગનું અનુસંધાન છે! જીવ માત્ર યોગી છે; પણ ભોગના રોગે તેનું જીવન, અન્યન-રૂપ થઇ પડયું છે, સાચું નંગ, ધુળમાં લપેટાઇ રહેલું છે!

– ચન્દ્રકાન્તનો સજીવ લેખક ભલે ગમે તેવો ગોળ–મટોળ સિદ્ધાન્ત બતાવે, પણ પ્રત્યક્ષ પ્રમાણુની સિદ્ધતા વડેજ, ઉદ્ધારનો સદ્દમાર્ગ સીધો થાય છે; અને તે દેશ વિદેશના વિજ્ઞાનોથી સિદ્ધી પામ્યો છે!

સુમનની સ્વપ્ન-ભ્રમણામાં પોતાની મૃત પત્નિનો પડછાયો દેખાયો, અને જાગૃતિમાં પણ તેની તે વાસના મળી ગઇ!—આ વાસના, તેની હાલની અવસ્થામાં મળવાથી, તે પોતાના માનસિક અને ક્ષુલ્લક જીવન-સુખને ઝેર રૂપ થઇ પડી; પણ લોભી અને મોહક મનને, તેના ક્ષણીક જીવનની તુલના થઇ શકી નહિ!

પ્રેમ અને મોહ એ વસ્તુ, દૂધ-સાકર જેવી છે; અને તે બન્ને મળે છે, ત્યારે તેનામાં દૈવી અંશ પ્રાપ્ત થાય છે. જો કે પ્રેમમાં મોહનો અંશ, અતી દેદીપ્યમાન જીવન-પાન કરાવે છે, પણ પ્રેમ વિનાનો એકલો મોહ તો જીવનને ડાઘ લગાડે છે; અને તે દોડતો દોડતો વિષય-વાસનાઓમાં મળી જઇને અવતારનો કીડો બની, પર-જન્મમાં પુન્યવંત સુખનો પણ શત્રુ બની જાય છે.

સુમન, દૂધ પીને પાછો અંતઃપુરમાં ગયો. સુમને પોતાની શૈય્યાનું સ્થાન, જુદાજ ભાગમાં રાખેલું હતું. નીરૂ તથા બાળકો જ્યારે ઉપરના ખંડમાં સુતાં, ત્યારે સુમન એકલો રાત્રી-જીવન ગુજારવાને નીચેના ખંડમાં નિદ્રા લ્હેતો સંસાર શૈય્યામાં ઝંપી ગયો! અને નીરૂ તથા બાળકો પણ શાન્તિમાં પ્હોડી ગયાં. સુમન ઉઠયો, અને કેટલીકવાર ગમગીનીમાં આમ તેમ ફર્યો. તેણે બહુ બહુ વિચાર કર્યો. અને કોઇ પણ દીશા સુઝી નહિ, ત્યારે તેણે સંસાર-ત્યાગ કરવાનો ઠરાવ કર્યો!

વાંચનાર! આ દશાએ પહોંચવાને સુમનને શું કારણ હતું? આપણે જે જાણ્યું ને વાંચ્યું, તે ઉપરથી તો એમ લાગે, કે તેને પોતાના સાથીની અછત હતી; નીરૂ ઉપર ભાવ ન્હોતો, ને મધુરીની વાસનાનો માર્ગ બંધ હતો! શુ તેથી નિરાશ થઇને તેણે ત્યાગી થવા ધાર્યું હશે? શું તે સંસારનો વ્યવહાર તજી જાય છે, કે સ્થૂળ દેહ તજી જાય છે!

નિરાશાનો ઘા વાગતાં માણસને ચોમેરની પીડાનો પવન અતી દુઃખકર થઇ પડે છે. જ્યારે તે મુઝાય છે, અને માર્ગ સુઝતો નથી,

ત્યારે તે સર્વ વસ્તુ ત્યાગી જવાને ડરતો નથી; જો કે તે એક સાહસ અને નબળાઇનું પરિણામ છે. તથા તે પસ્તાવાનું મૂળ છે. ખ્વારીની નિશાની છે. માનવ અવતારની અમુક્તિ છે. ને પ્રભુની પ્રસાદીનો તિરસ્કાર છે. પણ મન કાબુમાં ન હોવાથી તે કોમળ મગજ, તેના ઉપર આવી પડેલી અખૂટ આફત સહન કરી ન શકવાથી, દેહત્યાગી કે જગત્યાગી થાય છે! જગત્યાગી તો વિરાગીપદ પામીને અંતે યોગી બની જીવનમુક્ત થાય છે; પણ દેહત્યાગી તો કોઇ દિશાની સિદ્ધિ મેળવી શકતો નથી!

વાંચનાર! આપણે સુમનની સિદ્ધી શોધવા જતાં પહેલાં, મધુરીના સંસાર પ્રતિ નજર કરીએ! બન્ધનદોરનો પાશ બીજાને કેટલો લાગ્યો છે, તે જોઇએ.

---

## પ્રકરણ ૧૫ મું.

### ભાવીની ભૂલ-ભૂલામણી!

#### ભૈરવી.

નથી સમર્થ કોઇ ભાવી લેખ ટાળવા,
નથી સમર્થ કોઇ ભાગ્ય યોગ બાળવા;
હશે જો રાજયોગ તો ન રંકથી જશે,
હશે ભિખારી હાલ તો ન રાય તો થશે!
સ્થિતિ દશાનની હતી-વિધી સુલેખની,
વરેલી માળી જાતને-સુવૈભવી બની;
ન લેખ તો થયો વૃથા-સમર્થ મારવા,
ભલે હજાર શત્રુઓ ફરે વિદારવા!

કુદરતની કળાનો કોઇ પાર પામી શકયુંજ નથી! કુદરતનું ધારવું એક, ને માણસનું માનવું જુદુંજ હોય છે! પાપ ને પુન્ય માનનારી પ્રજામાં પણ ભિન્ન-વિભિન્ન મતો હોય છે. પણ કરેલાં તેમનાં ફળ ભોગવવાં તો, અવશ્યનાંજ છે.

શ્રી કૃષ્ણ ભગવાનનાં મુખવચનો ગીતાદ્વારા અર્જુને એવાં સાંભળ્યાં છે, કે કર્મફળ, એ પણ માનુષી અવતારનું એક નિર્વાણ અને નિવાર્ણ છે; અને તે દરેક જીવ પ્રાણી માત્રે અવશ્ય ભોગવ. વાનુંજ છે; પણ તે કયારે? એ પરિણામનું ત્રાજવું તોળવું આપણી પ્રકૃતિને અનુસાધ્ય લાગતું નથી! ઘણી વેળા જોઇ શકાય છે, કે કેવળ નિર્દોષ માર્યો જાય છે. મધ્યાનકાળે સૂર્ય વાદળામાં ઢંકાઇ જાય છે! આ ઉપરથી માલમ પડે છે કે અનેક આવરણોમાંથી માણસનું જીવન પસાર થાય છે. અને તેનો પડછાયો કયા કાળનો હશે, તે કહેવાઇ શકાતું નથી! કસાઇને ઘેર રાજવૈભવ હોય છે; અને સંતજન અસુખી અને આપદા વેઠતા હોય છે!

મધુરી અને કનકના સુખમય સંસારમાં જો વિયોગ પડે, કાચના બિલોર પ્યાલામાં રજકણ હોય, અને શુધ્ધિ ભક્તિમાં અવિચ્છીનતા દેખાય, તો કોઇક પૂર્વ ભાવીનો દુર્ઘટ પ્રતાપ માની શકાય!

કહો, મધુરીની જીંદગી, કેવળ પવિત્ર અને પરોપકારી છે. તેનામાં યત્કિંચીત રીતે પણ દુર્ગુણ ભાગ દેખાતો નથી. આન્તરીક કે બાહ્ય કોઇ પણ પ્રકારે તે દોષિત નથી! પતિભક્તિ, પતિપ્રેમ, પતિ--સેવા અને પતિ પ્રભાવમાં તે ચુસ્ત-મદમસ્ત અને પ્રભુતાવાળી રહીને પરહીત કરવામાં, પ્રભુની પ્રસન્નતા મેળવી ચુકી છે. અને દૈવી કાર્યો કરીને માનવ અવતારનું ત્રિભેદી રૂણ પણ સત્કર્મથી અર્પણ કરેલું છે, તે છતાં તેના ભાવી ઉપર, કલ્પિત પણ કાળો ડાઘ જો બેસે, અથવા પતિ-પ્રેમથી ભ્રષ્ટ થાય, તો તે માટે કોને દોષ, અને શા

માટે ? દમયંતીના સુખ–દુઃખની પ્રતિફળના સાંભળી, તેમાં તે સતી-નો શો વાંક? વારૂ, સીતાને વનવાસમાં અસહ્ય વિટમ્બના સહન કરવી પડી, તેમાં તેનો શો દોષ હતો? ભાવીકાળ મિથ્યા કરવાને કોઇ સમર્થ નથી. કોઇ વેળા આ ભવ, અને કોઇ વેળા ગયા પરભ-વનાં પાપનો પ્રભાવ નડે છે!

કોઇ વેળા સંગ–દોષ, કોઇ વેળા સમય–દોષ, અને કોઇ વેળા જાતી–દોષ પણ મુશ્કેલીમાં મૂકી દે છે! જો કે આ દોષનું મૂળ તત્વ તો કેવળ નિર્દોષ સ્વરૂપ, દોષના પ્રભાવમાં બદલાઇ જતું જોવામાં આવે છે; પછી પાછળથી પરિણામ કદાચ ભલે સત્યે જય-રૂપ નીવડે, પણ વેઠનારને તો તે કષ્ટ વેઠવાનું, તે વેઠવું પડવાનું!

મધુરી મહાદેવી સુહૃદયની અને સુમન પ્રત્યે કેવળ સાત્વિક ભાવના ધરાવે છે, એટલુંજ નહિ, પણ તેના પ્રત્યે અજબ રીતનો કુદરતી પવિત્ર સ્નેહ સંબંધ જોડાયલો જોઇએ છીએ. સુમનની મનની હાલત, પૂર્વ સુખના અભાવે નબળી પડી ગઇ છે; ને તેને સુધા-રવા માટે મધુરી દયા કરી રહી છે! સુમન પોતાના સંસારથી કંટાળી ગયો છે, અને તેમાં તેનો પોતાનોજ દોષ છે! તેને જે સુખ વાન્ચ્છના છે, તે કંઇ મનેચ્છા પ્રમાણે થાય, એ બનવું અશક્ય છે. મધુરી સિવાય તેને ખરા હૃદયભાવથી શાન્તિ દેનાર બીજું કોઇ રહેલુ નથી. માતપિતા અને કુટુંબનાં સર્વ નાશ પામ્યાં. સસરાજી પણ પતી ગયા–અને સાવકી સાસુ રહી, ના રહી!!

નિરંજની જેવી નિર્મળવૃત્તીવાળી નારીનો તેને તિરસ્કાર થયો. પૂર્વયોગ કંઇક વિમુખ થઇ બેઠો. નિરૂની આગલી રીતભાતનો પડછંદો કાયમનો કાયમ રહી ગયો. અને વીરૂ વિદેહ કૈવલ્ય પામી. ત્યારે હવે પુર્વ ઋણી મધુરીનીજ દયા ઉપર સુમનનું જીવન રહ્યું; વળી કનકરાય વહેમી, મૂર્ખ અને અદેખો, એટલે મધુરીની પ્રત્યે જે ભાવના, તે ફક્ત મધુરીના

લાલન-પાલનના પેટામાં સમાયલી છે! જો કનક જરા નિષ્ઠુર થાય, તો સ્વતંત્રપણે શાન્તિ આપી ના શકે! માણસ માત્રને હૈયાધારણ, યાને વિશ્રામની જરૂર હોય છે; અને એ મન-પંખી પોતાનું વૃક્ષ નિર્માણ્ય કરી મૂકે છે; ત્યાંથી જો તે નિરાશ થાય છે, તો અવસ્ય તે પોતાને હાથે પોતાનો ઘાત કરે છે! જોકે તે ઘાત કરવામાં ભૂલ એજ થાય છે, કે જ્યાં વિશ્રામ માને છે, તે સ્થળ, પોતાના સુખ માટે અનુકૂળ નથી હોતું; ને તે સમજે છે, છતાં ભટકી-ભટકીને, માથું ફૂટી, જીવન નાહક બાળી-ઝાળી નાંખે છે! આ સર્વ ભાવીયોગનો પ્રભાવ ને પ્રતાપ છે; પણ મોહક જગતમાં તેની કોઇ તુલના કે ગણના કરતું નથી; અને જેનામાં તે સમજવાની, અનુભવવાની, ને અનુભવીને તેનો સદુપયોગ કરવાની શક્તિ છે, તે કદીયે દુઃખી થતાં નથી! અને નિરંતર તે ભોગવીને શાન્તિથી ઉભયનાં જીવન સુધરે છે!—

નીરૂ પોતાના પતિના મનનો પ્રાદુર્ભાવ જાણી શકી નહિ. સુમન પ્રત્યેના ભ્રાતૃભાવની તરસી મધુરી, માત્ર તેના મનપરની વ્યથાની ચિન્તામાંજ નિમગ્ન થઇ રહી! કયા પ્રકારે સુમનનું સુખ સુધરે, અને કઇ રીતે નિર્દોષ નિરંજનીનો અવતાર સફળ થાય, આ ચિન્તામાં તે રાત્રીનું સ્વપ્ન જોવા લાગી. તેના હૃદય-ચન્દ્રની જ્યોતિમાં પ્રથમ તો સુમનની અશાન્તિની રજની પર અંધારૂં લાગ્યું, પણ પછી તો તે શુન્યકારના અવતારમાં ક્ષિતી પામવા લાગ્યો! મધુરીને મન અતી વ્યાકુળતા લાગી. ભલો અને મનદુઃખ પામતો બન્ધુ રીબાતો જોઇ, સંસારથી વિમૂખ થતો જોઇને અતી કષ્ટ થયું; તોપણ પોતાનાથી જે બની શકે, તેટલું કરવાને કદી હઠશે નહિ, એ તેને આશા આપવા લાગી. આખરે તે પ્રકાશ લય પામવા લાગ્યો. અને મધુરીનું સ્વપ્નું અંતે સુન્ય દશા પામ્યું! એ દશા અસ્ત થતાં

પોતાની ઉપર વાદળ આવ્યું. અને પતિના પ્રકોપનું જાણે તે બલિદાન થઇ ગઇ. એમ તેને લાગ્યું. કનકનો ક્રોધ અતી જવાળામય તેને ભાસ્યો! અને અંતે રૂદન કરતી, અશ્રુ સ્ખાળતી, સુંદર ભામિની ચોંકીને ઉઠી. બત્તી બળતી હતી, અને સ્વામીનાથ કનકરાય, તરતનાજ ઉંઘેલા પોઢેલા, નજીકના સ્થાનમાં જોવામાં આવ્યા. તેને ઉઠાડવાની તેણે કશી જરૂર ન ધારી, અને પોતાની સ્વપ્ન–ભ્રમણાને કલ્પિત ગાથા તરીકે ગણીને તે નિદ્રાવશ થઇ ગઇ; પણ આહા! એ વસ્તુ–પ્રભાનો પ્રભાવ, પ્રાતઃકાળમાં કેવો સંદિગ્ધ થઇ પડયો, તેનું વર્ણન, કરણ રૂદનના પ્રવાહમાં તણાતું વર્ણન કથી ના શકાય, તેવું લાગ્યું!–પ્રભુ સર્વનો બેલી છે. સત્યનો અંતે તો જય છે, પણ કાચી માટીના દેહ ઉપર, જે કઠણ પ્રવાહ પડે છે, તે સહી શકાતા નથી; તે છતાં કઠોર વજ્ર જેવાં હૈયાં કરી, સમયને તાબે થવું પડે છે; એ કાળીયા પ્રભૂની લીલાના વિસ્તારમાં આ મહા ભયંકર આફતો પણ સ્હેવી પડે છે! યદા ભાવી

---

## પ્રકરણ ૧૬ મું.

### મધુરીની પૂર્વાવસ્થાનું ચિત્ર-દર્શન.

સતી પ્રભુને અતી અંતરે છે, પવિત્રતાથી રહે અંતરે તે;
અનેક બ્રહ્માંડ વિષે વસે છે, તથાપિ ચાહે તવ તે હસે છે.

રંક મધુરી! ગુણી મધુરીનો પૂર્વાવતાર, યાને તેની જુવાનીનો અવસર, દુઃખિયારી દશામાં પસાર થયો હતો; અને પતિની અવકૃપામાં દુખના દહાડા ગુજાર્યા હતા. એ અવસરમાં રહેલી તેની દૃઢતાએ આજે તેને સુખનો સૂરજ દેખાડયો છે! મધુરીએ જ્યારે સુમનના

આશરામાં રાત્રી ગાળી હતી, ત્યારે તે દુઃખની મારી નિદ્રાવશ થઇ ગઇ હતી. તે વેળાએ તેના સ્વપ્નામાં અલૌકિક જગત અને ભારતનું મનોહર ચિત્ર જોવામાં આવ્યું હતું; જો કે તે એક પતિવ્રત્ત સ્ત્રીના ઉદયકાળનું દર્શન હતું. સતી સ્ત્રીયોની મહત્તાનું ચિત્ર હતું–પણ મધુરીને જાણે સૂચના કરતું હતું કે એ દુઃખી અબલા! દેહ જાય, પણ પવિત્રતા જવા ન દેવી; કેમકે તે અવતારસિદ્ધ સ્ત્રીનું સૌંદર્ય છે, એ ચિત્રનું તાજું સ્મરણ આજે થયું છે!

કનકરાય, પોતાના મનના દેહ સાથે લઇને, નીલમ–માણેકના નાટકમાં ચાલ્યા ગયા, તેના હાથમાં જે વસ્તુ આવી, તે ત્યાંજ પડી રહેવા દઇને ગયા, પણ મધુરીના હૃદયમાં કંઇ અજબ ઉત્પાત થયો, કોઇ દહાડો નહિ, અને સ્વામીનાથ આજે આટલા ઉતાવળા પડી જઇ, આકળા પડી જઇને, કંઇ પણ મૃદુ વચન કહ્યા વિના ચાલ્યા ગયા, એ ખરેજ તેને નવાઇ લાગી; કારણ કશુંએ જણાયું નહિ. ભોળી ને ભલી, વિશ્વાસુ ને માની મધુરીએ તો તે વાત મનમાંજ દાબી દીધી. અને રાત્રી વીતતાં નિદ્રાધીન થઇ.

આહા! તેમાં તેણે શું શું જોયું! રાધાનું રીસામણું જોયું! કનૈયાનું મનામણું જોયું. સખીનો સંવાદ જોયો. અને તે વીત્યા બાદ શ્રી કૃષ્ણચન્દ્રના તેજમાં રાધાની પ્રેમલક્ષણા ભક્તિના અંશો મળી જતા જોયા. ઋષિજનો જાણે યમુના તટપર, ગૌવૃંદમાં સ્તુતિ કરતા હતા. ભક્તિ–ઇન્દ્રિયો, દેશ પ્રદેશના વિવિધ પોશાકોમાં ભક્તિ કરતી જોવામાં આવી. કોઇ ગુર્જર દેશની, તો કોઇ દક્ષિણ પ્રદેશની, કોઇ ઉત્તર અયોધ્યાની, તો કોઇ ભારતના દૃસ્ય અદૃસ્ય સ્થળની પણ જોઇ–આહા! આ વેળા તેણે પતિવ્રત ધર્મનાં શું શું કથનો સાંભ-ળ્યાં હશે? તેના હૃદયપટ ઉપર હવે કંઇ નવીન પ્રકાશ કે નવીન આભાસ પડીને વધારે અજવાળું પાડી તો નહિજ શકયો હોય?

કારણ કે તેનું મન સ્થિર. અને આશા–યુવાની તો લગભગ વૃદ્ધાવય પર પહોંચી છે. પ્રભુએ પતિસુખ, બાળ–વૈભવ અને સાંસારિક શાન્તિ આપી છે. તો પછી તેને ચળિત થવાનું કારણ નહિ હોય! તેને કાયાનો મદ, રૂપનો મોહ, કે કામનો થનગનાટ તો નહિજ હોય! તે પર–પ્રેમી હોઇ શકેજ નહિ! માત્ર તેના પર, જે પરોપકાર અર્થે પ્રયત્ન આદર્યો છે, તેનો દોષ પ્રકોપ થવાનો હોય–સદ્ભાવની છાયા લાગવાની હોય, અને તેનો તેની પવિત્રતાના અંશથી પ્રભુતા મળતી હોય, તો આ નવીન સ્વપ્ન-દર્શન થાય; અને ખરેખર તેમજ લાગે છે!

મધુરી આકાશ માર્ગે, વિમાનમાં જાણે દેવમંડળની બાજુમાં એકલી ઉભી ઉભી દર્શન કરતી હોય, તેમ તેને લાગ્યું! એક નાટારમ્ય થતો જોયો.

વાંચનાર! આ ચિત્રથી તને તેનો ખરો ભાસ થશે. હવે તે વિષે આગળ સ્થિતી જોઇ શકાશે.

મધુરીના સ્વપ્નાનો ભાસ, પલકમાં વેરાઇ ગયો; અને પોતે પથારીમાં પડી છે, તેવું ભાન સજાગૃત થયું!

---

## પ્રકરણ ૧૭ મું.



### ખોટા ભેદનો ખરો ખુલાસો.

મધુરીના સ્વપ્નામાં જે ચિત્ર ચિતાર પ્રકટી નીકળેલો છે, એ સંભ્રમણા કંઇ નવી નથી. વરવેલી વનિતાના પ્રકરણોમાં જ્યારે મધુરી પર આફતો આવી હતી, અને તે રઝળતી વનમાંહે, એક આશ્રમમાં જઇ ચડી હતી, ત્યારે પણ તેને પોતાના પવિત્ર પાતિવ્રત્યનો પ્રકાશ પાડનારો ચિતાર નજરે પડયો હતો; જોકે આ વખતે કંઇ અલૌકિક

ભાન થયું હતું, પણ આળ-પંપાળ જીવડાઓના પરાપૂર્વના કોઇ ભાગો, વિચિત્ર પ્રદેશોમાં ભ્રમણા થતા જીવને, સુષુપ્તમાં પણ નજરે ચડે છે. જનકરાજાને પણ એવીજ ભ્રમણા થઇ હતી, ને રાજપાટ ત્યાગી ભિખારી બન્યા હતા. આંખ ઉઘડયા પછી કંઇ નહોતું, પણ કોઇ કાળે ખરૂં પડી જતું હતું. મધુરીને કંઇ વિચિત્ર ભાવના લાગી હતી. શ્રીકૃષ્ણ અને રાધાનો મનોવેગ, તાપસીત્રીયા કરતાં વિરહી ચતુરાને વધારે યોગ્ય હતો. વ્યભિચારી સ્ત્રીઓ, તેને ગમે તે રૂપમાં ગણે, પણ સાત્વિકભાવનાના પ્રેમનું બિન્દુ અંતે સત્વમાંજ પડયું હતું, ને ભાવ પુરો થયો હતો. આ આભાસનું પરિણામ આખરે એજ આવ્યું, કે મધુરીના ભાવીસુખ ઉપર અંધારો પડદો પડયો. ભાવી-સાયંકાળનો સમય દુષ્ટ દશારૂપ થવા આવ્યો. કનકના મનમાં સુમનના ફોટો સંબંધી બહુજ ખેદ થતો હતો. સુમન શા માટે આ ફોટો મધુરીને આપે, એજ શંકાથી તે ધવાયો હતો. મધુરીની રીતી નીતિ માટે તેને કદી શક નહોતો, પણ વિક્રમરાજા પેઠે જ્યારે રાજાની દુર્દશા બેઠી, અને ભાવી બગડયું, ત્યારે ઉલટા વિચારોએ તેને જેમ બહાવરો બનાવ્યો હતો; તેમ કનકના મનને ડોલતું કર્યું હોય, તો નવાઇ જેવું નથી.

રાત્રીએ કનકરાય જ્યારે "**નીલમ-માણેક**" ના નાટકમાંથી ઘેર આવ્યો, ત્યારે તેને પણ એવાજ વમળમાં ગુંથાવું પડયું હશે! નીલમના અકસ્માત વેળા પેલા લુચ્ચા ચીમનલાલે, તેને બંગલામાં તેડીને ખરી ખોટી વાતે લલચાવી, ને તે વિષે નવલને જ્યારે ખબર પડી, અને ઉશ્કેરાઇને પોતાનું ભાવી બગાડી નાખ્યું, ને નીલમના ઉપર અપવાદ મુકીને ત્યાગી; પછી પાછળથી પસ્તાયો, એ પ્રસંગ કનકને આવે, તો નવાઇ નહોતી!

પ્રભાતે કનકને ઉદાસ જોઇને મધુરી તેની પાસે આવી; અને કારણ પુછ્યું. મધુરી કંઇક સમજી હતી, કે રખે સુમનનો ફોટો જોવામાં આવ્યો હોય, અને તેને શંકા થઇ હોય! માટે તેનું સમાધાન કરવું, એજ વિકારમાંથી તરતજ બચી જવાનું ઔષધ છે. ડાહી ને સમજુ મધુરીએ તરતજ એ ઉપાય હાથ ધર્યો. અને કનકની શંકાનું નિવારણ કરવા માંડયું. મધુરીના હાથમાં કવર સાથે વીંટલાયલોજ ફોટોજ હતો. સાચાનું સત્વ હતું. ને દષ્ટિનો ઉતાર હતો. કનકની ત્યાં સ્હેજ નજર ગઈ, અને મધુરીને પોતાની મેળેજ પુછ્યું.

"કવરમાં વીંટલાયલું શું છે? ભેટ આવી છે?"

"હા, વ્હાલા! મ્હારા ભાઇના ભલાં કામની તે એક ભેટ છે! જુઓ મ્હારા જુના જીવનનું એક ચિત્ર છે!" મધુરીએ પોતાના પતિ કનકની પીઠ પાસે ઉભી રહીને પોતાનો દુ:ખી ચ્હેરો બતાવ્યો. કનકે તે ધારી ધારીને જોયો—નિર્દોષ મધુરી પણ મૃદુ હાસ્ય કરતી એકી ટશે ઉભી રહી, જરાવારે કનક બોલ્યો.

"આ ફોટો તેની કને કયાંથી?"

"પ્રથમ મેં નીરૂબ્હેનને આપેલો, તે હાલ સુમનના હાથમાં આવતાં પત્ર-ને ફોટો મને પાછો દીધો.

"જે પુરૂષો સદાના શંકાશીલ છે, તે અવશાન સુધી સુખી હોતાજ નથી. ઘડીમાં તે પ્યારના સાગર ઉછળતા જુએ છે, ને ઘડીમાં તે વહેમના વટોળીયામાં ઉડતા નજરે પડે છે!" મધુરીની આ વાત સાંભળીને કનક હસ્યો; તેનાથી ખરેખર હસી જવાયું. પોતાના હૃદયનો ભેદ સતી સાધ્વીએ પારખી લીધો. અને આડકતરી રીતે તેનો બચાવ કરી લીધો. એ કુશળ સ્ત્રીની કુશળતાથી તે હસી પડયો.

"ત્હારી વાત તો ખરી, પણ હું તો સુમન માટે પુછું છું."

"ત્યારે શું આપ તમારે પોતાને માટે કંઇ સમજ્યા ?" મધુરીએ વિવેકભરી કુશળતા વાપરી. તક જોઇને તીર તાક્યું—એક કાંકરે બે પક્ષી ઉડાડયાં.

"ના, રે ! હું એમ પુછું છું, કે શું સુમન કંઇ બીજી સ્ત્રી કરવાની ઇચ્છા રાખે છે ? ને તે તારી મારફત ?"

"શું હું વિવાહકાર્યની કોન્ત્રેક્ટર છું, એમ તમે—

"ના, "**પ્રેમ–ઘેલી પ્રમદા**" ના માનવંત ઇલકાબથી આપણાં ગુર્જર સ્ત્રીમંડળમાં તું પ્રખ્યાત છું, એટલે એક ભલા ભાઇને સુખી કરવાને તેં બીડું ઝડપ્યું હોય, અને નિર્દોષ નીરૂપર શોકય લાવી દઇને, કલહનો નવો કાટાંસળીયો રોપવા ધાર્યું હોય !" કનકના છેલ્લા વાક્યથી તેના હૃદયમાં, મધુરી પ્રત્યે થયલા અભાવનું તિક્ષણ બિન્દુ ચમક્યું. "નીરૂપર શોકય લાવવા માટે તો નહિ, પણ સુમનનાં જીવનને સુખી કરવા માટે મને પ્રસંગ મળે, તો એક બેહેન દાખલ હું મદદ કરૂં ખરી, પરંતુ આ વાતથી હાલ તો હું અજાણી છું. સુમને મને કશી વાત કહી નથી, કે અમુક સ્ત્રીને પરણવા ઇચ્છા છે, ને તે માટે આ ફોટો આપી ગયો છે ! ફરીને તે મળ્યો તથી, ખુલાસો થયો નથી, તે શું કહું ? પણ ગમે તેમ હોય, હું કંઇ તમારાથી છુપી રાખવાની છું, વારૂ ?" મધુરીએ નિસાસો નાખ્યો. કનકનું મન દુઃખાયું.

"વારૂ, ત્યારે તે વખતે મને કહેજે; હાલ તો સ્નાન–ધ્યાન માટે જવું જોઇએ." એટલું કહી મધુરીનું મન સમાધાન કરીને અંદર ચાલ્યો ગયો. ને મધુરી પણ તેની પાછળ ધીમે ધીમે ચાલી- તેણીને એમ તો લાગ્યું, કે સ્વામીનાથ શંકાથી ઘેરાયલા છે. પણ પોતે નિર્દોષ હતી, એટલે હૃદયમાં ભય નહોતો !

---

## પ્રકરણ ૧૬ મું.



### ખરાબીના ખરાબે!–મધુરીના ભાવીપર પડદા!
### "ધર્મ કરતાં ધાડ પડે કે ધર્મ કરતાં કર્મ નડે!"

આ બન્ને એકજ માતાનાં વાક્ય–પૂતળાં ગણાય છે. મધુરીની જાત મહેનત અને પરોપકાર વૃત્તિ છતાં, જેમ સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રને ઢેડને ત્યાં વેચાવું પડયું–મોરધ્વજને વેરાવું પડયું, ને કર્ણ રાજાને મરવાનો વખત આવ્યો, તેમ મધુરીને પણ ભાવીયોગે ભોગવવું પડે, તો નવાઇ નહિ! દુનિયામાં સાચાં તથા ભલાં માણસ ઉપરજ કેર ગુજારવાના દાખલાઓ બને છે; અને ખરી ખુબીથી જોતાં સફેદ કપડાં ઉપરજ કાળો ડાઘ લાગે છે! ખોટું તો ખોટું છેજ;. પણ ખરામાં ખોટું ન પેસી જાય, અથવા તો ખોટું ખરા તરીકે ન વપરાય, એટલા માટેજ, સોનાને પથ્થરપર કસાવું પડે છે! પથ્થર માત્ર સોનાને સાચું બનાવે છે, એ પણ એક કુદરતની કારીગીરીનો ખરો નમુનો છે. સંસારી સત્યનો વેપાર છે! કનકરાય દેવપુજન કરીને ટપાલના પત્રો હાથમાં લ્હેતાં, મધુરીના નામનો પત્ર જોયો–કોઇ દહાડો નહિ, અને આજે તેનો પત્ર વાંચવાની ઇચ્છા થઇ!

નલ રાજાના ભાગ્યનો અસ્ત થવા બેઠો, અને કલિનો પ્રવેશ થયો, ત્યારે પોતાના પિત્રાઇ જોડે જૂગટું રમવાનું સૂઝયું; અને આખરે દમયંતી દેવી સહિત, રાજપાટ ત્યાગીને વનવાસ વેઠવો પડયો.

દુર્મતી થાય, ત્યારે સ્હેજે સમજાય, કે ચઢતી કળાનો અંશ નબળો પડી ગયો! સિંહ ભૂખ્યો રહે, પણ ઘાસ ન ખાય. ને જ્યારે તેવો સિંહ દેખાય, ત્યારે કાં તો તે કુતરાની ઓલાદ હોય, યા તો તે બળકર્મમાં નબળો પડયો હોય! સમુદ્ર કદી માઝા ન મુકે, સૂર્ય કદી પશ્ચિમે ના ઉગે! ભવિષ્યના ફેરફાર આગળ માણુસ ડાહ્યું

નથી; નીકર સીતાને મૃગચર્મ કાંચળી પહેરવાનું શા માટે સુઝે? કનકે પત્ર ઉખેડયો. સુમનના અક્ષરો ઓળખ્યા. પત્રને છેડે નજર કરી, તો તેની સહી વાંચી, અંદર શું હતું? છેવટની નિરાશા, અને મધુરીપર અપવાદ! ધર્મને માર્ગે, આ સતીની સહાયતાનું ખુન થયું હતું! તેની જીંદગી, શિક્ષાના રૂપમાં ફેરવાતી હતી! પરોપકારના બદલામાં, તે છતે પતિયે, દમયંતી કરતાંયે દુ:ખી બની હતી. સુમનનો આ લેખ હતો!

પ્રિય મધુરી.

મ્હારા મનોબળની નાસ્તિકતાથી અંતે હારીને જગતનો વ્યવહાર તજી જાઉં છું; હું અહીં રહેવાથી સુખી થવાનો નથી, એમ ગણીને જાઉં છું. માત્ર મને એમ લાગ્યું કે તું મને સુખી કરી શકવાની નથી! ત્હારા શુદ્ધ સ્નેહથી હું આજ સુધી ટકી રહ્યો. હવે મ્હારી મન–દોરી મ્હારા હાથમાં નથી. જો હું અહીં રહું, તો ત્હારા ધર્મ–કાર્યમાં હું નડતરરૂપ થઇ જઉં, અને ત્હારા સુખી સંસારનો ઝેરી કીડો બની જાઉં, એટલે મ્હારૂં તો બગડયું પણ તારૂં ભાવી ન બગડવા માટે, ત્હારી પુરણ સ્હાયતા, સ્નેહ અને ભાવી સુધારવાનો આગ્રહ છતાં, હું ચાલ્યો જઉં છું. ત્હારાજ દર્શનથી હું સુખી, પણ તે શુષ્ક જીવનયાત્રા જેવું માની લીધું; ને તેથી તે ભ્રષ્ટતા જાહેર જીંદગીને ડાઘરૂપ થવા ન દેવા હું જઉં છું. મ્હારો દોષ, મ્હારા જીવન પર છે; તું નિર્દોષ છે, પણ મ્હારા કોમલ હૃદયમાં જે ત્હારા ભાવે ઘર કર્યું છે, તે માટે પરભવમાં પ્રાપ્ત થવા માટે હું તપ કરતો જઉં છું.

લી૦,

**ત્હારા પવિત્ર પ્રેમાશ્રમથી દૃષ્ટીહીણ થયેલો**

**સુમન.**

આ પત્ર કનકે વાંચ્યો. પત્રની મધુરી ભાષામાં સમાયલો ઉંડો અને ગુહ્ય ભેદ કંઇ બધાના મનમાં સરળ ઉતરી શકે નહિ; અને તેમાં વળી રોગીનું મોં કડવું થયલું હોય, તેને તો સાકર પણ કડવી લાગે; તો પછી કનકને આ ભલા વિચારો વળી શુદ્ધ કેમ લાગેજ ?

અલબત સુમનનું ચિત્ત, મધુરી પ્રત્યે નિર્મળ વહન કરતું હોય, તો પણ તેના ચ્હેરાની નમણાઇ પર કદાચ અર્ધ ભાગે–મોહનું પડ ફરી વળ્યું હશે તો ! મધુરીની પ્રીતિનો ભાવ કંઇ દુષ્ટરૂપમાં બદલાવો કઠણ–પણ તેના જેવી ભાવનાવાલી સ્ત્રી મેળવવા, ને તેવીજ સ્ત્રી હોય, તોજ શાન્તિ થાય, એ મોહવશતાએ, મધુરીની જીંદગીને અપવાદી બનાવી હોય, તો, બનવાજોગ નથી ? એક માનીતી મૂર્તીના વિયોગ પછી તેવીજ કોઈ સ્ત્રીના ચેહરાપર પુરૂષ મોહવશ થઇ જાય છે, પણ તેથી તે સ્ત્રીને ધર્મભ્રષ્ટ કરવાનો તે અપવાદી ગણાતો નથી. તે નાસીપાસ થયલો છતાં, નિરાશાને લીધે નિર્દોષ ગણાવો જોઇએ. જગત વિચિત્ર છે. પ્રસંગમાં આવેલાં સ્ત્રી પુરૂષો નિર્દોષ છતાં જગત લોકમાં અપવાદી છે. તેમાંએ સ્ત્રી પુરૂષ ( પતિ–પત્નિ ) ના સંબંધ પછી પરપુરૂષનો પ્રસંગ, આર્ય સંસારમાં તો પાતકી ગણાય છે !

કનકને હવે ખાત્રી થઇ, કે મધુરી પ્રત્યે સુમન કેવળ મોહવશ હતો ! ને તેથી વધારે ઉશ્કેરાઇ ગયો. તેણે મધુરીને નજીક આવેલી જોતાંજ સુમનનો પત્ર ફેંકયો ! મધુરીના મનમાં ધ્રાસકો પડયો. રખે સુમને કંઇ નિર્દોષ ગોટાળો કર્યો હોય ! પરણવાની લાલસામાં રખે તેની ટેવ પ્રમાણે મશ્કરીમાં ગમે તે લખી ગયો હોય !–ખરેખર તેવું પણ ગંભીર લખાણુ નીકળ્યુ. અને પસ્તાવારૂપ જીવન પ્રાપ્ત થયું.

મધુરીએ સુમનના અક્ષરો જોયા, ને વાંચતાંજ તે ઢળી પડી, કનકને સચોટ લાગ્યું કે, પોતાની ભૂલ જાહેર થવાથી તેના મગજ

પર ગરમી ચડી આવી. જો કે તરત કનક તેની સારવારમાં હાજર થઇ ગયો, પરંતુ પરિણામ એજ આવ્યું, કે સુમન જેમ વ્યવહાર તજી ગયો, તેવીજ રીતે કનકરાય પોતાના સુખ સંસારનો ત્યાગ કરી ગયો. પ્રેમઘેલી પ્રમદાને તજી ગયો, સુંદર બાળકો તથા રસિક વૈભવ છોડી ગયો, અને નિરંજની અથવા વરઘેલી વનિતાના સંસારમાંથી સુમનનો દીવો નાશ થતાં, તેના સંસારમાં વંશજોની દશા જોવા લાયક થઇ પડી, તેમ કનકે પણ પ્રેમ–ઘેલી પ્રમદા મધુરીને તેવી હાલતપર મુકી !—

કનકરાય કંઇ ગુમ ન થઇ ગયો, પરંતુ દ્વારિકામાં પોતાના ગુરૂને મળવા નિમિત્તે, રજા લઇને ગયો; પણ ગયો, તે ગયો–ન પત્ર સમાચાર, કે ન જીવન–સમાચાર! મનનો વૈરાગ્ય અતિ દુઃખકર હોય છે; ને તેમાં પ્રેમાળ–જીવન પતિનો વિશ્વાસઘાત વધારે દુઃખકર ગણાય છે ! કેવળ નિર્દોષ છતાં દૃષ્ટિદોષ યા સમજભૂલ પણ ભાગ્યને અથડાવે છે !

વાંચનાર ! હવે આ બંને નિર્દોષ સતીયો પોતાના સ્વામીને કેવી રીતે મેળવે છે, એ તરફ નજર કરીશું; અને બીજા ભાગ તરફ નજર રાખીશું. તે પછી સ્વામી સુખ પ્રાપ્ત થવાને બંને સતીઓને પ્રભુજી કેમ સહાય થયા, તે જોઇશું.

## પ્રથમ ભાગ-સમાપ્ત.

# મધુરી

અથવા

# પ્રેમ-ઘેલી પ્રમદા.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

#### અણધાર્યો ઉત્પાત !

કંચન મૃગ કેવો દિસે, કયાં રઢ સીતા માત ?
કયાં રાવણ યોગી હતો, અણધાર્યો ઉત્પાત્ત !
દક્ષ પ્રજાપતિ યજ્ઞમાં, કયાં ઉમિયાની વાત ?
જમાઇ-સસરા કલહમાં, અણધાર્યો ઉત્પાત્ત ?
ઇંદ્ર સભામાં મુનિજને-કરી કલેશની વાત;
હરિશ્ચન્દ્રપર આવીઓ, અણધાર્યો ઉત્પાત્ત ?
દમયંતીના સ્વયંવરે, ખીજયા દેવ નળ સાથ;
પુષ્કર દ્યૂત રમાડીઓ. અણધાર્યો ઉત્પાત્ત.

---

ભાગ્ય યોગે, મહાદશામાંથી અધમ અવતારે અહીંને અહીં અનેક અવતારો બતાવવા પડે છે ! ચડતી પડતીનો ચમકારો, ચતુ-

રોને પણ આડે આવીને ઉભો રહે છે. સુમનના નિર્દોષ યા ભૂલ-ભૂલામણીના પત્રથી હાલ તરત તો કનક, મધુરીને, તેનાં બાળકો સાથે મૂકીને તજી ગયો. અને એ રંક નારી, છતે પતિએ દમયંતી સમાન દુ:ખી દશાને પામી. તેનું વૃતાંત હજી જાણીએ તે પહેલાં, મુખ્ય નાયિકા નિરંજની અથવા વરેલી વનિતા તરફ નજર કરીએ.

સુભાગ્યે એ ભલી સ્ત્રીનો અવતાર, શાન્તિના સમુદાયમાં આવ્યો, પણ કરમ ચાર ડગલાં આગળનું આગળ આવી અડયું. પોતાના પુત્ર સુરથ સાથે મરનાર શોકય વીરમતીના પુત્ર ભગીરથને સોંપીને સુમન પલાયન કરી ગયો, કે જેનો પત્તો ન મળ્યો! એક ન્હાનો સરખો ચીઠો મુકી ગયો, કે જે પત્ર માત્ર, નિર્દોષ બે પુત્રો તથા રંક નીરૂના ભાગ્યમાં હળહળતા દાહરૂપ થઇ પડયો.

આ આફતકાળનો મૂળ સબબ, બહુ ઉંડો અને વિચારવા યોગ્ય હતો. સુમનનું ચિત્ત એક રીતે ચકડોળે ચડેલું હતું. નિરૂ પ્રત્યે તેને કુદરતીજ પ્રથમથી તિરસ્કાર તો હતોજ; અને જો કે વીરમતીની હૈયાતીમાં નિરૂને સંગ્રહી હતી, પણ વીરૂ ગુજર્યા પછી ધીમે ધીમે તે મધુરીના મન-વાસમાં કંઇક અલૌકીક આત્મભાવના રૂપે પ્રવેશી ગયલો જણાતો હતો. જોકે તેનામાં દુષ્ટ ભાવનાયે પ્રવેશ કર્યો ન્હોતો, મધુરી તેને બીજા કોઇ પણ જાતના મોહથી ચાહતી નહતી, અલબત સુમનના મનમાં મધુરીની ચાહના સંપુર્ણ હતી-ને મૂળથીજ હતી; પણ તેથી જગતમાં જે આંધળું વલણ ચાલતું હતું, તે રીતે કૂડકથનનો તે અધિકારી ભોગી ન હતો!

મૂળ તો આ કર્મ વડે સુમન બહુજ અકળાયો હતો. અને બીજો ઉત્પાત જુદોજ હતો. બહુ ધન મેળવવા માટે તેણે સટ્ટા બજારનો આશરો લીધો હતો, અને તેમાં તે છુપો પાયમાલ થઈ ગયો હતો. વળી ક્રેડીટ બેંક અને સ્પીશી બેંકના ચેકોમાં તથા મુદતની હુંડીયોમાં તે ખ્વારીના ખાટલા ઉપર આમ તેમ ડોલતો હતો. કોઇ

પણ તરફથી તેને આધાર કે આશરો મળતો ન હતો, ત્યારે છેવટ પલાયન કરી ગયો હતો. અને પોતાનાં બાળ બચ્ચાંને, સ્ત્રી આધારે અનાધાર કરી રવડાવી ગયો હતો; ભાગ્યદેવીને તાબે થઇ ચાલ્યો ગયો હતો.

આ રીતે નીરૂપર ગજબ ગુજાર્યો હતો, અને એ ઉછળતાં બાળ કોને કેળવવાનું, તેમજ તેની સંભાળ લેવાનું માથે આવી પડયું હતું.

"પડયાપર પાટુ, અને દુઃખતાપર ડહામ" તે રીતે વળી આ દુઃખિયારાં કુટુંબ ઉપર નવી આફત આવી હતીઃ—

---

## પ્રકરણ ૨ જું.



### તોફાની સાગરમાં ડૂબતી નાવડી.

તોફાની પવન ફુકતો હતો. કેમકે આકાશ વ્યોમને ગર્જાવી તેને પાયમાલ કરવાની પવનની ધારણા હતી, કોથળી ફાડી તોડી, હવાના વિમાનને ઉથલાવી, તેમાંથી નવ ધાર કહાડી જમીનને પણ પીગળાવી દેવાનો તેનો પ્રકોપ હતો. ને તે જરૂર એક પછી એક એમ ઉત્તરોતર થનો હતો; એજ રીતે દશાનો વાયુ, જ્યારે માણસ ઉપર પ્રકોપ ગુજારે છે, ત્યારે તે પણ તેવીજ આફત વરસાવે છે. તોફાની બનીને, શાન્ત સાગરને ઉછાળે છે. ને ભાગ્ય નાવડાના કડકા કરવામાંજ પોતાનું પ્રાબલ્ય બતાવી જગતનો અપવાદ વ્હોરે છે.

નીરૂ અને બાળકો, પોતાની છત્ર-છાયા ગુમાવી બેઠાં, અને નિર્વાહનાં સાધનની છાબડી હાથમાં લઇને, હવે કયાં જવું, તે વિચાર કરવા લાગ્યાં. એવા સમયમાં એક માગણાદાર મારવાડી, સુમનપરના લ્હેણા બદલ, ટાંચ લાવી ઉભો રહ્યો, બંગલાનો કબજો માગ્યો, અને

લ્હેણી ઉપળક રકમો બદલે ઘરનો સામાન સર્વ કબજે કીધો. હવે શું કરવું ?

નીરૂ અને બાળકો અનાધાર હાલતે, અવિચારી બાપના કર્મનો ભોગ થયાં-ધારા પ્રમાણે બેલીફે કામ કર્યું, અને થોડાં વાસણો તથા ખપ જોગ કપડાં વગેરે આપીને નીરૂ તથા બાળકોને રવાના કર્યાં ! અફસોસ ! એ પણ તોફાની સાગરની ડૂબતી નાવડીનો ચમત્કાર ! !

રાજઘરની સાહ્યબીમાંથી રંક હાલતે રખડતાં થઇ ગયલાં નિર્દોષ પુતળાંની શી હાલત થઇ, તે જાણવું અશકય નથી.

વાંચનારે શરૂઆતનાજ પ્રકરણમા જોયું છે, કે નીરૂ બિચારી પોતાના બાળક પુત્ર સાથે એક ધનવંત શેઠીયાને ત્યાં પાછી મૂળ હાલતે નોકરી રહી છે, અને તેનો પુત્ર સુરથ માંદગીની પથારીપર, હોસ્પીટલમાં અનાથાશ્રમ મારફત પડયો છે; જેને મધ્યરાત્રીએ, નીરૂ પોતાના શેઠના બંગલામાં લાવી છે, અને તેને અંદર પેસવા દીધી નથી, પછી શું થયું છે. તે હવે વાંચનાર જાણશે; પેલો અનાથ શોકયના પુત્ર ભગીરથને ગુરૂકૂળમાં ભણતો જોયો છે. આ કર્મ કથાનો હવે સરળ માર્ગ મળશે, પણ સુમન મહા કલેશ કેવો ઘાતક નીવડે છે તે તરફ નજર કરીએ !

---

## પ્રકરણ ૩ જું.

### હીંદુ કુટુંબ-પારસી કુટુંબના આશરામાં.

નીરૂને મધ્યમ રાત્રીએ, તેના અવિચારી માલેકે રજા આપી, અને પોતાના પુત્ર સુરથને આજારી હાલતે હોસ્પીટલમાંથી ઘેર લાવી, તે પછી તેની દયામણી દશા બહુ શોચનીય થઇ પડી ! મધ્ય રાત્રે કયાં-કોને ઘરે જવું ? વરસાદની ઝરમરી છાંટ ચાલુ હતી. ધર્મશા-

ળાઓના દરવાજા બંધ હતા. પોલીસ ફોજ ફરતી હતી, સુરથ માંદો હતો, અને ગાડીવાળો ઉતાવળો થતો હતો. અરેરે, આ દશા કેવી ઉત્પાત ઉપજાવી રહી હતી? અન્તે નીરૂને યાદ આવ્યું, કે પોતાના એકવારના મહાદશાનાં જુનાં પાડોસી, પારસી કુટુંબનો આશરો લ્હેવો; અને છેવટે તેણે પોતાની ગાડી ચોપાટી તરફ હંકારવા હુકમ આપ્યો. વિકટોરિઆવાળો લુચ્ચો ચલ્લીચોર હતો. અને તેના રિવાજ મુજબ સ્ત્રીવર્ગને જોતાંજ તેનો કાંદો ખિલી નીકળતો હતો. તે નકામી બૂમ મારીને ભાડાનો દર ચહડાવવા યત્ન કરતો હતો. નીરૂ કને ફુટી બદામ પણ નહોતી, છતાં ગાડીવાળો સમજતો હશે કે, બાઇ માણસને ગભરાવી–દમ દઇ, નાણાં કહડાવી લઇશું; પણ તેના કપાળમાં ડહામ! નાણાં બદલ તો સપલના ચાબુકનો માર પડયો, કેમકે નીરૂ જે કુટુંબમાં જવાની હતી, તેનો છોકરો પોલીસમાં નોકર હતો–ગાડીવાળાનો દાદો હતો!

નીરૂએ ગાડી ઉભી રખાવી, અને પોતે બંગલાના દરવાજા કને ગઇ. ભૈયો જાણીતો હતો, એટલે ધીરે રહી સાદ કર્યો, પણ તે ભૈયો ઉઠે, તેની પહેલાં, વિકટોરિયાવાળાના ઘાંટાથી ગૂસ્સે થઇને સપલ જાગી બહાર આવ્યો. તેણે નીરૂને જોઇ, અને બોલ્યો.

“કેમ બાઇ! આ વેળાએ?

“બાઇ! વખ્ખાની મારી આવી છું!” નીરૂથી રડી જવાયું. સપલે તરત દરવાજો ઉઘાડયો; તેટલામાં વિકટોરિયાવાયો બરાડા પાડવા લાગ્યો–ભાડું માગવા લાગ્યો. સપલને ગુસ્સો આવતાં બહાર નીકળીને તેનાજ ચાબુક વડે ચાર સપાટા દઈ દીધા. ત્યારે કમજાત ઠંડો પડયો; અને સવારે ભાડું દેવાનું કહી, પોતાની પોલીસ–ઓળખ આપી, ગાડી રવાના કરી; અને નીરૂ તથા બાળકને અંદર બંગલામાં લીધાં.

"ભાઇ! મારો બાળક સીક હતો. તેને લઇને હું મ્હારા શેઠને ત્યાં, જ્યાં હું નોકર છું, ત્યાં ગઇ, પણ મને હડધુત કરીને કહાડી મુકી. હવે આ ટાણે આજારી બાળક સાથે ક્યાં જાઉં? મને તમારૂં ઘર યાદ આવ્યું, ને હું આવી છું. જો કે આ વેળા તમને તકલીફ ઘણી છે, પણ સહવાર સુધી અમને આશરો આપશો, તો ઉપકાર થશે. અમારૂં આ ટાણે કોઇ બેલી નથી!" એટલું કહેતાંજ નીરૂ ચોધાર આંસુએ રડવા લાગી.

"બાઇ, ના ગભરાઓ! આય ઘર તમારૂંજ સમજજો! લેવો, માંયજીબી આયાં!" "એ કોણ ઉજીયું-પેટ બલ્યું બુમ મારતું તું, સપલ! તું કેમ ઉડીને દોડી આયો!" કુમી કાકી, હાથમાં સાડી ઉછાળતી, આંખ આડો હાથનો પંજો રાખી જોતી જોતી આવી.

"તમારો સભાવ બરે, જરા જોઇને તો બોલ્યે? ગાડીવારો હતો? આપરાં નીરૂબાઇ બિચારાં આયાંચ!

"ઓય લે રે! વરી આ વખતે તે કહાંથી? તું તો જુડો તે જુડોજ રહયો?" માયજી ચીડાયાં.

"માજી! હું પોતે છું, દુઃખની મારી આવી છું. મારૂં બાળક પણ સાથે છે. સવાર સુધી અમને આસરો નહી આપો?"

"આવ, માંય-આવ? કાંય નહિ! મનખ મનખનું કામ કરવું તે તો સવાબ છે દીકરી! આવ?"

"માજી! હવે—હું ક્યાં જાઉં?" સુરથે કહ્યું.

"તું મ્હારી સાથેજ, મારા દીકરા?"—સુરથને ખભે હાથ મુકીને નીરૂ બોલી.

નીરૂના જીવમાં કંઇક જીવ આવ્યો. સપલ તથા કુમી કાકી તેને અંદર ઓરડીમાં લઇ ગયાં; અને સુવા બંદોબસ્ત કરી આપ્યો. કુમીકાકી સજાગ્રત હતી. ને નીરૂની નિદ્રા તો ઉડીજ ગઇ હતી. રાત્રી પુરી કરવા બંને વાતોપર ચહડયાં.

---

## પ્રકરણ ૪ થું.



### પારસીઓની ફેશનપર કુમીકાકીનો ધુજારો.

મુસલીમકી ફેશન ટાટમેં,
હિંદુકી હય દાલ–ભાતમેં;
પારસીકી ફેશન વાતમેં,
દેખો કપડેકે ડાટમેં!

"મરેરે, મોતબી નહી આવતું! હોંજીયાં દુકતાંઓ જીવ તોડી કહાડેચ! હજી તો પેલી દુકતી ગઇ કાલેજ વેરાજીને તહાંથી બુત લેઇ આવી, ત્હાં દુકતો ગોંધીયારૂં કરી બેઠોચ, કે મનેબી ફેશનેબલ અમેરીકન બુત જોઇએ, તે રૂપીયા લાવો! મરે પારસીઓનો દહારો બલે! ફેશને તો નખોદ કહાડીયું. મુવા લોકોબી નવું નવું લાવી મરેચની? ને પારસીઓ સઉથી પહેલાં તેપર પરી મરેચ! સુનઇએ લીધું, ને મેહરાં રહી ગઇ! માય–બાપ ગમે તો ભીખ માગે, પન દુકતાંને તો આપો! મરે અમારો અવતાર બલે? ગરીબ ને પૈસા-વાલાં સઉ સરખાં થઇ મરેચ! કહાં "રાજા ભોજ ને કહાં ગાંગો તેલી!" કુમીકાકીએ નીરૂ કને પેટનો બળાપો કહાડયો. નીરૂને કંઇક ગમ્મત પડી હતી, એટલે તેણે દીવામાં તેલ પુરયું–દારૂમાં દેવતા મુકયા.

"ખરૂં છે, માજી! આજકાલ ફેશને ઘર ઘાલ્યું છે. માત્ર દેખાદેખીનો મામલો છે. અમારા હિંદુ લોકોમાં પણ કયાં ઓછી ફજેતી છે! સવા રૂપીએ વાર સેંફાન લહે, ને સાત રૂપિયા પોલકાંની સીલાઇ આપે છે!"

"મરેરે! વરી પોતીયાંદાસ ભાજીખાઉંબી જબરાજે માય! તમે લોકોબી પારસી કાંની પોલકાં ને સારી, બુત ને બુતીયો પહેરવા લાગ્યાં!"

"હા, પારસીઓ અંગ્રેજ થવા લાગ્યા, ત્યારે હિંદુઓએ પારસીઓની નકલ કરવા માંડી!"

"પણ બા, તમારાં હિંદુ લોકો પક્કાં છે, જો! તેઓ પેલી કેતી છે, તેમ ઘેર બાલીને તીરથ કરનારાં નથી; તેવણ તો પગ જોઇને પાથરણું કરનારાં છે! લેવોની! એકજ દાખલો લેવો! અમે અમારી પતેતીમાં બુત ને કપરાં-ચપરાંમાં, કરજ કરીનેબી પૈસા વેરશું. ને તમે લોકો સુંનાના દાગીના ને રૂપાનાં વાસણ લઇને સગન કરશો! તમારા ઘરમાં માલ થશે, ને અમારા ઘરમાં ચામરાના ઢગલા થશે!

"માજી! એ તો બધું કદાચ ગરીબાઇને લીધે પાછું હઠી જશે, પણ તમારામાં હમણાં જે લગનની રીત, એક ભીખ જેવી થઇ પડેલી છે, એ બહુજ દીલગીરી ભરેલું છે!"

"અરે માંય! નાં બોલો! દુકતીઓને તો વકીલ, બારીસતર, દાક્તર, ને પરોફ્સર વર જોઇએચ! તેવારે હોંજ્યાં દુકતાઓને દશ હજારના દલાવાલી ને સાથે લાગી, ફરફરતાં જીથરાંવાળી ગોત-પીટ, સોત-પીટવાલી મડમડી ફેશનની, પાનાંફાટ વગાડે, ને માટીડા સાથે હાથ ઝાલીને ડાંસ કરે, તેવી છોકરી જોઇએ! વળી નાકે નમણી, આંખે મોટી, ને ગોરી ગોરી ગુલાબ ગાલ, તથા મોટા મોટા બાલ, અને સફેદ દુધ જેવી જોઇએ. બહેન? બીજું જાનોચ કે? પીયાર કરે તેવી જોઇએ! મરેરે, એ પીયાર તે શું હસે? કંઇ કાંદાની કચુંબર કે પીયાજનાં પાંદડાં હોસે?" કુમીકાકીના છેલ્લા બોલ સાંભળીને નીરૂથી હસવું રોકી શકાયું નહિ. જુના વિચારનાં માયજીને લાડ લડાવવા તેણી બોલી.

"માજી! આજ કાલનાં જુવાનીયાં છોકરાંઓ 'લવ' કરે છે."

"હાં-હાં જો તે તે! બરીગો લવ તે શું હોસે! કંઈ છુપું ખાવાનું હોસે, કે કંઇ દારૂ જેવું પીવાનું હોસે, માંય! તમે લોકોબી

લગાર સુધરેલામાં ખપોચ, તે કંઇ જાનતાં તો હોસો!" કુમીકાકીએ હીંદુઓને પણ હાથમાં ધર્યા!

"માજી! એ 'લવ' એક જાતનો દારૂ છે, જેણે પીધો, તે તો દિવાનુંજ બની ગયું સમજવું!"

"અને તેનો કેફ ઉતરીબી જાય કે?" કુમીકાકીએ ફીલસુફી કરવા માંડી.

"જી, હા! અંગ્રેજોમાં તેનો ખપ વધારે હોય છે, માજી!"

"ને તેથીજ હોંજીયા પારસી છોકરાંઓ દિવાનાં બની ગીયાંચ! તે વાંદર નકલ કરવામાંજ ખરાબ થતાં જાયચ! મરેરે, જુની આંખે નવાં કોટકજ તો! મારો સપલ તો કેહચ કે મને તેવી છોકરી નહિ મલસે તો હું જીવપર કરસ."

"કાં? વળી તેમને શું થયું? તમારો દીકરો સપલશા તો શાણોછે?"

"અરે એક મ્હારા ભાઇની દુકતી સાથે પીયારમાં પડીગેો! તે દુકતીને કોઇ લટપટપંચી મલી ગયો, ને સપલને ખસતો કરીગેો, પછી તે સીક પડી ગીગેો! ખોદાનું ચાહવુ, તે પેલો લટપટીગેો ખસી ગીગેો, ને ભઇની છોકરીએ કુવો પુરીગેો! તેના ગમમાં મુવો પેલો લટપટીગેો તો ખુશી થયો, પણ સપલ સીક પડી ગીગેો. પાડાને પીડ લાગી, ને પખાલીને ડહામ જેવું થીયું! મરેરે આજકાલના છોકરાઓ તો જો! અને વરી બીજો ફ્જેતો મ્હારી સુનઇનો છે! તે વરી બીજા છોકરાના પીયારમાં પરીચ! તે દહારો ને રાત ચીઠી ને પતરી! ટપાલ તો ચાલુજ છે!"

"તમે તેનાં વડીલ છો, છતાં છુટ હદબાહેર કેમ લેવા દો છો?"

"એબી આજકાલની ફેશન છે જો માંય! અમારે તો ગલે ગાંઠ ને મોંને દુચો દઇને આંખ ફોડી મરવું પરેચ! એ કોતકો સાંખયે નહિ. તો પોરીગેો રવરી મરે! એ તો છોકરાંઓને એક બીજાં સાથે ભેલાવા દેવાં જોઇએચ. જો કોઇ છોકરો ફસાઈ જાય,

તો જહાં ત્હાંથી માથાનું કરજ ઓછું થાય, ને દુકતીના ભાયેગનો લાલ વાવટો ઉડે !"

"પણ તેમ કરતાં ખરાબી થાય છે, તેનો વિચાર કરતાં કેમ નથી ? કેટલાક હરામી હવસી છોકરાઓ ભોળી બિચારી નિર્દોષ છોકરીઓને ફસાવી મારે છે, ને તેની ઇજત તથા હુરમતનો ખુરદો કરે છે, તેનો ખ્યાલ કેમ નથી આવતો ?"

"પારસીઓમાં ગરીબાઇનો છુપો કીડો પેવસ થઇ જવાથી, ને ફેશન વધી પડવાથી આંખ વીચામણાં થાયચ જો ?"

"અંગ્રેજો જે ખરા સાચા વિચારના છે, તે હવે એવી ફેશનો ધિકારવા લાગ્યા છે. બોલ અને પાર્ટીઓમાં, તથા એકાન્ત મુલાકાતોની છુટાછુટમાં જે હદબાહર બગાડો થતો હતો, તે જોઇ તેપર અંકુશ મુકવા લાગ્યા છે; ફેશનનો લખલુટ ખર્ચ ઓછો કરવા લાગ્યા છે; ત્યારે પારસીઓ ને કેટલાક હિંદુઓ તેમાં મસ્ત થવા લાગ્યા છે ! અમારા હીંદુઓમાં પણ હવે બગાડો ને સડો થવા લાગ્યો છે. પુર્નલગ્નનો ઝુંડો ફરવા લાગ્યો છે. કેટલાક સુધારકો ઢેડ–ઝાંપડા, ને ઘાંચી–મોચી સાથે બામણ–વાણીયાને વટલાવવાની ફેશન લઇ બેઠા છે."

"જે ન થાય તે ઓછું ! મરેરે, હવે તો અરો ધરો ને સાસુને માથે પરો, એવું થવા થવા લાગીઉંચ. ખોદા ખેર કરે ! પણ બેન આજે તમારે આમ રખરવું કેમ પડીયું !"

"માયજી ! દહાડાની ચાલ ખરાબ છે, તેથી એક બચું રીબાયછે !"

"મરૂરે માય ! ખોદા તેને મોટો બપાવો કરે ! મેં જાણીઉ કે આજે એવું તે શું હોશે ? કંઇ નહિ–સપુરીનાં ફુલ મીઠાં !"

"હા—પ્રભુની જેવી મરજી" કુમીકાકી થાકી ! નીરૂને ઝોકાં આવ્યાં, એટલે બંને બંધ પડયાં. પારસી ફેશનપર ફજેતો કરનારાં કુમીકાકીના ફુરસદ વખતના તુચકારથી નીરૂને બહુજ રમુજ પડી; હવે મંચીબાવાના ઘરમાં થતાં કૌતુકો જોઇએ !

---

# પ્રકરણ ૫ મું.

## મંચીબાવાના ઘરમાં નવાં કૌતકો !

મી૦ મંચેરશાહ માંકડાખાઉનો નોકર ઇસમાઇલ મોગરો અને નોકરડી અમીના એશકીનું એક જાણવાજોગ દાસ્તાન હતું, તેમ તેના દીકરા સપલશાહ અને દીકરી સુનઇનો કિસ્સો પણ લક્ષ ખેંચવા જેવો હતો, તે સાથે લકવાની બિમારીથી બંદીખાને પડેલા મંચી ડોસા અને કુમીકાકીના ભવાડાની કર્મકથા કંઇ ભૂલી જવા જેવી ન હતી. આ સંઘ જુદા જુદા તીર્થનિવાસી થવાં જોઇતાં હતાં, છતાં સ્વઘરની એકજ ધર્મશાળામાં ઉતર્યાં હતાં.

પારસીઓમાં જયોતિષનો હદબાહેર વહેમ છે. રંકથી તે રાય સુધી એ વહેમમાં તણાયલાં છે. આપણા છપ્પન કોટી જાદવકુળથી ઉતરી આવેલા જોશીબાવાઓ છપનની સાલનાં ટીપણાં ખોસીને વેદાન્ત ભટ્ટાચાર્યના વેશધારી ઢોંગ કરતા, ગલી ગલીએ અને શેરીયે શેરીયે ફરે છે ! થોડા નવા જમાનાના જુવાન્યા પાટી લગાડીને જામેનો આશરો લેતા હતા, વાડી–બંગલે ફરતા હતા. મંચીબાવાનું કુટુંબ પણ આ વહેમથી વિમુખ નહતું.

મંચી શેઠ મૂળ તો માળવણ ગામના રહીસ હતા.અને મચ્છી મારના શેઠ હતા, તાડીનો વેપાર પણ ધમધોકાર કરતા હતા. ત્યાં એ પૈસે સુખી થયા, અને કુમીકાકી જોડે પરણ્યા. કેટલાંક વરસ સુધી સંતાન ન થયું, અને એક જોસીબાવાએ ગામ બદલવા કહ્યું, ત્યારે બાવાજી પોતે ઉડણ ગામમાં પીઠું ઉઘાડી બેઠા ! મોવડાંનો દારૂ બનાવી તે વેચવા લાગ્યા. ઇશ્વર ઇચ્છાએ બીજે વર્ષે કુમીકાકીને મહિના (ગર્ભ) રહ્યા, અને સપલશા દીકરી પેદા થયા. એ વર્ષે સુનાઇ દીકરી અવતરી, તેનું નામ સુનાંબાઇ રાખ્યું. એ દરમ્યાન બાવાજીને

કંઇ કંઇ વાર આજાર થઇ આવતો હતો; સપલ દશેક વરસનો થયો. અને ઉડણુ ગામમાં દારૂનો ઇજારો થયો, તે અરસામાં મંચીબાવા લકવાના દરદથી બેજાર થઇ ગયા. પોતે લગભગ લાખ પોણુલાખના જીવવાળા થયા, એટલે મુંબઇ આવવા વિચાર કર્યો. ચોપાટીની એક ઉજડ ટેકરીપર થોડી જમીન લઇને નાની સરખી જુના પ્લાન પ્રમાણેની ઝુંપડી બાંધી દીધી. થોડા વરસના અરસામાં જગ્યાના ભાવ ચડી ગયા, એટલે મંચીબાવાએ જરા હાથ છુટો કર્યો. મ્યુ-નીસીપાલીટીની દમજોરીથી સસ્તા કામમાં નાના સરખા બે બંગલા બંધાવી દીધા. દરિયા કાંઠાની જમીન હોવાથી તેનું ભાડું બહુ વધવા લાગ્યું, ને મંચીબાવા તથા કુમીકાકી વગેરેએ ભાડામાં તથા વ્યાજમાં ગુજરાન ચલાવવા માંડયું.

બંગલામાં એક માંકો મુવાલી નામનો બવરચી રહેલો હતો. ઇસમાઇલ મોગરો તો અસલથી પીઠાં ખાતાંનો મેમ્બર થઇ પાછળથી વિશ્વાસુ નોકર દાખલ આવેલો હતો, અને અમીના નામની તરકડી છોકરીને કુમીકાકી સાથેજ દાયજામાં લાવેલાં હતાં. તે છોડી સુનાઇ સાથે વધારે હળતી મળતી રહેતી, ને કુમીકાકીની સેવા ઉઠાવતી. ઇસ્માઇલ મોગરો છાકટો પણ ભરૂસાદાર હતો. તે મંચીબાવાના લકવાના દરદમાં સારવાર કરતો. સપલ, થોડું ઘણું શીખી-ભણીને હવે ખાનદાની ફરજંદ બનીને દરિયા કિનારે ફરતાં- ઉડતાં પરીયાં પકડવાના કામમાં મચી રહેલો હતો. સુનાઇ પણ હવે ફેશનેબલ ઠાઠમાં સહી- સખીઓમાં ફરતી હતી.

આ ઘરમાં ભૂત- પિશાચના ચાળા હોવાનો વહેમ, ખાસ કરીને ઘરમાં સર્વ માણસો કરતાં કુમીકાકીને વધારે હતો. ગઇ રાતે એક તમાશો એવો બન્યો હતો કે જે તમાશાથી કુમીકાકીનાં હાંઝાં ગગડી ગયાં હતાં. ઇસમાઇલ મોગરાને અને પેલા માંકા બવરચી વચ્ચે

વેર બંધાયું હતું. એ વેરની નાયિકા પેલી અમીના આયા હતી. ઇસમાઇલ ને અમીના વચ્ચે મીઠી આંખની મસલત ચાલતી હતી. જો કે બંનેમાં અમીના વધારે નિરદોષ હતી–ઇસમાઇલના મનમાં ખટક હતી. તે અમીનાની મોટી આંખપર દિવાને ઇસ્ક બન્યો હતો ! આ બંનેની મીઠી વીલડીમાં કુમલાનો કમળા જેવો ડોળો પેઠો હતો. ને તે ખારી છાંટ ઉડાડતો હતો. કોઇ તો તેનું માનતાં નહોતાં, પણ કુમીકાકીની નબળી શક્તિમાં ઝેર ભેળતો હતો, ને તેણે હઠીલાઇથી ઇસ્માઇલને રજા આપીને પોતે જાતે મંચીબાવાની નોકરીમાં હાજર રહેતી હતી.

આ પ્રપંચથી ઇસ્માઇલનું દીલ દુઃખાઇ ગયું હતું. એક બે વાર શેઠને પગે પડવા આવેલો, પણ તેની દાદ લેવાતી નહોતી; છેવટે વગર પગારે અમીનાને ખાતર નોકરી કરવાનું કબુલ કરવામાં આવ્યું, તો વધારે શક પડવાથી મંચીબાવાનું ઘર સદાનું છોડવું પડયું.

પેલી રાતે ઇસ્માઇલ મોગરો ખ્રાસ્તીના વેશમાં અમીનાને મળવા આવ્યો. બનાવ એવો બન્યો, કે સુનીનો એક લવર પણ એવાજ પોશાકમાં આવતો જતો હતો. લગાર અંધારૂં થયું હતું, પાછલા ભાગમાં ફક્ત રાંધણી સિવાય બત્તી રહેતી નહતી. એ લવરજી પણ આ વખતેજ સુનીને છુપા મલવા આવવાના હતા. સુની રાંધણીની આગલી બાજુ કમ્પાઉન્ડમાં એકલી એકલી આંટા મારતી હતી, એટલે અમીનાથી ત્યાં ઉભી રહી શકાતું ન હતું. અમીનાને ધાસ્તી હતી, કે રખે ઇસ્માઇલ પકડાઇ જાય ! જો તે પકડાયો, તો બેવડો માર ખાવાનોજ ! કેમકે કદાચ સુનઇનો ભેટો થઇ જશે, ને અંધારે મગ કાળા જેવો મામલો થતાં, પાછળથી ભોપાળું ફુટશે, તો ચીડાચલાં શેઠયાં કાં તો પોલીસને સ્વાધીન કરીને સદાની કાશલ કહાડશે ! પણ કૌતક જુદુંજ બન્યું !

બરાબર રાતના સાત વાગે સુના અંધારામાં ફરતી હતી, ત્યાં ઇસ્માઇલ ગોટલા સાહેબ બનીને છુપાતો લપાતો, ધીમે પગલે અંદર આવ્યો. તેના મનમાં હતું કે, સંકેત પ્રમાણે અમીના છુપાઇને વાટ જોતી ઉભી રહી હશે! આખરે ઇસ્માઇલની ઉમેદ તો પાર પડેલી લાગી! સુનાંને કાને ધીમાં પગલાંનો અવાજ આવતાંજ સાદી ધીમી સીટી મારીને ઇસમાઇલને બાગના એક પાછલા ભાગમાં આવવાની ઇસારત કરીને આગળ આગળ ચાલવા માંડી. ઇસ્માઇલે જાણ્યું, કે અમીનાએ સમયસુચકતા વાપરીને છુપી વાતો કરવાની ઠીક યોજના ઘડી છે; સુનાં વહેલી વહેલી રાંધણીમાં પેસીને કુમલાને ચેતાવ્યો, કે તપાસ રાખજે, કોઇ પણ પાછલા ભાગમાં ન આવે! એટલું કહીને તે બગીચામાં ગઇ, અને પાછળ પાછળ ઇસ્માઇલ ગયો. હજી પણ આંધળે બહેરૂં કુટાતું ચાલ્યુ. અમીનાં આ કૌતુક જોતી હતી, તેના મનમાં ચટપટ થતી હતી, કે જે ઘડી જાય છે તેમાં ઇસ્માઇલ સાહેબનો ખાખરો ફૂટાશે!

સુનાં અને ઇસ્માઇલ હજી એક બીજાં ભેટી પડે, અને છુપે સાદે વાતો કરીને 'કીસ' કરે, તેટલામાં તો સુનઇનો અસલ લવર આવી પહોંચ્યો—માત્ર એકાદ બે મીનીટનોજ ફરક પડ્યો! લવર સાહેબ આજુબાજુ જોવા લાગ્યા; અને છેક રાંધણી સુધી આવી પહોંચ્યા. કુમલાની નજર પડતાંજ તે બહાર આવ્યો, એટલે પેલાએ સીટી મારીને બોલાવ્યો. કુમલો નજીક ગયો, કે તેણે સુનાબાઇને મળવાની વાત કરી! કુમલાને લાગ્યું કે આ શખ્સ, સુનાના લવરનો શત્રુ લાગે છે, ને તેથીજ વેશ બદલી તે પુંઠ પકડીને પોતાની પાછળ આવેલો છે, માટે તેને ફજેત કરવો! એમ ધારીને તેણે લવરનો હાથ પકડયો, ને સુનાબાઇને બતાવા ચાલ્યો. લવર ગભરાઇને છુટવા ફાંફાં મારવા લાગ્યો. તેમ તેમ કુમલો તેને ઘસડવા—ખેંચવા લાગ્યો. આખરે

લવરે છુટી જવા બુમ મારી–તેવીજ કુમલે "ચોર"ના નામે બુમ પાડી, અને લવર કાલાવાલા કરવા લાગ્યો. કુમલાને શક ગયો, ને શેઠને બહાદુરી દેખાડવાને પેલા બિચારા નિર્દોષ શખ્સને બે તમાચા ખેંચી કાઢયા! શોર–બકોર વધી પડયો; એટલામાં સુના બહાર નીકળી આવી, ને કુમલાની ગરબડ તરફ દોડી. આ તકનો લાભ લઇને અમીનાં પેલા ઇસ્માઇલ કને દોડી, અને તેને ચેતાવી દીધો; એટલુંજ નહિ પણ દિવાલ કુદાવીને સહિસલામત નસાડી દીધો!"

સુનઇ જેવી કુમલા કને ધસી આવી, તેવીજ પોતાના લવરને જોઇને વિસ્મય થઈ ગઇ! હમણાં પોતાને મળી ગયો, તે કોઇ બીજો હતો! ના–આ સખ્સ કોઇ વેશધારી છે! આ વિચારે સુનઇએ કુમલાને વધુ હુકમ કીધો, કે તેને પોલીસને સ્વાધીન કરવો. આ હુકમ થતાંજ કુમલાનું મગજ ચસકયું! ચોમેર ચોરની બુમ પડી હોવાથી આજુબાજુનાં લોકો એકઠાં થયાં. માળી દીવો લાવ્યો. કુમલી કાકી ઉંબરની ગેલેરીમાંથીજ બુમ પાડવા લાગી. એટલામાં અમીનાં બત્તી લઇને આવી, અને સુનઇની આંખપર અદીની છબી આબેહુબ પડી.

"કોણ ડીયર અદી?" સુનાએ ચમકીને કહ્યું.

"હા—હું અદી છું, સુનાં! પણ સાહેબજી!' અદીએ ચાલવા માંડયું.

"મારા સમ! ઉભા રહો–મને માફ કરો!" સુનાએ અદીનો હાથ પકડયો, ને માફ માગવા લાગી! કુમલો તો ઝંખવાણોજ પડી ગયો. અમીના હોઠમાં હસવા લાગી!

"અરે એ દુકતી વરી શું કારસ્તાન લેઇ બેઠીચ?"

—"અરે પણ સુનાઇને થયું શું? તેમનો ઓરખીતો પારસી તો પહેલો આવેલો છે, તે તો રાંધણી પછવાડે બગીચામાં છે?" ભોળા કુમલાએ ભાંગરો વાટયો.

"તે તો કોઇ બીજો શખ્સ હશે!" અમીનાએ બચાવ કર્યો.

"ઓ લેરે! વરી બીજો કોણ મુવો આયો તો! આ કોણ છે સુનઇ?"

"એ તો અરદેશર છે! મ્હારા ફ્રેન્ડ છે!"

"તો આવોની મરૂં! ઉપર આવોની! એમ ચોરની કાની છુપા ભરાતા સાના આવોચ! ઉપર આવો મરૂં!"

"બસ મને છોડ. જહાનમમાં જાય તું, ને ત્હારૂં બધું!" અદી એકદમ સુનાનો હાથ છોડાવીને ચાલતો થયો. સુના મુર્છીત થતાં અમીનાએ પકડી લીધી. કુમીકાકીએ ચીસ પાડતાં નીચે ઉતરી આવ્યાં. કુમલાએ તેણીનો હાથ પકડયો, અને અમીનાએ મળીને સુનાને બંગલામાં લઇ ગયાં.

મંચીઆવાના નવા કઉનકે ભવિષ્યમાં કેવો રંગ જમાવ્યો છે, એ હવે પછી જાણીશું; પણ હાલ નીરૂ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૭ મું.



### ચાકરી આપે ભાખરી!

ડુંગરપરના મહેલની પગથીપરથી સરી પડેલી, યા ને મહાદશા ઉપરથી ઉતરી પડેલી રંક હાલતે રવડની નીરૂના ભાગ્યમાં જન્મથીજ સુખ ન્હોતું, તે છેવટ સુધી નડયું; પણ રાંકનો બેલી રામ, તેમ તેની દશાનો સૂર્ય, ઉદય પામવા લાગ્યો. પારસી કુટમ્બને આશરે આવેલી નીરૂનો ત્યાં આદર સત્કાર થયો. પ્રભાત થતાં પહેલાં ગડબડ ગોટાળો બહુ થઇ ગયો! એક બાજુ જુવાન છોકરીની આશકી, બીજી તરફ

આયા ને તેના આશકનો ઘોટાળો, ને ત્રીજી તરફથી તેના દીકરાની ગડબડમાં રાત પસાર થઇ હશે; આજ કાલ આવા બનાવો કંઈ સાધારણ નથી; ફક્ત હીંદુઓના મનને નવા લાગતા હશે; પણ સહ-વાસીયોના દીલમાં તે નવા નથી! આ ઘરના પ્રકરણ સાથે બીજો લાંબો સંબંધ નથી, એટલે ચાલતે રસ્તે બની ગયલા બનાવને માત્ર ઘટતીજ જગ્યા આપીને તે બંધ કરીશું; અને નિરૂના ચાલતા ભાગ્ય યોગ તરફ આગળ ચાલીશું! પ્રભાતે નીરૂનો શેઠ ચોપાટી તરફ ફરવા જતાં, નીરૂને આ બંગલાના ચોકમાં ઉભેલી જોઇ; નીરૂની નજર બરાબર તેની સાથેજ પડી, અને તે પણ શરમ તથા શોકથી સલ-જ્જિત થઇ ગઇ!—શેઠ જરાવાર પગમાં થયલા ચમત્કારને બહાને ત્યાં ઉભો થઇ ગયો. વિચારમાં પડી ગયો. ગઇ રાત્રીયે પોતે કરેલા સાહસ માટે—મનમાં પસ્તાવા લાગ્યો. જો કે તે માટે તેમને કંઇક દયાનો વિચાર આવે, તે પેહેલાં તેને નીરૂના સહવાસ માટે બહુ નવાઇ લાગી.

નીરૂ આ બંગલામાં ક્યાંથી? શેઠ તરતજ વગેરે અચકાવે બંગ-લાના દરવાજા કને આવ્યો. અને નીરૂને ઇશારતથી નજદીક બોલાવી—નીરૂ તે ઇશારતથી શરમાઇને અથવા તો રીસાઇને પણ અંદર ચાલી ગઇ! પછી ગમે તો શેઠના પ્રત્યે તિરસ્કાર બતાવતી ગઇ હોય, અથવા તો પોતાની અનેચ્છાથી દુર થઇ હોય—પણ ગઇ! સુરથને પણ અંદ-રજ લઇ ગઇ! શેઠને જાહેર અપમાન થશે, તેની નીરૂને દરકાર ન લાગી! શેઠ મનમાં સમજી ગયો. અને ધીમે પગલે, મનના પુરણ અપમાન સાથે ત્યાંથી ખસી ગયો—તેને ભોંય ભારે પડી. પગલું ચલા-વવાનું કઠણ થઇ પડયું. પીઠ ફેરવીને જાણે કંઇ જાણતો ન હોય, તેમ આગળ ચાલવા જતાં, નીરૂના કહેવાથી પારસી શેઠનો છોકરો બહાર આવ્યો. અને દરવાજા નજીક આવીને શેઠને પુછ્યું.

"સાહેબજી શેઠ! કેમ છેવો? કોને પુછોચ?"

"ના કંઇ નહિ! ગઇ રાતે મ્હારી એક નોકરડી ગુમ થયલી મેં તમારા બંગલામાં જોઇ! શું તે તમારે ત્યાં રહી છે?" શેઠે ડહાપણ ડોળ્યું.

"ગઇ રાતે તમારે ત્યાંથી ગુમ થઇ ગયલી નોકરડી કોણ?"

"તેનું નામ નીરૂ–મેં હમણાં તમારા બંગલામાં જોઇ."

"તેની શોધ માટે તમે આવ્યા હોસે?"

"ના તેમ કંઇ નહિ–હું તો ફરવા જાઉં છું. જતાં તે મારી નજરે પડી!"

"કંઇ ચોરી બોરી કરીને તો નહાસી નથી ગેઇ કેની!"

"ના–ગરીબ બિચારી!"

"કાંય? ગરીબ બિચારી કાંય! શું તમે તેને સતાવી હતી કે શું? જે તે નહાસી ગેઈ?"

"ના–તે લગાર ઉદ્ધત્ત છે. પોતાના સીક દીકરાને જોવા ગઇ, ને ત્યાંથી પાછીજ ના ફરી!"

આ શબ્દ નીરૂના કાનમાં પડયા; તે પોતાના શેઠનું મન જાણુવાને, બંગલાની બાજુની ભીંત પરની બારીમાં કાન દઇ સાંભળતી હતી, તે તરતજ બહાર આવીને બોલી.

"શેઠજી! મધ્ય રાત્રે તમારે શરણે આવેલી, એક સ્વજાતીની અબળા, ને વિશ્વાસુ નોકરડીને, અપમાન સાથે કહાડી મુકીને, હવે આમ બચાવ કરતાં તમારા જેવા મોટા માણુસમાં નામ ફેલાવનારા શેઠીયાએ ખુદાનો ખોફ ખાવો જોઇએ!

"આય શું! મ્હારા સાહેબ, તમુને નાતનુંબી અબીમાન નથી? એક નાતની ગરીબ અબલા દુઃખની મારી તમારે બારણે આવી તેને અપમાન!"—

"ધન્ય છે, પારસી વીર નરોને! નહિ ઓળખાણ, નહિ પારખાણ છતાં બારણે આવે, તો માણુસાઇ ધર પ્રમાણે પણ ખોદાને હાજર જાણીને દયા ખાઇ આશરો આપે!"

"વારૂ તે તો ઠીક—પણ હવે શું પારસીના ઘરમાં રહી નોકરી કરવી છે? મને તો અભિમાન નથી, પણ તમને તો છે કેની? પરજાત અને પરમાટી ખાનારાંને ત્યાં તમે નોકરી કરશો?"

"ખાવા પીવા સાથે નોકરીને શો સંબંધ છે શેઠજી?"

"માફ કરજો બેઅદબી શેઠજી? પણ તમે ભાજીખાઉ હીંગતોલ પોત્યાંદાસો કંજુસનો વારસો લઇ ફક્ત નાણુંજ જમે કરી, નોકરોનાં લોહી ચુસી, પાઇ ન પરખાવનારા, ને મતલબ સરી કે લાત મારનારા, આ જરથોસ્તીઓ ન જાણુશો? શરમ છે શેઠજી! પોતાના ધર્મનું મોટું ડોલ ઘાલીને વાતો મોટી કરોચ, પણ ફરજ તે શું, તેનો તો તમને કકોબી નથી આવડતો. "વારૂ ઠીક છે." એટલું કહીને ચાલવા માંડયું!"

"શેઠજી! મ્હારો ચડેલો પગાર?" નીરૂ બોલી.

"બંગલે આવીને લઇ જવો!"

"ના, ના, મોકલાવી આપજો! તમારા જેવા ભલા માણુસની ચાકરી ભલે ન મલે!"

"વારૂ જોઇશું!" એટલુંજ કહીને તેણે ચાલતી પકડી; ને શેઠ પણ શરમાતો રસ્તે પડી ગયો. હવે નીરૂનું શું થયું? તે વાત અહીંજ રાખીને પેલી મધુરી તરફ નજર કરીએ.

---

# પ્રકરણ ૮ મું.



## ગરૂડ અને સાપ.

શ્રીમદ્ ભાગવતના એકાદશસ્કંદમાં કાકભૃશંડી અને ગરૂડજીનો સંવાદ છે! વેદાન્ત જ્ઞાન અને મુક્તિવિષયક ઉપદેશ આપવામાં આવ્યો છે; તેમાં પરસ્પરના વિરોધ, અને ક્ષમા, વૈર અને ઉપકાર સંબંધી ગુહ્ય વચનો સમાયલાં છે! આ પ્રકરણમાં એવોજ એક વિરોધાભાસ પ્રસંગ છે! કુદરતની વિવિધ શક્તિઓમાં જુદા જુદા મનોભાવ રહેલા છે; તેમાં ઉંદર અને બીલાડીનું વૈર જાણીતું છે! પિત્રાઇનો કીનો સૌથી વધારે કાતીલ ગણાય છે! અને ગરૂડ તથા સાપનું વૈર પણ બહુજ આકરૂં કહેવામાં આવે છે। આ સર્વ કરતાં માયારૂપ સ્ત્રીપર મોહવશ થયલા બે પુરૂષોનું પરસ્પરનું વૈર એટલું તો પ્રબલિષ્ઠ છે, કે તે લોહી પીતાંયે તૃપ્ત થતા નથી; પણ તે ઘણે ભાગે કાચા કાનના યા નબલા મનના પુરૂષો કોઇ વાર મોટા નુકશાનમાં આવી પડે છે; ને તેનો દાખલો આપણી સામે રજુ થાય છે!—

મધુરીના સત્ય ભ્રાતૃભાવને અપવાદરૂપ ગણવામાં કનકરાયે મોટી ભૂલ કરી છે; અને ફક્ત ઉપરનાં માનસિક આવરણોને અવલંબન આપીને પોતાના શાન્તિભુવનમાં ઝેરી હવા પ્રસરાવી, પોતેજ દુ:ખી થયો છે. એ વાત સૌ જાણીયે છીયે; તેમજ સુમનની મનોભાવના, નીરૂ પ્રત્યે કદાચ સ્હેજ અભાવવાળી છતાં, તેની માનસશક્તિની નબળાઇ વડે તેનો સંસાર કેટલો તપતો માલમ પડે છે, એ પણ અજાણ્યું નથી; હવે એ કનક તથા સુમન બન્ને શત્રુરૂપ મિત્ર બની

ગયા છે! સુમન જો કે મનથી વિશુદ્ધ છતાં, નિર્દોષ છતાં પણ કાચા કાનના ને ઇર્ષાવડે પ્રજ્વળીત થતા કનકના ક્રોધ માટે બલિદાન અપાયું છે!—

કનકના જાણુવામાં, સુમનનો પત્ર આવ્યા પછી, તેની મનોવૃત્તિ ફરી ગઇ; ને મધુરી જેવી મધુરાંગી તથા સુખ વૈભવ તજી ગયો; ને પોતાની જન્મભૂમિમાં, દ્વારિકાં જેવી પવિત્ર તીર્થ નગરીમાં, સાધુરૂપે જીવન ગાળવા માટે ચાલ્યો ગયો! ગરીબ બનીને ગયો! સુમનપર તિરસ્કાર અને મધુરી પ્રત્યે ધિઃકારનો વરસાદ વરસાવીને છુપી રીતે મુંબઇ છોડી ગયો!

સુમન તો પ્રથમથીજ વૈરાગ્ય ધારણ કરીને ગયો હતો. અને તે પણ ફરતો ફરતો દ્વારિકાં તરફ આવી પહોંચ્યો હતો. થોડા સમયના અંતર પછી, બન્નેની બદલાયલી હાલતે એકદમ એક બીજાને ઓળખી શકે તેમ ન્હોતું. સુમન પણ ચ્હેરામાં વાળ વધવાથી, કાયા કૃષ થવાથી તરત પરખાય તેમ નહોતું. અને કનક તો બાવાજી બની ગયા હતા, એટલે સુમનને ખ્યાલ પણ ન આવે, કે કનક તે કનક ખુદ બે ખુદ!

દ્વારિકાના મહાશ્રમમાં કનક ફકત એકજ વખત ફળાહાર કે દુધ લ્હેતો હતો. શરીર પણ કૃષ બની ગયું હતું. ત્યાં પ્રવાસી સુમન આવી ચડયો. ને એજ મઠમાં ઉતારો કર્યો.

સમય રાત્રીનો હતો. મઠની ઓશરીમાં એક પાટ ઉપર કનક પોતાની ભગવી પથારીપર પડયો હતો. અને સુમન, એક ધાબળી જમીનપર પ્રાથરીને પગથીયાં નજીક લાંબો થઇ, કૃષ્ણચરિત વાંચતો હતો.

કેટલાક સંતો, ને સાધુઓ સાથે, કનક આ કથા ધીરજથી સાંભળવા લાગ્યો.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ १ ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ २ ॥**

**કૃષ્ણ-જયન્તિનો** દીવસ આખા ભારતવર્ષમાં અતિ પવિત્ર અને ઉત્સવ યોગ્ય ગણાય છે. કારણ આશરે પાંચ હજાર વર્ષો પહેલાં આ શ્રાવણ વદ અષ્ટમીની મધ્ય રાત્રે ઘોર કલિયુગના પ્રભાવથી પીડિત સાધુ જનોનું સંરક્ષણ કરી સનાતન ધર્મનો જીર્ણોધ્ધાર કરવાના ઇષ્ટ હેતુથી એક મહાન્ અનુપમેય યોગેશ્વરનો જન્મ થયો હતો. અવતાર હેતુ ફલીભૂત કરી આ મહાત્મા આત્મરૂપ પામતાં તેના તરફની ઉપકારની લાગણી આર્ય હૃદયમાં વિશેષ જોરથી સ્ફુરવા લાગી, અને વખત જતાં દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ પરબ્રહ્મના પૂર્ણાંશ તરીકે ઓળખાવા તથા પૂજાવા લાગ્યા. જીવબ્રહ્મ અને પ્રકૃતિ ઓળખાવનારા વિવિધ પ્રકારનાં ઉપનિષદો તથા દર્શનો રચાયાં, જેમના નિદિધ્યાસથી સંસ્કારી કવિઓમાં કવિત્વની જાગૃતિ થઇ, અને વાસ્તવિક બ્રહ્મસ્વરૂપ તેમજ આત્મસ્વરૂપનાં વિવરણ કરતાં પુરાણો અસ્તિત્વમાં આવ્યાં. દરેક કવિએ પોતાની વૃત્યનુસાર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અથવા તેમની અર્ધાંગીઓમાંથી કોઇને બ્રહ્મ કલ્પિ સ્વશક્ત્યનુસાર પરમાત્માના ગુણોનું પોતાના ઇષ્ટ વિષયમાં દિગ્દર્શન કરાવ્યું; તથાપિ સર્વક્રિયાતીત સકલ સૃષ્ટિ પાલક, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ પરમાત્માનું પરમ રમણીય સ્વરૂપ દેખાડે, તેવા પુરાણની ખોટ તત્કાલીન સૂક્ષ્મ વિચારી જનોનાં સાહિત્યમાં પડી. સૃષ્ટિ ઉત્પત્તિ સ્થિતિ લય કર્તા ઇશ્વરના કલ્પાયેલા ગુણોને ગુણી મળવો કંઇ જેવી તેવી વાત નહિ હતી. પ્રસિદ્ધ ભારત યુદ્ધમાં થઇ ગયે થોડાંકજ વરસ વ્યતીત થયાં હતાં; યુદ્ધમાં ભાગ લેનારા યોદ્ધાઓના પરાક્રમોનાં વર્ણન ભાટ ચારણના મુખમાંથી

લોકો હજુ સાંભળતા હતા. તેઓમાં દ્વારિકાના નરેંદ્ર, સત્ય અને દીન જનોના રક્ષક, યુદ્ધપટુ, રાષ્ટ્રસંરક્ષક, સર્વ વિદ્યાપારંગત, મહાયોગી, સર્વૈશ્વર્ય સંપન્ન છતાં અત્યંત વિરક્ત અને ઉદાસીન, તાત્કાલીન સર્વ રાજા મહારાજાઓમાં પણ અગ્રપૂજા આપવાને યોગ્ય, જેમની પરમ કુશાગ્ર બુદ્ધિથી દુષ્ટોનો નાશ અને સજ્જનોનું રક્ષણ સંસ્મરણીય કુરૂક્ષેત્રમાં થયું, તેજ કવિઓનું સર્વથી વધારે ધ્યાન ખેંચે તેમ હતું. કામ ક્રોધ મદમત્સરારિ તમોગુણના અવતારભૂત નરોનો સંહાર કરી, સૃષ્ટિની પ્રગતિ થવાનો માર્ગ ખુલ્લો કરી આપી, ક્ષત્રિયોને સ્વકર્મનું પરિપૂર્ણ અધ્યયન કરાવી જે મહાત્માએ પોતાનું જીવન સમાપ્ત કર્યું, તેને ઠેકાણે પરમાત્માના વિષ્ણુસ્વરૂપની કલ્પના નિપુણ કવિઓએ કરી, તેના જન્મથી તે દેહત્યાગ સુધીની સમગ્ર લીલા સૂક્ષ્મ અવલોકનથી આધ્યાત્મિક બનાવી, સહૃદય પવિત્ર આર્યજનો આગળ ધરી.

ઉપર કહી ગયા તેપરથી ધ્યાનમાં આવશે કે દ્વારિકાધીશ કૃષ્ણચંદ્રનાં બે ચિત્ર ઉપલબ્ધ હોવાં જોઇએ, ને છે; પણ તેમજ પરમપુનીત સત્યપ્રિય સત્યવતીનંદન વ્યાસ પ્રણીત એક ચિત્ર, અને આ જન્મ બ્રહ્મચારી પરમ પ્રેમાળ ભક્તરાજ શુકદેવનું બીજું. પ્રેમ અને ભક્તિની પરિસીમા ભાગવતમાં થઇ; અને તે પ્રેમાળ આર્ય હૃદયને વધારે પ્રિય લાગ્યું. વૈષ્ણવ, ભાગવત પાંચરાત્ર આદિ સંપ્રદાયો ઉદ્‌ભવ્યા, જેથી કૃષ્ણચંદ્રનું પ્રથમ ચિત્ર તદ્દન ભુસાઇ ગયું, તેને માટે સાધારણ કલ્પના થતી પણ અટકી, પછી તે ચિત્રપરથી લેવાના બોધની તો વાતજ કયાં રહી. બીજું ચિત્ર ફક્ત નિષ્કામ પ્રેમગમ્ય પરમ વિનીત વિરક્ત બ્રહ્મચારીની કૃતિ તેને તેના જેવાજ સમજે. अघटितघटना पटीयसी माया માં લુપ્ત થયેલા પામર સાંસારિકો તેનું રહસ્ય શું સમજે ? નજ સમજ્યા; અને આખર શુક પ્રણીત અનુપ-

એય પરમ રમણીય ચિત્રમાં જાણે અજાણે એવા તો ફેરફાર થયા, કે જેથી તે સુંદર ચિત્ર અત્યંત બિહામણું બની .દોષપાત્ર થયું. આજ કાલ ચાલતા સંપ્રદાયોનું જેઓ ચિકિત્સક દષ્ટિથી નિરીક્ષણ કરશે, તેઓને આ વાતની સત્યતા વિશે પ્રતીતિ થશે.

શ્રીકૃષ્ણના જન્મની વેળા કલ્પતાં કવિએ અતિ ઉચ્ચ પ્રકારનુ ચાતુર્ય વાપર્યું છે, જેથી સમગ્ર કાવ્યનો ભાવાર્થ શું હશે તેનો વિચારી વાચકને તર્ક સાધવાને સાધનરૂપ થઇ પડે છે. મધ્ય રાત્રે બાર વાગે જ્યારે આકાશ નિર્મળ હતું. નક્ષત્રગણોનો ઉદય થઇ દશે દિશાઓ પ્રસન્ન દેખાતી હતી. યમુનાનો પ્રવાહ શાંત વહેતો હતો સરોવરો પ્રફુલ્લ કમલોથી શોભી રહ્યાં હતાં. વનશ્રીએ સુંદર આત્મપ્રસાધન કર્યું હતું. મધુર સુવાસિક પુષ્પો ઉપર રસિકભૃંગો ગુંજારવ કરી રહ્યા હતા. મંદમંદ કુસુમપરાગ સુગંધિત વાયુ વહી રહ્યો હતો એવા સમયે ભગવાન કૃષ્ણ પ્રકટયા; અને તેથી સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો. ઉપર વર્ણન આપ્યું છે, તેવે સમયે અને તેવે સ્થળે વિચારી પુરૂષ ધ્યાનસ્થ બેસે, તો પરમાત્મ સંબંધી વિચારજ તેના મનમાં પ્રગટે. એજ કૃષ્ણજન્મનું રહસ્ય છે! વસુદેવ, દેવકી, નંદ, યશોદા મથુરા, વૃંદાવન, ગોકુલ, કંસ, ચાણુર આદિ સર્વ પાત્રો અને સર્વ સ્થળો પ્રત્યેક પુરૂષના શરીરમાંજ રહેલાં છે. અને શ્રીકૃષ્ણની કલ્પાયેલી લીલા પ્રત્યેક યુદ્ધથી પોતપોતાને વિશે પરમાત્મ પ્રાપ્ત્યર્થે કરે છે; એ દેખાડનારો શ્રીશુકનો મુખ્ય હેતુ છે. લોકો વિષય સૌંદર્યથી તેમાંજ પ્રવર્તે છે, એમ જાણી આ પારમાર્થિક વિષય તેમણે અલંકારિક ભાષામાં લખ્યો છે. તથાપિ કેવલ આત્મજ્ઞાપન એજ એનો આશય છે, એમ વૈષ્ણવાચાર્યોના શ્રેષ્ઠ આચાર્યે પોતાની ભાગવત

ઉપરની સુબોધિની ટીકામાં લખેલું તેમના વાંચવામાં છે, એમ અમારા એક વિદ્વાન મિત્ર કહેતા હતા, તે સત્યજ છે.

વસુદેવ એટલે સદાચરણ, તેની ભાર્યા દેવકીમા એટલે દિવ્ય બુદ્ધિમાં પરમાત્મસ્વરૂપનું પ્રથમોદ્‌ભવન થાય તો કંસને એટલે कोऽहं અજ્ઞાતને નાશ થવાનો ભ્રમ રહે, અર્થાત્ સભ્યગ જ્ઞાન એ અજ્ઞાનનો મહાન્ વૈરી છે, પરમાત્મપ્રાપ્તિમાં પ્રથમ અડચણ કરતા શારીરિક અને માનસિક અશુધ્ધિ છે. મુમુક્ષુએ પ્રથમ તેનો નાશ કરવો જોઇએ. પંચ પ્રાણને રૂંધી–ચૂસી એ અશુદ્ધિ રાક્ષસીને તેણે મારવી જોઇએ, એ પૂતના વધનો ધ્વનિતાર્થ છે. અઘ, બગ, કેશી, પ્રલંબાદી કંસ પ્રેષિત રાક્ષસો મુમુક્ષુતના શત્રુ તે કામ, ક્રોધ, મોહ, મદ, મત્સરાદિ છે. યમુનાપ્રવાહ તે મુમુક્ષુતજન સુમત જીવન છે, અને તેના જલને વિષયમય કરી નાખનાર કાલિય તે કાલ–વખત છે. મુમુક્ષુ કાલને મર્દન કરી કાલાતીત થાય છે. માટેજ કૃષ્ણચંદ્રને કાલિય નાગની ફણા ઉપર નાચ કરતા કલ્પ્યા છે. આત્મસ્વરૂપનો અનુભવ કરેલો છે, એવા પુરૂષના આપત્તિરૂપ વરસાદની મુસલધારાથી કંઇ પણ ઇજા થતી નથી ને તે લીલાથી ગોવર્ધનોધ્ધારણનું રહસ્ય છે. સદાચરણ વસુદેવ અને સદ્‌બુધ્ધિ દેવકીનો નાશ, દેહાભિમાની કંસ કરવાને ઇચ્છે છે; પણ આત્મજ્ઞ તેમનું સરંક્ષણ કરે છે, એ, સુદર્શન મૂકી વસુદેવ દેવકીનું કંસસભામાં સંરક્ષણ કર્યું તે કથાનો ભાવાર્થ સમજવો.

ભાગવતમાં કહેલી સમસ્ત કૃષ્ણ લીલાઓમાંની એક ગોપી-વસ્ત્ર હરણ નામની છે, તેમાં પણ એવોજ ગૂઢાર્થ સમાએલો છે, જેને આધુનિક અજ્ઞાતો ન સમજી અત્યંત પતિત સ્થિતિમાં આવી પડેલા જોવામાં આવે છે. ગોપી શબ્દના ઘણા અર્થ થાય છે, જેમાંથી એક ગોપસ્ત્રી એવો છે. બહુશ ભાષામાં એ અર્થ કરવાની રૂઢી છે.

પણ ભાગવતનો સમગ્ર ગ્રંથ યૌગિક શબ્દાર્થથી રચાયેલો હોવાને લીધે રૂઢીને અનુસરીને અર્થ કરવો કેવલ અયોગ્યજ છે. ગોપી એટલે ઇંદ્રિયોનું દમન કરી તેમને કબજામાં રાખનાર. વસ્ત્ર એટલે બાહ્યોપાધિ, કારણ જેનો સેહેલાઇથી ત્યાગ કરી શકાય, તે ઉપાધિ. અને કદંબપર બેઠેલા કૃષ્ણ તે શારીરિક આત્મા, યમુના તે મુમુક્ષુજન જીવન પ્રવાહ, જેમાં વિચરતા મુમુક્ષુ ઇંદ્રિયોનું દમન કરી ઉપાધિ રહિત થઇને, આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞ સ્વકર્માનુસાર ઉપાધિ ગ્રહણ કરે, તેને સ્વરૂપભ્રમ થતો નથી. મિથિલેશ્વર જનકની કથા સર્વશ્રુત છે. એ ગોપીને વસ્ત્ર પાછાં આપ્યાં, તેનો ભાવાર્થ મુમુક્ષુ જ્યારે પરમાત્માની સાંનિધ્યમાં જાય છે, ત્યારે તેને દિવ્ય પરીક્ષામાં પસાર થવું પડે છે. સર્વ બાહ્યોપાધિથી વિમુક્ત થઇ કેવલ આત્મબલનું અવલંબન કરી, આત્માની સમીપ નગ્ન ઉભા રહેવાનું છે તેમ કરતાં ધૈર્ય ખસી કોઇ પણ વસ્તુની મદદ લેવાની અપેક્ષા કરી તો મુમુક્ષુ કસોટીમાં નિષ્ફળ નિવડે છે. મુમુક્ષુના આત્માનું ઉપાધિ રહિત તાત્વિક રૂપ એજ ગોપીઓની નગ્નતા સૂચવે છે, એવો પણ આ લીલામાં ભાવાર્થ છે. એમ કેટલાક માને છે. શ્રીકૃષ્ણની ગોકુલમાંની છેલ્લી માયાવી લીલા રાસક્રીડા છે! ગોકુલ શબ્દનો યૌગિક અર્થ પણ ધ્યાનમાં રાખવા જેવો છે. ગો એટલે ઇંદ્રિય અને કુલ એટલે વૃંદ વ ઇંદ્રિયવૃંદ–અર્થાત્ શરીર એવો થાય છે. વૈષ્ણવોનું ગોલોક તે માત્ર મનુષ્ય શરીરજ છે. મન અને બુધ્ધિને રેહેવાનું એ સ્થાન છે. અને પરમાત્મ જ્ઞાન મેળવવા માટે સાધનરૂપ હોવાને લીધે તે ઉત્તમ સ્વર્ગ ગણાય છે. હવે રાસક્રીડાની ગોપીઓ તે સંસ્કારી મનની સદ્વૃત્તિઓ છે. આત્માને મધ્યભાગમાં રાખી મનોવૃત્તિઓ તેની આસપાસ ફર્યા કરે, તો મુમુક્ષુને ઉત્તમ દશા પ્રાપ્ત થાય છે, તેને અનંત સુખનું સાધન મળે છે, જન્મ જરા મરણનો ભય ટળે છે. અને ઉપાધિથી

.વમુકત રહી પરમાત્મપદને પામે છે. એ રાસક્રીડાનો અંતઃસ્થ આશય છે. આ પ્રકારનું ભક્તિ–જ્ઞાનનું વાંચન સાંભળીને શ્રેતાઓનું મન રંજન થઇ ગયું. અને સુમન સ્વામીનાં જ્ઞાનનાં ચોમેર વખાણ થવા લાગ્યાં. મંદિરના મહંત પણ પુજવા લાગ્યા.

સુમનનાં આ સંભાષણથી કનકને જાદુઇ અસર થઇ ગઇ. અને તેમનું જ્ઞાન, બોધ કરવાની મધુર ભાષા, તથા તેમની હૃદય- ભાવનામાં તે અંજાઇ ગયો.

"મહારાજ ! આપનો મીલન આભાસ મને થાય છે, આપ મને મળ્યા હોય, એમ જણાય છે !

"જગતમાં દૃષ્ટિ તળે અનેક વસ્તુ આવે છે. તેમાં કોઇ સમાન સ્વરૂપનીયે જણાય છે ! તમારૂં નામ અને નિવાસ ?–

હજી વાર્ત્તાલાપ આગલ ચાલે, ત્યાં આરતી માટે ઘંટ થયો: અને સંત જન ભજન મંડળીમાં પેઠા; એવામાં એક રાજવંશી કુમાર સહિત વૃધ્ધ મહારાજા અત્રે આવી ચડયા–દર્શન કર્યાં. અને મઠના મહંતની સુભાવનાથી સુમન જેવા સંત મહાત્માની ભેટ લ્હેવાને તે આવ્યા–સુમનનું સૌંદર્ય અને મૃદુભાષાથી રાજપતિ લોભાઇ ગયા- મહંતે બહુ વખાણ કરીને કહ્યું, કે

"બહુ થોડા દિવસથી પધાર્યા છતાં, શાસ્ત્રાર્થમાં અતિ કુશળતા બતાવીને, મુમુક્ષોને સારો સદ્‌બોધ આપ્યો છે ! ,,

"શું અમને તેનો લાભ નહિ મળે ? "

"અવશ્ય મળશે; પણ કયી ઇચ્છાએ ?

–"મ્હારા કુમારને, રાજપ્રકરણનો, પ્રાચીન મનુ મહારાજ મુખવચનીય વિષય સંભળાવવા ઇચ્છા છે; કેમકે તેમને યુવરાજપદ આપવાનું છે. જો કે આપને વિનતી કરવામાં આવે છે, ને તેથી

આપ સંતજન કદી ક્ષોભ ન કરશો; પણ બાલકુમાર અત્રે આસન કરી બેસી નહિ રહી શકે-યુવાન છે, તો આપ અમારા આશ્રમે પધારશો ? અમે આપની સેવા કરીશું; આપનાં યથાઘટિત દર્શનથી પવિત્ર થઇશું; અમે યાત્રાળુ છીયે-અમારો નિવાસ રજપૂતાનામાં છે. „

"બહુ ઉત્તમ ! હું આપના આશ્રમે આવીશ. મ્હારો ઉચ્ચ ઉદ્દેશ, તમારા કાર્યથી ફળિભૂત થશે ! „

"આપને ગાડી મોકલું ! „

"ના-હું આજ રાત્રીએ આપના આશ્રમે આવીશ. „

"આપણા મહંતજી અમારો આશ્રમ જાણે છે ! „

"હા-હું સાથે આવીશ. „ મહંતે કહ્યું.

સુમનનું ભાગ્ય-કમળીયું ખીલ્યું-મહારાજા અને કુમાર રવાના થયા-અને સુમન, સાયંસન્ધ્યા કરવા ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.



### રાજયોગ ! કુમારોપદેશ !

સુમનરાય, સ્નાન-સન્ધ્યા કરીને પરવાર્યો,-અને મહંત સાથે. મહારાજાના નિવાસપર ગયો-મહારાજા ધર્મજ્ઞ, શ્રધાળુ, અને ઉચ્ચ બુધ્ધિવંત હતા. સુમનનો સારો સત્કાર કર્યો. પ્રથમ તો યુવાન વયમાં, સુમન આ મહાજ્ઞાન સંપાદન કરવામાં ભાગ્યવંત થયો, તેની કીર્તિ કહી; પછી કંઇ જીવન-કથા પુછી; પણ સુમને તે પ્રકટ ન કરતાં, એટલુંજ જણાવ્યું, કે કોઇ કર્મયોગે આ અવસ્થા પ્રાપ્ત થઇ છે. તે પછી યથા સત્કાર થયો; અને પોતે, મહારાજા તથા કુમારને, રાજપ્રકરણ સંભળાવવા બેઠો-મત્સપુરાણનું એક પ્રકરણ શરૂ કર્યું; અને રાજવંશી શ્રદ્ધાળુઓએ શ્રવણ કરવા માંડયું-

" राज्ञोभिषिक्तमात्रस्य किं नु कृत्यतमं भवेत
एतन्मे सर्वमाचक्ष्व सम्यग्वेत्ति यतो भवान् ॥

મનુરાજાએ પૂછયું કે હે ભગવન્! રાજ્યાભિષેક થયેલા સવ રાજાઓને અવસ્ય કર્તવ્ય કર્મ કયું કહેલું છે, તે સર્વે મને કહો. કેમકે આપ સર્વ વિષય સારી રીતે જાણો છો. શ્રીમત્સ્યભગવાન્ બોલ્યા–હે મનુરાજા! જેના મસ્તકે રાજ્યઅભિષેક થયો, તે રાજ્ય અવલોકન કરનાર રાજાએ, પોતાને પ્રધાનાદિકની સહાયતા ગ્રહણ કરવી; કારણ રાજ્યની સ્થિતિ સહાયતાને આધીન છે. લોકમાં અતિ અલ્પકાય એકને કરવું અશક્ય છે, ત્યારે સહાય વગરનો એકલો પુરૂષ મોટું કાર્યસાધક રાજ્ય કરવાને કેમ સમર્થ હોય. વાસ્તે રાજાએ પંડ્યે પરીક્ષા કરી પોતાની સહાયની અર્થે શૂરા છતાં કુલીન વંશમાં જન્મેલા બલિષ્ઠ અને સંપન્ન એવા લોક ગ્રહણ કરવા. મંત્રીઆદિ લોક-રૂપ, વ્યવસાય, પરાક્રમ, ધૈર્ય, ગુણ તથા ક્ષમાએ યુક્ત કલેશ સહેવા, સમર્થ મોટા ઉત્સાહ શક્તિવાળા, ધર્મ જાણનાર, પ્રિય ભાષણ કર-નાર, રાજાને હિતોપદેશ કરી તેનું તથા પોતાનું યશ વધારનાર તથા અંતઃકરણપૂર્વક સ્વામિકાર્યવિષે તત્પર એવા સજ્જન, રાજાએ પોતાના સહાયક ગ્રહણ કરી તેઓને રાજકીય ઉત્તમ અધિકાર ઉપર યોજવા.–કુલીન, સુશીલ, ધનુર્વિદ્યામાં નિપુણ, હાથીઘોડાને શિખવ-વામાં કુશળ, મધુરવચની, શુભાશુભ ચિન્હ, શુકન અપશુકન, રોગા-દિક અનેક ચિકિત્સાવિષે ચતુર, સર્વ કર્મની કૃતિને જાણનાર, તથા તે વિષે શૂર છતો ક્લેશ સેહેનાર, સરળબુદ્ધિ, સૈન્યવ્યુહનુ યથાર્થ તત્વ જાણનાર તથા સર્વથા સારાસાર વિષય વિભાગનો જ્ઞાતા એવા, બ્રાહ્મણ કે ક્ષત્રિયને રાજાએ સેનાપતિ કરવો. ઉંચી આકૃતિનો, તેજ-સ્વી, રૂપાળો, કાર્યકુશળ, પ્રિયવચની, તથા ઉન્મત્ત નહિ છતો સર્વનું ચિત્ત હરનાર એવો દ્વારપાળ રાજાને યોગ્ય છે. તેમજ સત્યવાદી,

સર્વ દેશની ભાષામાં નિપુણ, શક્ત, દુઃખ સહન કરવામાં ચતુર, સાધક, દેશકાળનું સ્વરૂપ જાણનાર છતો બાધક, દેશકાળનો વિચાર પણ જાણનાર, તથા સમય પ્રમાણે નીતિયુક્ત ભાષણ કરનાર દૂત રાજાને યોગ્ય છે. કુલાદિક શ્રેષ્ઠ, તેજસ્વી, દીર્ઘ આકૃતિવાળો, શૂર, દૃઢ વિશ્વાસવાળો, રાજસેવામાં આસક્ત, સ્થિરચિત્ત, દુઃખ ખમવામાં સમર્થ તથા રાજહિતાર્થમાં તૈયાર એવો પુરૂષ રાજાએ પોતાના રક્ષણ સારૂ યોજવો. રાજસેવામાં દૃઢ, વિશ્વાસુ, એવો પુરૂષ કે સ્ત્રી રાજાને તાંબૂલ દેવાને યોગ્ય છે. સંધિ૧, વિગ્રહ૨, યાન૩, આસન૪, દ્વૈધ૫, તથા આશ્રય૬ એ છ રાજ્યાંગ ગુણના પ્રકારનું તત્વ જાણનાર, બધી દેશભાષા તથા નીતિમાં પ્રવીણ એવો સંધિવિગ્રહના કાર્યમાં રાખવો. રાજસેવકે કરેલું કે ન કરેલું દક્ષકાર્ય જાણનાર. તથા દેશમાં અન્નોદકઆદિ સર્વ ઉત્પત્તિવિષે પ્રવીણ એવા પુરૂષને દેશરક્ષણના અધિકાર ઉપર ઠરાવવો. સુંદર રૂપવાન, તરૂણ, તેજસ્વી, પૂરો વિશ્વાસપાત્ર, કુલીન, શૂર તથા ક્લેશ સહન કરનાર પુરૂષને રાજાનું ખડગ રૂડી રીતે ધારવા વિષે યોગ્ય જાણવો. તેમજ શૂર, બળવાન, ગજ, અશ્વ, તથા રથ વિષે ચતુર, સર્વ દુઃખ સહન કરનાર. તથા પવિત્ર એવો પુરૂષ રાજાએ પોતાનું ધનુષ્ય ધારવા રાખવો. શુભાશુભ સૂચવનાર, અનેક નિમિત્ત તથા શુકનનો જ્ઞાતા, અસ્વશિક્ષામાં કુશળ, અશ્વના વૈદોમાં જાણીતો, તથા ભૂમિભાગના જ્ઞાનમાં દક્ષ એવાને અશ્વશાળામાં રાખવો. બલાબલઆદિ જાણનાર અને સ્થિર દૃષ્ટિવાળાને સારથી ઠરાવવો. પવિત્ર, વૈદ્યશાસ્ત્ર જાણનારા લોકમાં શ્રેષ્ઠ તથા પાકશાસ્ત્રમાંનું બધું વિશેષ જાણનારને

૧ શત્રુસાથે મિત્રતા કરવી. ૨ શત્રુસાથે યુધ્ધાદિ કરવું. ૩ શત્રુપર ચાલી જવું. ૪ રાજાની શક્તિ કુંઠિત થઈ છતાં તેણે ધૈર્ય ધરી વાટ જોઈ બેસવું. ૫ દુર્બળસાથે વિશેષ તથા પ્રબળ સાથે દોસ્તી કરવી. ૬ મિત્રને સહાયતા કરવી.

પાક કરનારા ઉપર અધ્યક્ષ નીમવો. શત્રુમિત્રવિશે સમદષ્ટિ છતો ધર્મ શાસ્ત્રમાં પૂર્ણ એવા કુલીન શ્રેષ્ઠ બ્રહ્મણને રાજાએ ધર્માધિકારપર યોજવો. તેમજ તેવા બ્રાહ્મણને તે ધર્માધ્યક્ષનો સભાસદ કરવો. સઘળા દેશની લિપિ જાણનાર છતો તમામ શાસ્ત્રમાં પૂરો એવાને રાજાએ પોતાના હાથતળે સર્વ અધિકારવિષે યોજવો. સામાના મનનો આશય જાણનાર, લોકોને સારા માર્ગે ચઢાવનાર, એવા સજ્જનને ધર્માધિકારી કરવો. સુવર્ણાદિક પદાર્થનો પરીક્ષક, સારાસાર વસ્તુનો જ્ઞાતા, નહિ ફૂટનાર, સાવધ, એવાને ભંડારગૃહ ઉપર અધ્યક્ષ કરવો. દ્રવ્યપ્રાપ્તિના તથા ખરચના ઠેકાણે પણ તે ધનાધ્યક્ષ સરખાજ પુરૂષો નેમવા. વંશપરંપરાગત છતો દર્શનાદિક આઠ પ્રકારની ઉત્તમ પરીક્ષામાં કુશળ, અનાહાર્ય, ધર્માત્મા તથા કુલીન એવા વૈદ્યને રાજાએ અંગીકાર કરવો. હાથીને શિખવવામાં જાણીતો તથા વનપશુ જાતિના પરીક્ષક, એવાને ગજશાળાપર યોજવો. ગજ અધ્યક્ષના ગુણે યુકત ઉત્તમ આસનની સ્થિતિથી બેસનાર એવા રાજાના હાથી ઉપર ચઢનાર મહાવત ગજશાળામાંનાં સર્વ કર્મમાં યોગ્ય છે. શિલ્પશાસ્ત્ર માંના પ્રકાર જાણનાર છતો હસ્તલાઘવવાળો, શ્રમરહિત, દીર્ઘદશી તથા શૂર એવાને રથપતિ (મીસ્તરી) કરવો. યંત્રાદિક છોડવાં, મંત્રથી અસ્ત્ર છોડવાં, છોડેલાં અસ્ત્રોને પાછાં વાળવાં ઇત્યાદિમાં સમર્થને ધનુર્વિદ્યાનો શિક્ષાગુરૂ યોજવો. વૃધ્ધ, કુલીન, યુકત બોલનાર, પરંપરાએ આવેલો, પવિત્ર, તથા નમ્ર એવા પુરૂષને રાજાએ અંતઃપુરમાંનાં કાર્યનો અધ્યક્ષ કરવો.

સુમનનાં આ રાજપ્રકરણીય મનુવચનો સાંભળીને મહારાજા તથા રાજકુટુમ્બ સંતૃપ્ત થયું; અને તે પછી મહારાણીશ્રીએ વિનતી કરી, કે "પુરાણોમાં સતી સ્ત્રીઓની મહાકથાઓ છે, તેમાંથી એક અમને શ્રવણ કરાવશો?" સુમને તે વિનતી સ્વિકારી, અને "**સતી સાવિત્રી**"નું આખ્યાન સંભળાવવા માંડયું:—

---

# પ્રકરણ ૧૧ મું.



## સ્ત્રીસદ્બોધ! સતી સાવિત્રી ચરિત.

**ततः स राजा देवेशं पप्रच्छामितविक्रमः ।**
**पातिव्रतानां माहात्म्यं तत्संबध्धां कथामपि ॥ १ ॥**

સૂત બોલ્યા—પછી તે અપાર પરાક્રમી મનુરાજા ફરી દેવાધિદેવ મત્સ્યરૂપી ભગવાનને પૂછેછે, કે હે દેવ! પતિવ્રતા સ્ત્રીઓનું મહાત્મ્ય તથા તે સંબંધી કથાપણ કહો:—એવી શ્રેષ્ઠ પતિવ્રતા કોણ થઈ કે જેણીએ મૃત્યુ જીત્યું તથા આપણાં પાપ ક્ષય માટે કયી પતિવ્રતાનું નામ ગાવું? કેવી પતિવ્રતાનું નામ ગાવું? એવી પતિવ્રતાનું આખ્યાન મને કહો! મત્સ્યભગવાન બોલ્યો—હે રાજા! ધર્મરાજા પણ કદિ પતિવ્રતા સ્ત્રીઓની વિરૂદ્ધ આચરણ કરતા નથી કેમ કે તે પતિવ્રતા સર્વદા તેમને પૂજ્ય છે. એ વિષે એક કથા કહુંછું, કે જેમાં એક પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને મૃત્યુના પાશથી છોડાવ્યો. પૂર્વે મદ્રદેશમાં શાકલગોત્રી અશ્વપતિ નામે રાજા હતો. તે પુત્રઇચ્છાથી સાવિત્રી દેવીના પ્રસાદ અર્થે તપ કરતો હતો. અર્થસિધ્ધિ કરવાને સમર્થ સો બ્રાહ્મણો પાસે રાજા પ્રતિદિન સાવિત્રી પ્રીત્યર્થ હોમ કરાવતાં દશમાસ પછી એક ચતુર્થીના દહાડે ઉત્તમ કાળમાં સાવિત્રી દેવીએ પોતાનું સાક્ષાત્ સ્વરૂપ તે રાજાને દેખાડયું. અને બોલી—હે રાજા! તું મારો અખંડ ભક્ત છે વાસ્તે હું તને કન્યા આપીશ. એવું કહી તે સાવિત્રી વીજળીની પેઠે અદૃશ્ય થઇ. પછી તે રાજાની માલતી નામે પતિવ્રતા રાણી ગર્ભિણી બની દશમે માસે તેને એક સાવિત્રી સમાન રૂપવંતી કન્યા થઇ. સાવિત્રી જેવી રૂપાળી હોવાથી તેનું સાવિત્રી નામ યોગ્ય છે, એવું

રાજાએ બ્રાહ્મણને કહ્યું. તે. કન્યાને તારૂણ્ય પ્રાપ્ત થતાં તેનો પિતા, સત્યવાન નામે રાજપુત્રને પરણાવવા તયાર થયો છતાં નારદે આવી રાજાને કહયું કે " આ રાજપુત્ર એક વર્ષમાં આયુષ્ય વગરનો થશે." તે સમયે અશ્વપતિરાજાએ વિચાર્યું, કે શાસ્ત્રના નિયમ પ્રમાણે કન્યાદાન એકવારજ થાય છે. એમ વિચારી તે રાજાએ તે કન્યા ધ્રુમત્સેનના કુમાર સત્યવાનને દીધી. તે કાળે તે સાવિત્રી તે સત્યવાન ભર્તાને પામી તેના મંદિરમાં રહી. નારદના વચનથી મનમાં ખિન્ન થતી, પણ ધૈર્યધારી પોતાના પતિ સત્યવાન તથા સાસુ સસરાની ઉત્તમ સેવા કરવા લાગી. રાજ્યભ્રષ્ટ અને અંધ થવાને લીધે ધુમત્સેન રાજા રાજકન્યા પોતાની પુત્રવધૂ થતાં તેને સંતોષ થયો નહિ. પછી ચોથે દિવસે સત્યવાન મરણ પામનાર, તેથી તે કાળે એ સાવિત્રી રાજકન્યાએ સસરાની આજ્ઞા લઇ સાવિત્રી દેવીનું ત્રિરાત્ર વ્રત કર્યું. મરણના દિવસે સત્યવાન ફૂલફળ લેવા વનમાં ગયો. સાવિત્રી પણ સસરાની આજ્ઞા પામતાં પતિની સાથે વનમાં ગઇ. પતિનું મરણ થવાના દુઃખે ખિન્ન થતી પોતાનું ભય મનમાં છાનું રાખી વનમાંના વિવિધ જાતનાં વૃક્ષો વિષે પતિને પૂછવા લાગી। તે સમયે એ માનવવીર સત્યવાન વનમાં થાકેલી તથા કમળ જેવાં વિશાળ નેત્રવાળી તે રાજકન્યાને ત્યાંનાં વૃક્ષ, પક્ષિ, તથા મૃગ દેખાડી તેનું સમાધાન કરવા લાગ્યો.

**आश्वासयामास स राजपुत्रीं क्लांतां वने पद्मविशालनेत्रां ।**
**संदर्शनार्थाय द्रुमद्विजानां तथा मृगाणां विपिने नृवीरः ॥**
**वनेऽस्मिन् शाद्वलाकीर्णे सहकारं मनोहरं ।**
**नेत्रघ्राणसुखं पश्य वसंतं रतिवर्धनं ॥ १ ॥**

સત્યવાન કહેછે–હે પ્રિયા ! આ કોમળ તૃણયુક્ત વનમાં નેત્રનાકને સુખકારક આંબાના રમણીય વૃક્ષને તથા રતિસુખની વૃદ્ધિ કર

નાર વસંતને જો. આ વનમાં અશોક વક્ષને જોઇ મને એમ ભાસે છે કે આ વસંતઋતુ અશોક વક્ષના મિષે મને હસતી હોય ! પળાશ વૃક્ષોથી શોભતી દક્ષિણ બાજુની વનભૂમિ જો. સુગંધી પુષ્પોસંબંધી આનંદકારી વાયુ આપણી ગ્લાની ટાળવાને આપણાપર દયા કરે છે. હે વિશાળનેત્રવાળી ! પુષ્પરસથી ને ઉન્મત્ત બનેલા ભમરાના ગુંજાર એવા લાગેછે કે જાણે કામદેવ આ તરફ ઉભો રહી બાણ મારવાની ઇચ્છાએ ધનુષ્યટંકાર કરતો હોય ! કોકિલપક્ષી આંબાના અગ્રપર બેસવાથી મોહોરની રજે પીળો દેખાતો મધુરશબ્દથી વર્તાય છે, તે જેમ કુલિનપુરૂષ મોટા કૃત્યવડે ઓળખાવામાં આવે છે તેમ, પ્રસુત થયેલી કાકપક્ષિણી પોતાના બચ્ચાને પાંખોતળે લેઈ વૃક્ષના અગ્રપર બેઠી છતાં તેનો નર તેણીનું સન્માન કરેછે. આ હરિણ પોતાનું મુખ પાછલા પગે ખંજવાળતાં તેને તેની હરિણી પોતાના શિંગડાની અણીથી પ્રેમભાવે આકર્ષણ કરેછે તે ચમત્કાર જો. હે સુદરિ! સ્વસ્ત્રી સહિત આ ચક્રવાકપક્ષી વન મધ્યે કમળરસને સેવે છે. હે પ્રિયા! મેં ફળનો સંગ્રહ અને તે પુષ્પસંગ્રહ કર્યો. પરંતુ સમિધકાષ્ઠનો સંગ્રહ થયો નથી તે હવે હું કરૂંછું. ત્યાંસુધી તું આ સરોવરતીરે ઝાડની છાયામાં ક્ષણવાર બેશી વિશ્રાંતિ લેતી થકી મારી વાટ જો. ત્યારે સાવિત્રી બોલી, હે કાન્ત ! હું આપની આજ્ઞા પ્રમાણે કરીશ. પરંતુ આપ મારી દૃષ્ટિથી દૂર જતા નહિ. કેમકે આ ઘોર અરણ્યમાં મને બીક લાગેછે. મત્સ્યભગવાન બોલ્યા–હે મનુરાજા! પછી તે સત્યવાને તે કાળે તે વનમાં સાવિત્રીનામે રાજકન્યાની સમક્ષ પાસેના સરોવરતીરે કાષ્ઠભારો સિદ્ધ કર્યો, કે ત્યાં તેણીએ તે પોતાના પતિને મરણની તૈયારીમાં થયેલો જોયો.

ततः स काष्ठानि चकार तस्मिन्वने तदा राजसुता समक्षं।
तस्याह्यदूरे सरसस्तदार्नीं मेने च सा तं मृतमेव राजन् ॥

तस्य पाटयतः काष्ठं जज्ञे शिरसि वेदना।
स वेदनार्तः संगम्य भार्यां वचनमब्रवीत् ॥ १ ॥

શ્રીમત્સ્યભગવાન બોલ્યા. હે રાજા! સત્યવાનને કાષ્ઠ તોડતાં માથામાં વેદના થઇ. તે વેદનાથી પીડાતો સ્ત્રીપાસે જઇ કહેવાલાગ્યો.— હે સ્ત્રિ! કાષ્ઠ તોડવાના શ્રમથી માથામાં શૂળ ઉપજી મૂર્ચ્છા આવ્યા સરખું થવાથી મને કાંઇ સમજાતું નથી. વાસ્તે હું હમણાં તારા ખોળા ઉપર માથું મૂકી સૂવાને ઇચ્છુંછું. એવું કહી તે સમયે સત્યવાન્ નિદ્રાકુળ નેત્રવાળો બની સાવિત્રીના સાથળપર મસ્તક મૂકી સૂતો. પછી પતિવ્રતા સાવિત્રીએ પોતાની પાસે આવેલા ધર્મરાજને દીઠા. તેજસ્વી અને ભૂષણોથી શોભિત ધર્મરાજ પોતાની સાથે કાળ તથા મૃત્યુને લેઇ તે વનમાં સાવિત્રીના સન્મુખ ભાગમાં આવ્યા. અને તત્ક્ષણ સત્યવાનના દેહમાંથી અંગુષ્ઠમાત્ર પુરૂષ (જીવ) પોતાના પાશથી બાંધી તેને બાહેર ખેંચી કાઢી પોતાને કબજે લઇ ઉતાવળા દક્ષિણ દિશામાં ગયા. તે વારે સાવિત્રી પણ પોતાનો પતિ, ગતપ્રાણ થયો જોઇ આળસ તજી દક્ષિણ ભણી જનાર ધર્મ રાજાની પાછળ ચાલી. દુઃખથી કંપતી તે હાથ જોડી ધર્મરાજને કહેવા લાગી: માતૃભક્તિથી આ કર્મભૂમિ, પિતૃભક્તિથી સ્વર્ગ તથા ગુરૂશુશ્રૂષાથી બ્રહ્મલોક પમાયછે. વાસ્તે જેણે આ ત્રણ ધર્મનો સ્વીકાર કર્યો, તેને સર્વ ધર્મનું ફળ પ્રાપ્ત થાય છે. એ ત્રણ ધર્મનો અંગીકાર નહિ કરનારની બધી ક્રિયા નિષ્ફળ જાય છે. વાસ્તે જ્યાં સુધી માતાપિતા તથા ગુરૂ એ ત્રિવર્ગ જીવે છે, ત્યાંસુધી મનુષ્યે અન્ય ધર્મને આચરવો નહિ. તેમના પ્રિય અને હિતમાં આસક્ત બની તેમની નિત્ય શુશ્રૂષા

કરવી. તેમજ બીજાને આધીન થઇ કાંઇ કમ કરવું, તો તે ત્રણેની સેવાને વિરોધ ન આવે એમ કરવું. મન, વાણી અને દેહથી કરેલાં સર્વ કર્મ તેમને નિવેદન કરવાં. એમ કરવાથી પુરૂષને પૂર્ણ ફળ મળેછે. યમ કહેછે–હે સાવિત્રિ! તેં અત્યારસુધી કરેલા મનોરથ પુરા થયા; હવે તું ઝટ પાછી વળ્ય. તેં કહેલી ત્રણ વાતમાંના શ્રેષ્ઠ ધર્મ કોઇએ પ્રતિપાદન કર્યા નથી, તું પાછી નહિ જાય તો મને જવાને અડચણ તથા તને પણ શ્રમ પડશે. વાસ્તે હાલ હું તને એમ કહુંછું. તું ધર્મજ્ઞ છતી ગુરૂપૂજામાં પ્રીતિ કરનારી અને ભક્તિયુક્ત સુશીલ પતિવ્રતા છે, વાસ્તે કહુંછું, કે તું પાછી ફર્ય. હમણાં તને ગ્લાનિ પ્રાપ્ત થઇ છે. સાવિત્રી બોલી, અહો યમધર્મ! પતિજ સ્ત્રીઓનો દેવ હોઇ તેજ તેમનો ઉત્તમ આશ્રય પણ છે. સ્ત્રીઓના પ્રાણ તથા ધન પણ તેમનો જે સ્વામી તેજ, વાસ્તે સાધ્વી સ્ત્રીઓએ તેનાજ પાછળ ગમન કરવું. પિતા, બંધુ, તથા પુત્ર, સ્ત્રીઓને થોડું દે છે; અને પતિ તો સ્ત્રીઓને અમિત દેનાર છે. ત્યારે કયી સ્ત્રી તેની પૂજા નહિ કરશે? વાસ્તે હે દેવ! આપ મારા પતિને જ્યાં લેઇ જાઓ છો, અથવા તે પતિ પોતે જ્યાં જાય છે, ત્યાંજ મ્હારે પણ યથાશક્તિ ગમન કરવું અવસ્ય છે. મારા પતિને લેઇ જનાર તમારી પાછળ હું આવતાં જ્યારે અસમર્થ થઇશ, ત્યારે જીવિતનો ત્યાગ કરીશ. પતિવ્રતા સ્ત્રી સર્વ ભૂષણાદિકને યોગ્ય છતી તે વૈધવ્યના અક્ષરે દૂષિત બની, પૂર્વની સૌભાગ્યશોભાને અયોગ્ય થતાં બે ઘડી પણ પ્રાણ કેમ ધારે? યમ કહે છે–હે પતિવ્રતા! તું મોટી ભાગ્યવતી છે. હું તને પ્રસન્ન છું. વિલંબ ન કરતાં સત્યવાનના પ્રાણ વગર એક વરદાન માગ્ય. ત્યારે સાવિત્રી બોલી–અહો ધર્મજ્ઞ! મારો સસરો મહાત્મા છતો અંધ બની સ્વરાજ્યથી ભ્રષ્ટ થયો છે, વાસ્તે

તેને નેત્રસહિત રાજ્ય મળે, એમ આપ કરો. યમ બોલ્યા–હે કલ્યાણિ ! તું બહુ દૂર આવી, તેથી પાછી જા. તારી પ્રાર્થના પ્રમાણે સર્વ થશે, તને શ્રમ થઇ મને જવાનો પ્રતિબંધ થાય છે, વાસ્તે હું તને આ કહું છું.

**दूरे पथे गच्छ निवर्त भद्रे भविष्यतीदं सकलं त्वयोक्तं ।**
**ममोपरोधस्तव च क्रमःस्यात्तथाऽधुना तेन तव ब्रवीमि ॥**

**कुतः क्रमः कुतो दुःख साद्भिः सह समागमो ।**
**सतां तस्मान्न मे ग्लानिस्त्वत्समीपे सुरोत्तम ॥ १ ॥**

સાવિત્રી કહે છે–હે દેવમાં ઉત્તમ ! સાધુનો સાધુસાથે સમાગમ થતાં તેમને ક્લેશ કે દુઃખ ક્યાંથી થવાનું ? વાસ્તે આપના સાન્નિધ્યથી મને ગ્લાની થતી નથી. સાધુને કે અસાધુને સદા કાળ સત્પુરૂષજ આશ્રય છે. અસત્પુરૂષથી સાધુને કે અસાધુને સુગતિ મળતી નથી. વિનાકારણ જગત સાથે વૈર કરનાર ખળથી પ્રાણિમાત્રને જેવો ભય થાય છે, તેવો વિષ, અગ્નિ, સર્પ કે શસ્ત્રથી થતો નથી; જેમ સાધુ પોતાના પ્રાણને પણ ત્યાગી પરોપકાર કરે છે, તેમ અસત્પુરૂષ જીવના જોખમમાં પડી બીજાઓને દુઃખ દેવા તત્પર થાય છે. સજ્જન પરલોકની પ્રાપ્તિઅર્થે પ્રાણને તૃણ સમાન માની તેને તજે છે, તેમ દુર્જન પોતાના સામર્થ્યનો વિનિયોગ પરપીડાવિષે કરી પરલોકપ્રાપ્તિના સાધનને તજે છે, તેથી બ્રહ્મદેવે સર્વ શાસ્ત્રને શોધી એવો નિશ્ચય કર્યો, કે દુષ્ટોના શાસનસારૂ રાજાજ યોગ્ય છે, વાસ્તે રાજા માણસોની પરીક્ષા કરી નિરંતર સાધુનું સન્માન કરતો થકો દુષ્ટને દંડવાથી પૃથ્વીપરના સર્વ લોકોને જીતે છે. દુર્જનને શિક્ષા કરી સત્પુરૂષોનું રૂક્ષણ કરવાથી રાજા બે લોકમાં કલ્યાણ પામે છે. વાસ્તે સ્વર્ગ ઇચ્છનાર રાજાએ તેજ કર્મ કરવું. એ વગર બીજું કૃત્ય આ લોકમાં રાજાને છેજ નહિ. ભૂલોકમાં રાજદંડમાંથી બચેલા દુષ્ટને શિક્ષા કર-

નાર આપજ છો. માટે તમે દેવ કરતાં શ્રેષ્ઠ દેવ છો, એમ મને લાગે છે. સકળ જગતનું રક્ષણ જે સાધુના યોગે થાય છે, તે સત્પુરૂષમાં આપ શ્રેષ્ઠ છો, વાસ્તે આપની પાછળ આવતાં મને કશો પણ શ્રમ નથી. યમરાજ બોલ્યા–હે વિશાલનયના ! ધર્મને અનુકુળ આ તારા ભાષણથી હું સંતુષ્ટ થયો. વાસ્તે તું સત્યવાનના પ્રાણ વગર વરદાન માગતાં વાર ન લગાડ. સાવિત્રી બોલી–હે પ્રભો ! મને સો સહોદર ભાઇ હોય એવું હું ઇચ્છું છું. કેમકે મારા પિતાને પુત્ર નથી, વાસ્તે તેને પુત્રલાભથી સંતોષ હો. યમ બોલ્યા–હે સ્તુતિપાત્ર સાવિત્રિ ! તું આવેલા માર્ગે પાછી જા; અને પતિની ઉત્તરક્રિયાનો યત્ન કર. કેમકે આ પરલોકે ગયેલા સત્યવાનને ફરી પાછો આણવાને તું સમર્થ નથી. તું પતિવ્રતા હોવાથી એ ઘડી માત્ર મારા માર્ગમાં આવી શકે છે. આ સત્યવાને ગુરૂસેવારૂપ સાધન કરી મોટું પુણ્ય સંપાદન કર્યું, વાસ્તે હું પોતે તેને લેઇ જાઉં છું. હે ગુણવતિ ! જ્ઞાનસંપન્ન પુરૂષે માતા, પિતા, તથા ગુરૂની સેવા કરવી, એજ ખરૂં સાધન છે. સત્યવાને નિરંતર વનમાં માતાપિતા અને ગુરૂને સેવી સંતુષ્ટ કર્યાં, તેથી તું ચિરકાળ તેની સાથે સ્વર્ગવાસ કરીશ. જેમ તપ બ્રહ્મચર્યાદિકથી પ્રાણી સ્વર્ગે જાય છે, તેમ તે ગુરૂસેવાથી પણ સ્વર્ગે વસે છે. ગુરૂ, પિતા, માતા, તથા જ્યેષ્ઠબંધુનું અપમાન દુઃખાદિકથી પીડાએલાએ પણ કરવું નહિ. તથા બ્રાહ્મણનું તો વિશેષે અપમાન ન કરવું. ગુરૂ બ્રહ્માની, પિતા પ્રજાપતિની, માતા પૃથ્વીની અને મોટો ભાઇ પરમાત્માની મૂર્ત્તિ છે. માતાપિતા ગર્ભસંભવથી જન્મ સુધી અનેક કલેશ સહે છે. તેમના ઉપકારનો બદલો વાળવા સેંકડો વર્ષ પણ બસ નથી. વાસ્તે પુત્રે માતાપિતાનું તથા ગુરૂનું સદા પ્રિય કરતાં રહેવું. ત્રિવર્ગ સંતોષતાં સર્વ તપનું ફળ મળે છે.

માતાપિતા તથા ગુરૂની આજ્ઞા વિનાનું અન્ય ધર્મનું આચરણ કરવું નહિ, કારણ એ ત્રિવર્ગ ત્રણ લોક, ત્રણ આશ્રમ, ત્રણ વેદ તથા ત્રણ અગ્નિ છે. યમધર્મ કહે છે–હે કલ્યાણકારિણિ! મારા પાછળ આવવાનો તારો મનોરથ બંધ રાખ્ય. તેં જે વરદાન માગ્યું છે, તે સર્વ પ્રાપ્ત થશે. તું તારે ઘેર જા, કેમકે તારા આવવાથી મારા જવાને અટકાવ થઇ તને ગ્લાનિ થશે વાસ્તે હવે હું તને આમ કહુંછું.

**कृतेन कामेन निवर्त भद्रे भविष्यतीदं सकलं त्वयोक्तं ।**
**ममोपरोधस्तव च क्लमःस्यात् तथाऽधुना तेन तव ब्रवीमि ॥**

**धर्मार्जने सुरश्रेष्ठ कुतो ग्लानिः क्लमस्तथा ।**
**त्वत्पादमूलसेवा च परमं धर्मकारणं ॥ १**

સાવિત્રી કહેવા લાગી—હે દેવશ્રેષ્ઠ! તમારા ચરણમૂળની સેવા ઉત્તમ ધર્મનું કારણ છે. એવો ધર્મ મેળવવામાં ગ્લાનિ કે શ્રમ ક્યાંથી? વાસ્તે હે દેવ! જ્ઞાની પુરૂષે ધર્મજ મેળવવો; કેમકે ધર્મનો લાભ સર્વ લાભ કરતાં અધિક છે. ધર્મ, અર્થ, કામ એ ત્રણ પ્રકારના પુરૂષાર્થ મેળવવા એ મનુષ્યજન્મનું ફળ છે. ધર્મહીન કામ અને અર્થ એ બે પુરૂષાર્થ વાંઝણીના પુત્ર જેવા છે. તેમજ અર્થ, કામ ભૂલોક તથા પરલોક ધર્મથીજ મળે છે; અને મરણ પછી ધર્મજ જીવની સાથે આવે છે. શરીરનાશની સાથે વિદ્યાદિ સર્વ ઐશ્વર્યનો વિયોગ થાય છે. પ્રાણી જેવો એકાકી જન્મે છે, તેવો એકલો મરે છે. તે કાળે ધર્મ વગર મિત્ર કે બંધુ કોઇ સંગે જતો નથી. ઇંદ્રાદિક સર્વે દેવલોક ધર્મ સંપાદનથી મળે છે. વિચિત્ર વિમાનો, અપ્સરા, તેજસ્વી શરીર એ ફળ સદા ધર્મિષ્ટને પ્રાપ્ત થાય છે. રાજ્ય, રાજ્યસન્માન, ચામર, છત્ર આદિ એ પુણ્યકર્મના યોગે મળે છે. યજ્ઞ, તપ, દાન, ઇન્દ્રિય નિગ્રહ આદિ એ પુણ્યકર્મનાં દ્વાર છે. બાળપણથીજ ધર્મ આચરવો;

કારણ આજ કોનું મૃત્યુ થનાર છે, એ કોઇએ જાણતું નથી. મૃત્યુ સર્વના જોવામાં આવે છે, તથાપિ પોતાની અમર સ્થિતિ મનાય છે, એ મોટું આશ્ચર્ય છે! બાળક તારૂણ્યની અપેક્ષાએ મૃત્યુને અતિ દૂર જાણી અને તરૂણ વૃદ્ધપણાની અવધીએ મૃત્યુને વેગળું જાણી વિષયને ઇચ્છે છે, પરંતુ વૃદ્ધ તો કેવળ મૃત્યુના ખોળામાં બેઠા જેવો છતાં વિષયની ઇચ્છા કરે છે એ શું? વૃદ્ધાવસ્થામાંના પ્રાણીનું તેના પુત્રાદિક રક્ષણ કરનાર હોય, તોપણ મૃત્યુ તેની દુર્દશાજ કરે છે. વાસ્તે પ્રાણી માત્રને ક્યાંય અભય ન છતાં સર્વત્ર ભય તથા મરણ પ્રાપ્ત થાય છે. એમ છતાં પણ તેમાં નિરંતર સુકૃત કરનાર સાધુજન સર્વથા નિર્ભય હોય છે. યમ બોલ્યા–હે સાવિત્રિ! તારા આ ધર્મ-યુક્ત વચનથી હું પ્રસન્ન થયો. પણ તું આ સત્યવાનના પ્રાણ વગર હમણાં ગમે તે વર માગ્ય. ત્યારે સાવિત્રી બોલી–હે દેવ! પુત્રહીનની લોકમાં ગતિ થતી નથી, માટે આપ કૃપા કરી ઉત્તમ સો ઔરસ પુત્ર મને આપો. યમ કહે છે–હે કલ્યાણિ! મારી પાછળ આવવાનો તારો મનોરથ બંધ રાખ્ય. તેં માગ્યું તે સર્વ તને મળશે. હવે તું પાછી જા.

---


# દેલવાડાકર કીન્ડરગાર્ટન સ્ટોલ.

નાનાં બાળકો માટે રમતગમતથી શીખવવાનો તરેહવાર સામાન, છોકરીઓ માટે ભરત ગુંથણ તથા ચીત્રકળા અને નીશાળો માટે દરેક જાતનાં ચીત્રો, ફ્રોબેલની બક્ષીશો, પદાર્થ જ્ઞાન વગેરેનો સામાન મળશે.

ગો૦ ક૦ દેલવાડાકર,

ઠે૦—ગીરગામ, બેક રોડ–અમૃતવાડીને નાકે, મુંબઇ.

धर्माधर्मविधानज्ञ सर्वधर्मप्रवर्तक ।
त्वमेव जगतो नाथः प्रजासंयमनो यमः ॥ १ ॥

સાવિત્રી બોલી– હે યમધર્મ ! આપ ધર્મ અધર્મની સ્થિતિ જાણનાર છતાં સર્વ ધર્મની પ્રવૃત્તિ કરનાર આ જગતના નાથ છો. તથા તમેજ સઘળી પ્રજાને સ્વધર્મમાં વર્તાવો છો. આપ સર્વ પ્રજાને તેમને કર્મ પ્રમાણે શિક્ષા કરો છો. તેથી લોકમાં 'યમ' નામે પ્રસિદ્ધ છો, આપ આ સર્વ લોકનું ધર્મથી રક્ષણ કરો છો, તેથી સાધુજનો તમને 'ધર્મરાજ' કહે છે. મુવા પછી સર્વજન પોતાનાં પુણ્યપાપ આગળ કરી આપના પાસે આવે છે, તેથી તમે 'મૃત્યુ' નામે પ્રસિદ્ધ છો. આપ સર્વ લોકોના આયુષ્યનો પૂર્ણ કાળ પોતાના માનથી અર્ધકળાતુલ્ય કરી રહેવાથી તત્વવેત્ત તમને 'કાળ' કહી વર્ણવે છે. આપ સર્વ પ્રાણીનો અંત કરનાર હોવાથી દેવો તમને 'અંતક' કહે છે. સૂર્યના પ્રથમ પુત્ર છો, માટે તમારૂં 'વૈવસ્વત' નામ છે. આયુષ્ય ખૂટતાં પ્રાણીને પરાણે લેઇ જાઓ છો, તેથી 'સર્વપ્રાણહર' કહેવાઓ છો. તમારા દંડભયથી લોકમાં વર્ણભ્રષ્ટતા થતી નથી, તેથી તમે સદા સાધુના આશ્રય છો. વાસ્તે હે જગદીશ ! હું ધર્મસંબંધે દુખીઆરી થવાથી આપને શરણે આવી છું, અને આ રાજકુંવરનાં માતાપિતા દુખી બન્યાં છે. યમ બોલ્યા– અહો સાવિત્રિ ! તારી આ ભક્તિભરેલી સ્તુતિથી મેં પ્રસન્ન થઇ તારા આ પતિ સત્યવાનને છોડયો; હવે તારો મનોરથ પૂરો થયો; વાસ્તે તું પોતાને ઘેર જા. અને આ સત્યવાન તારા સહિત પંચાશીવર્ષ રાજય ભોગવી પછી સ્વર્ગમાંના મહર્લોકાદિકમાં જઈ ત્યાં દેવો સાથે ક્રીડા કરશે. આ સત્યવાન તારા ઉદરે સો બારસ પુત્ર ઉત્પન્ન કરશે. તે સઘળા પોતિકા ક્ષત્રિય ધર્મથી દેવસરખા પ્રસિદ્ધ રાજા થઇ ઘણું કરી તારા નામે પ્રખ્યાત થતા પુર્ણ દીર્ઘકાળ પૃથ્વીનું રાજય કરશે.

તેમજ તારા પિતાથી તારી માલવી નામે માતાને માલવ નામે પ્રસિદ્ધ, અને અનેક પુત્ર પૌત્રાદિકે યુક્ત દેવ જેવા તેજસ્વી તારા બંધુ થશે. એ તારા બંધુ ક્ષત્રિય પૃથ્વીપર ચિરકાળ રાજ્ય કરશે. તારા આ સ્તોત્રને વહેલાં ઉઠી પાઠ કરનાર દીર્ઘાયુષી થશે, એવું કહી મહાત્મા યમ ભગવાન રાજપુત્રને મૂકી દઇ કાળ મૃત્યુસહિત ત્યાં અદર્શ થયા.

एतावदुक्त्वा भगवान्यमस्तु प्रमुच्य तं राजसुतं महात्मा ।
अदर्शनं तत्र यमो जगाम कालेन सार्धं सह मृत्युनाच ॥
सावित्री तु ततः साध्वी जगाम वरवर्णिनी ।
यथा यथा गतेनैव यत्रासीत्सत्यवान् मृतः ॥ १ ॥

શ્રીમત્સ્યભગવાન બોલ્યા– હે મનુરાજા ! પછી તે પતિવ્રતા રૂપગુણવતી સાવિત્રી ત્યાંથી આવેલા માર્ગે જ્યાં સત્યવાન્ મરણ પામ્યો હતો, ત્યાં આવી. સૂર્યાસ્તવેળાએ તે પતિની પાસે આવી; તેનું મસ્તક પોતાના ખોળામાં લેઇ બેઠી. યમથી છૂટેલો સત્યવાન્ આત્મા પણ પોતાના શરીરમાં પેશીને ધીમે ધીમે નેત્ર ઉઘાડી સર્વઅંગે ચલનવલન તથા સ્ફૂર્તિ પામ્યો. એ રીતે સત્યવાનને ફરી પ્રાણ આવવાથી તે પોતાની પત્નીને કહેવા લાગ્યો કે હે પ્રિયા! મને દેહમાંથી બાહેર ખેંચનાર પુરૂપ ક્યાં ગયો ?; તે પુરૂપ કોણ હતો તે હું જાણતો નથી. હે સુંદરિ! આ વનમાં આજનો મારો દિવસ ઉંઘમાં નકામો ગયો. તેમજ તું ઉપવાસથી કૃશ થયેલી મારી સાથે વનમાં આવ્યાથી દુઃખી થઇ. આજ આપણા વ્યગ્રચિત્તથી માતાપિતાને બહુ દુઃખ થયું હશે, વાસ્તે હવે તું ચાલવાને ઉતાવળ કરય. સાવિત્રી બોલી–હે પ્રાણનાથ ! હાલ સૂર્યઅસ્ત થયો છે, છતાં તમારી ઇચ્છા છે, તો આપણે આશ્રમે જઇએ. કેમકે મારાં સાસૂ સસરો નેત્રહીણ છે. અહીં બનેલું સર્વ વૃત્તાંત આશ્રમમાં કહીશ, ત્યાં આપ સાંભળજો. એમ કહીને તત્કાળ તે સાવિત્રી પતિસહિત આશ્રમે આવવા નીકળી. સૂત કહે છે, હે શૌનકો,

તે રાજકન્યા સાવિત્રી, પતિસહિત પોતાના આશ્રમે આવી તેજ વેળા ઘુમત્સેન રાજાને આંખ્યે દેખાતાં પોતાના પ્રિય પુત્ર સત્યવાન્ તથા સાવિત્રીને ન જોવાથી સ્ત્રીસાથે ચિંતાતુર થયો. ત્યારે ત્યાંના તપોવૃદ્ધ ઋષિએ તે રાજાને નેત્રપ્રાપ્તિઆદિ શુભચિન્હ ઉપરથી પુત્રદર્શનવિષે દિલાસો દીધો. એટલામાં સાવિત્રીસહિત પોતાના પુત્ર સત્યવાનને આવતો જોયો. ભાર્યાસહિત આશ્રમમાં આવી સત્યવાન માતાપિતાને નમ્યો. ત્યારે ઘુમત્સેને તે સત્યવાન્ પુત્રને આલિંગન દીધું. સત્યવાન્ ત્યાંના તપોધન ઋષિયોને નમી તેમની સાથે પોતાના આશ્રમમાં તે રાત્રી રહ્યો. પછી સાવિત્રીએ વનમાં બનેલું બધું વૃત્તાંત એ ઋષિયોની સમક્ષ સસરાઆદિકને યથાસ્થિત કહ્યું. અને તેજ રાત્રે વટસાવિત્રીનું વ્રત યથાવિધિ સમાપ્ત કર્યું. વળતી તે રાતે ઘુમત્સેન રાજાને પૂર્વની રાજધાનીમાંના સર્વ મહાજન લોક તથા સૈન્ય, માંગલિક વાજીંત્રસહિત તેમના પુરાતન રાજ્ય પાલનસારૂ તેડવાને આવ્યાં અને પ્રજાનું રક્ષણ કરવા વિનંતિ કરી. તે સાંભળી ઘુમત્સેન રાજા એ ચતુરંગ સેનાસહિત પોતિકી જૂની રાજધાનીમાં આવી ધર્મરાજના વરદાનથી સંપૂર્ણ રાજ્ય પામ્યો. સાવિત્રીને સો બંધુ પણ થયા. એવી તે પતિવ્રતા રાજકુમારીએ પોતાના પિતૃકુળનો તથા પતિકુળનો ઉદ્ધાર કર્યો અને પતિને યમના પાશથી છોડાવ્યો. તેથી પુરૂષોએ પતિવ્રતા સ્ત્રીઓને દેવસમાન પૂજવી. કેમકે સાધ્વી સ્ત્રીઓની કૃપાથી ત્રિલોકનું રક્ષણ થાય છે. ચરાચર લોકમાં તે પતિવ્રતા સ્ત્રીઓનું વાક્ય કદાપિ અસત્ય થતું નથી, વાસ્તે લોકોએ સર્વ મનોરથ પૂર્ણ થવાની ઇચ્છાએ એ પતિવ્રતાઓની સદા પૂજા કરવી.

– આ કથા શ્રવણ થતાં, યાત્રાળુ રાજકુટમ્બને સુમન ઉપર બહુજ શ્રદ્ધા ઉત્પન્ન થઇ; અને તે સાથે તેનો ભાગ્યોદય પણ થઈ ગયો.

---

# પ્રકરણ ૧૦ મું.



## સુમનનું સ્વપ્નું !



### આશા—છોડનું પ્રફૂલ્લતું કમળીયું !!

માણસપર આફત આવે છે, ત્યારે તેની જાણે અવધી આવવાનીજ ન હોય, એટલી હદ સુધી નિરાશા વધી પડે છે. અને એ અવદશાને પરિણામે, માણસની હિમ્મત, ધિરજ અને પરાક્રમ પર, પડ ફરી વળતું જોવામાં આવે છે! વૃદ્ધ કાળે પુત્ર, અવશાને સમૃદ્ધિ, અને અકાળે ભોજન મળે, તે જેમ નકામું છે; તેમ મનની વૃત્તિ વૃદ્ધ થયા પછી વૈભવ પણ નકામોજ ગણાય છે!

સુમનની મનોવૃત્તિ હવે પોતાના ચાલુ સંસારપરથી ઉઠી ગઇ. ને તેણે વતન–ત્યાગ કર્યો. પોતાના પુત્રો પ્રતિ જે ધર્મ બજાવવાનો હતો, જે પ્રકારે તેને કેળવીને કુટમ્બની ઉન્નતી કરવાની હતી, તેમજ પોતાનું મનોબળ, પ્રકાશમાં લાવીને, જે સંસ્કારથી પોતાનું કલ્યાણ કરવાનું હતું, તે કંઇજ ન કરી શકયો; માત્ર જગતના ક્ષણિક વૈભવના અભાવે, નિરાશાના સાગરમાં નાહક હલેસાં મારવા માટે દુર નીકળી ગયો.

દ્વારિકાંથી મહારાજા સાથે રજપુતાના તરફ રવાના થયો. તેમની મનોવૃત્તિ હવે કંઇક સ્થિર થઇ હતી. નિરાશાના ઘૂંટડા વડે હવે તેને શોક–ઉદ્દગારની પણ પ્રશાન્તિ વળી હતી, ને તેથી ભારતના કોઇ એકાન્ત બાગમાં જવાની, અને આત્મબળથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને કંઇ ઐહિક વૈભવ પ્રાપ્ત કરવાની ઇચ્છા હતી; પણ પ્રભુ ઇચ્છા કંઇક નિરાળીજ હતી.

રજપુતાનાની રાજધાનીમાં ગયા પછી સુમનને એક શાન્ત સ્થળ આપવામાં આવ્યું. જે મંદિરની નજીક મહારાજાએ પોતાને માટે બંધાવેલું શિવાલય હતું, તેના એકાન્ત ભાગમાં સુમનની સ્થિતી કરી દીધી.

સુમન માત્ર ફળાહાર કરતો હતો. અને તે એકજ વખત રાત્રીએ જળ સાથે આહાર કરતો હતો. શરીર સ્વાભાવિક રીતેજ કૃષ થઇ ગયું હતું. રાજકુટમ્બનો તેના પ્રતિ સારો ચાહ થયો હતો. અને પુર્ણ શ્રધ્ધાથી તેમને જોતાં હતાં.

કેટલાક દિવસ વીતિ ગયા. શોકમય શરીરે સુમન મનથી પણ સહજ નબળો થઇ જવા લાગ્યો. રાજસુખમાં પણ મનના વૈભવની અછત, તેને કોઇ કોઇવાર પોતાની સ્વતંત્ર ગૃહસત્તા સાંભરી આવવા લાગી. ને તે રાત્રે તેને સ્પપ્નું થયું ! આશાના છોડનું કમળીયું પ્રફુલ્લિત થયું. પરંતુ તેમાં જગત–વ્યાધી પણ જોઇ ! સુમનની નિદ્રા અવસ્થાએ શાન્ત જગતમાં પ્રવાસ કરવા માંડયો. તે હરદ્વાર અને બદ્રિકેદારનાં દર્શન કરવાને જાણે પહોંચી ગયો, એમ લાગ્યું ! ત્યાં કોઇ મહાત્માનાં દર્શન થયાં; અને તેની જ્ઞાન વિભૂતિનો ચમત્કાર જોવામાં આવ્યો. તેના ભાવીનો એક પડદો ઉઘડયો. સ્વપ્નમાં તેણે પોતાની ધર્મ પત્નિને નિહાળી. પોતાનો પ્રિય પુત્ર સુરથ, મૃત શૈય્યાપર પડેલો—અને અભાગી નીરૂ તેની કને, તારામતી પેઠે રૂદન કરતી, ભરજંગલ અંદર બેઠેલી જોવામાં આવી. ચન્દ્રની ક્ષીતિ શાન્ત થતી પશ્ચિમમાં લય થતી હતી, તેમ તેની ભાગ્યરેખા પણ નબળી પડતી હતી.

બીજા પડદામાં, પોતાનો વીર પુત્ર, ભગીરથ, જે પોતાની પ્રેમાળ પત્નિ વીરમતીના ભાગ્યવંતનું માંસલરત્ન હતું, તેનો મેળાપ થયો.

ખરેખર તે હરદ્વારનાં ગુરૂ કૂળમાં આપ બળથી બ્રહ્મચર્ય પાળી મહાજ્ઞાન પ્રાપ્ત કરતો હતો ને ત્યાંથી બનારસની સેન્ટ્રલ કોલેજમાં જવાની તૈયારી કરતો હતો. મિસીસ એનીબિસંટે હરદ્વારની મુલાકાત લીધી. તે વેળા ગુરૂકૂળમાં આ બાળકને જોયો. તેનું સૌંદર્ય અને જ્ઞાન જોઇને બીઝંટે ભલામણ કરી કે તેમણે બનારસ કોલેજમાં દાખલ થવું. ભાગીરથે એ આજ્ઞા માથે ચડાવી, અને પોતે બનારસ તરફ રવાના થઇ ગયો. આ દર્શન સુમને જોયું !

ત્રીજા પડદામાં બંગાળના એક અમીરી ખાનદાન કુટુમ્બનો ગૃહસ્થ, પોતાની પત્નિ તથા પુત્રી સાથે હરદ્વાર યાત્રાર્થે આવેલા, અને એક આશ્રમમાં ઉતર્યા હતા. જ્યાં સુમન પણ એક સંત સાથે ઉતર્યો હતો. દૈવ યોગે એ બંગાળી કુટુમ્બમાં કોલેરો લાગુ પડી ગયો ! અકસ્માત ફક્ત તેના આયુની દોરી ખેંચાઇ ગઇ. અને તેમાં માત્ર એક જુવાન કન્યા મંદારિકા નામે બહુજ રૂપાળી, કેળવાયલી, અને યુવાન કન્યા બચી ગઇ ! આ કન્યાનો સુમને સત્કાર કર્યો, સંતજન મહાત્માએ તેનો પૂર્વ રૂણાનુબંધ કહી દીધો. ઉભયનાં મન મળી ગયાં. ને મહાત્માની ઇચ્છાથી ત્યાંજ લગ્ન વિધી સંસ્કાર થઇ ગયો. હજી મંદારિકા સાથે હસ્ત મેળાપ થયો, કે સુમનની નિદ્રા પરહરી—જોયું. આંખ ઉઘાડીને જોયું તો રાત્રી સિવાય કંઇ ના જણાયું:—

આહા ! એક પલકમાં સર્વ સ્વપ્ન સંસાર પલટાઇ ગયો. પણ પ્રભાતે સુમન હરદ્વાર તરફજ રવાના થઇ ગયો.!.........

વાંચનાર ! હવે ત્યારે આપણે પેલા કનકની ને મધુરીની મધ્યગાળે લટકી રહેલી કથા તરફ નજર કરીએ. કેમકે એ મુખ્ય પાત્રજનોનું ભાવી હજી અધ્ધર લટકી રહેલું છે !

---

# પ્રકરણ ૧૧ મું.



## મધુરી અને ભગીરથી.

કનક જ્યારે મુંબઇ છોડી ગયો, અને મધુરીના પર બીજીવાર આળ આવ્યું, ત્યારે ભગીરથીના મનને ખેદ થયો. તેણે મધુરી આગળ ખુલાસો પુછયો, અને ખરી રીતે મધુરીનોજ દોષ ગણ્યો; કેમકે પતિને મન દુઃખ કરવામાં પત્નિજ અસાવધ નીવડે છે! મધુરીએ રડતા આસુડે માતાને કહ્યું–

"બા! મ્હારો કંઇ વાંક નથી. તેમ મેં એવું કશું કારણ આપ્યું નથી, કે મ્હારા પતિ મને ત્યાગી જાય!"

"જો તેમ ન હોય, તો પોતાનો સુખવાસી આશ્રમ કોઇપણ ન તજે! કોઇપણ પ્રકારનું મનમાં દુઃખ થયુંજ હોવું જોઇએ. કાં તો પતિના ક્લેશથી કંટાળીને, યા તો પોતાના કુચ્છંદથી સ્વચ્છંદી બનીને કોઇ પણ ઘર ત્યાગી જાય–આ બેમાં ખરૂં તું જાણે!"

"ખરૂં તો બીજું શું? સુમનની આવજાવ આપણે ત્યાં હતી. તે કંટાળી ગયો, અને નીરૂ બ્હેનને પણ તે પ્રમાણે શક આવ્યો, ત્યારે તે દેશ ત્યાગી ગયો; પણ જતાં જતાં મ્હારો ફોટો, જે શરૂઆતમાં બચપણ અવસ્થાઓ પડાવેલો, તે તેમના સંગ્રહમાંથી મળી આવતાં પાછો આપતો ગયો. એ ફોટાના પરિણામે કદાચ મ્હારા પતિને વહેમ આવ્યો હોય, તો પ્રભુ જાણે! પણ બા? જ્યારે એવી એવી નિર્જીવ વાતમાં વહેમ ને તકરાર કરે, તો કેમ રહેવાય? વિશ્વાસ ચીજ–મ્હોટી છે. જો તેમાં અવિશ્વાસે રહેવાય, તો વહેવાર સરલ ન ચાલે! અલબત જેનું મન નબળું હોય, જેને પતિ ઉપર પ્રીતિ ન હોય, જેને લાલચ હોય, કે જેને પરપ્રેમનોજ ભાવ હોય. તો તે

દાખલો નજરે જોયા પછી પતિ કદી વહેમ લઇ શકે, પણ માત્ર કેટલીક કલ્પના ને સંજોગ ઉપરથીજ મનસ્વી શક બાંધી સંસાર ત્યાગ કરે, તો કેમ જીવાય ને પહોંચાય !"

"તું મૂળથીજ અનુભવી આવી છું, કે ત્હારી સાસુ એક કુચ્છંદી ને હલકા કૂળની સ્ત્રી હતી. ત્હારા સસરા સારા સ્વભાવના હોવાથી, ને ત્હારા પિતાના મિત્ર હોવાથી, ત્હારો વિવાહ, તેના પુત્ર સાથે કર્યો હતો. બાકી એ કંઇ આપણા ઘરની સમાન કે યોગ્ય ન કહેવાય ! તે છતાં ભાવી યોગ બનવાનો બની ગયો—તેના બાળ સંબંધે લગ્ન થયા પછી, તને કેટલુંક વેઠવું પડયું, પરતુ પછી વળી પ્રભુએ દયા કરીને સામું જોયું, અને તારો સંસાર સુધર્યો. હવે જો ઇશ્વરને હજી સુખ માર્ગ નહિ ગમતો હોય, તો થવાનું તે થશે, બીજું શું કરીએ ? એ તો પોતાની મેળે જ્યાં સુધી રહેવાશે, ત્યાં સુધી રહીને પાછો ફરશે !"

"પણ જગત શું કહેશે ? મ્હારા ભાગ્યમાં અવળુંજ શા માટે થતું હશે, બા ?"

"મધુરી ! તે દૈવેચ્છાની વાત છે—પણ સુમનનો પ્રસંગજ ખોટો !"

"તે બિચારો એક ભાઇ જેવી વૃત્તિએ રહીને બહેન પેઠે ચાહે છે. તેની સ્ત્રી વીરૂ ગુજરી ગઇ, ને તેનું મન અસ્થિર, તેથી બે ઘડી કોઇવાર સુખ-વિસામા અર્થે મારી કને આવે છે !"

"પણ તેથી કનકના મનમાં ખોટું લાગે, તો તે ન કરવું !"

"વારૂ, હવે તેમ વિચારીને કરીશ !"

"કનકનો પત્તો દ્વારકાં તરફ છે, એમ જણાયું હતું ને ?"

"હા—પણ કયાં ખબર કહાડવી ?"

હજી આ વાત ચાલે છે, ત્યાં ભગીરથીની તબીયત એકાએક બગડી આવી—અને મધુરી નવા દુઃખમાં સપડાઇ ગઇ !

---

# પ્રકરણ ૧૨ મું.



## ભગીરથીનો વિદેહ!

માત્ર થોડાજ કલાકના મંદવાડમાં ભગીરથીએ અવસાન જોયું. પોતાના પતિની મીલ્કત તો હજી ટ્રસ્ટમાંજ હતી. પણ વીલમાં ભગીરથીની કુલ સત્તા હતી. પુત્ર હજી બાળક હતો, અને હવે શું કરવું, તે વિચારમાં પડી ગઇ; કનક પણ ન્હાસી ગયો. કોઇ દુરનો સગો નહોતો–સર્વ કારભાર મધુરી ઉપરજ હતો. આખરે ભગીરથીએ પોતાના પતિના વીલ આધારે વીલ કર્યું. ને તેમાં પોતાના પુત્રને વારસો આપવા ઠરાવ્યો–તે મીલ્કતના ટ્રસ્ટી તરીકે આગલા ટ્રસ્ટી કાયમ રાખ્યા, પણ કનકરાયને બદલે ભગીરથીએ મધુરીને નીમી; અને પોતાના પુત્રના ગાર્ડિયન તરીકે તેને સ્થાપીત કરી. પુત્ર જ્યારે એકવીશ વર્ષનો થાય, તે પછી જ મધુરી ગમે તો છુટી થાય, ને જ્યારે તે છુટી થાય, ત્યારે તેને માતા મ્હન તરીકે એક લાખ રૂપિયા મળી શકે! આ રીતે વીલ કર્યું, ને થોડાજ કલાકે ભગીરથી માતા વિદેહ કૈવલ્ય પામ્યાં.

વ્હાલી માતાના વિયોગે મધુરીના શરીરપર બહુ અસર થઇ ગઇ. પતિ તજી ગયો–ને સુમન સરખો સાચો ભ્રાતૃ સ્નેહી પણ ન રહ્યો. વળી નીરૂ બહેન પણ અસ્થીર હાલતે ચાલ્યાં ગયાં–માત્ર પોતાના બે પુત્રો ને એક બાળક ભાઇ સિવાય પુરૂષ વર્ગમાં કોઇ ન રહ્યું.

માતાની ઉત્તરક્રિયા કરી–અને મધુરીએ બાળકોને શાન્તાકુઝ ગુરૂકૂળમાં રાખવાનો ઠરાવ કર્યો. પોતાના પિતાનો ત્યાં બંગલો હતો. એક યુરોપીયન શિક્ષક બાનુ રાખી; અને તે બાળકોને અંગ્રેજી

શીખવવાનો ઠરાવ કર્યો. ગુરૂકૂળના ધારા-ધોરણ બહુ જુદાજ પ્રકારનું હતું, તેથી ત્યાં ફાવ્યું નહિ; એટલે છેવટે પોતાને બંગલે જ મડમને હાથે બાળકોને તાલીમ આપવાનું ઠરાવ્યું. એ રીતે હાલ તો પોતાના માબાપની મીલ્કતના ટ્રસ્ટીઓની સલાહ-સમ્મતિથી આ માર્ગ લીધો. હવે સમય કેવું પ્રબળ ચલાવે છે, તે જોઇએ.

---

## પ્રકરણ ૧૩ મું.



### મીશનરી શિક્ષણ પદ્ધતિ!

ઇશ્વરની સમાનતા, એકતા ને ઐશ્વર્યની ઉદારતા દેખાડનારાં મીશનરી ખાતાંઓએ અનેક અનાથોને પોતાના ધર્મપંથમાં પ્રવેશ કરાવ્યો છે. ધર્મ ઉપર અંધશ્રધ્ધા રાખનારાં એ સ્ત્રી-પુરૂષો પોતાનું જીવન સર્વ તેની પાછળ અરપણ કરે છે-ને તેનો પ્રવાહ, આ ભારતમાં પણ ઠામ ઠામ નજરે પડે છે.!

આપણા મુંબઇ અને ગુજરાતમાં તેવાં ખાતાં સારી રીતે ચાલતાં જોવામાં આવે છે. આ ખાતા માંહેની એક બાનુ મીસ થોમ્સન નામે આપણી મધુરીની સહચરી તરીકે શાન્તાકુઝમાં મળી; અને ત્યાંજ તે રહેતી હોવાથી બાળકોને અંગ્રેજીદ્વારા કેળવવાનું કામ કરવા લાગી.

કોઇ કોઇ મીશનરી બાનુ માયાળુ, મીઠી અને છુપી રીતે ઠગ પણ હોય છે! ઠગ શબ્દ ધુતારાના ઢોંગીને લાગુ ન પાડતાં માત્ર પોતાના ધર્મપર અચળ ભક્તિ ભાવને લીધે બીજાને કેવી રીતે પરવશ કરવાં, એ સંબોધનને લાગુ પાડી શકાશે! તેઓ જેટલાં ભલાં-દયાળુ ને માયાળુ છે, તેટલાં ઠગારાં કે લુચ્ચાં નથી; પણ ધર્મની અંધ

શ્રદ્ધાને અવલંબીને દેશીઓને ક્રીશ્ચાનીટીમાં ખેંચી લ્હેવાનાં ભગીરથ પ્રયત્નવાદી હોય છે. ને તે રીતે અહીં પણ તેવો બનાવ બન્યો.

મધુરી તો ભોળી, ભલી ને અન્ધવિશ્વાસુ હતી—વળી મીસ થોમસનની માયાભરી લાગણીથી તો મધુરીને એવું લાગ્યું હતું, કે આ મહાદેવીનો સ્નેહ-સંબંધ કોઇ સંસ્કારી નીવડશે, પણ પરિણામ ખોટું આવ્યું.—

મીસ થોમસને પોતાની ઇચ્છા મુજબ અંગ્રેજી શિક્ષણમાં ક્રીશ્ચાનીટી શીખવવા માંડી; અને તે વાત મધુરીના જાણવામાં આવી. મધુરીએ તે વાત પોતાના પિતાના ભાગીયા ધીરૂ સોલીસીટરને કહી, અને તેણે તપાસ કરતાં તો એવું માલમ પડયું, કે છોકરાંઓની જો તાકીદે ખબર લ્હેવામાં આવી નહોત, તો તે જરૂર બાળકોને ઉપાડી જાત!

આખરે મીસ થોમસનને ઘણીજ દીલગીરી સાથે રજા આપી. તેને તેના પગાર ઉપરાંત એક માસના પગારનો ચેક, અને આ પ્રમાણે એક લેટર લખવામાં આવ્યો.

વહાલાં મીસ. થોમસન—

તમારી ઉપરની સુંદર વાણી તેમજ દેખાવથી અમે હીંદવાસી લોભાઇ જઇને તમારા પર, અમારા દેશી સંસ્કાર પ્રમાણે, સંપુર્ણ વિશ્વાસથી જોતાં આવીએ છીયે; પણ દીલગીર છીયે, કે તમે અમને તમારા સ્વાર્થનાં કડવાં ફળ બતાવો છો!

મ્હારા આશાધાર ભાઇ તથા બાળકને, તમારા જેવી સુજ્ઞ તથા વિદ્વાન અંગ્રેજ બાનુની તાલીમ તળે મુકવામાં અમે ઉચ્ચ પરિણામ ધાર્યું હતું, પણ આખરે અમે ઠગાયાં છીયે, ને પ્રભુની કૃપા ઉતરી છે, કે તમારી ગુપ્ત ઇચ્છાની જાળમાંથી અમે બચી ગયાં છીયે.

તમારા પ્રતિ, તમારા ધર્મપ્રતિ, પ્રભુપ્રતિ અમને બહુજ માન છે! ધર્મનાં સત્વ, અને તેનાં વચનો, અથવા રામ કે રહીમ, યા

ક્રીશ્રીયન ખોદા કંઇ અલગ નથી. નામ માત્ર જુદાં છે. ને તેથી અમે તે સર્વને માન આપી શકીએ છીયે; માત્ર ભકતજનો યા પુજારીથીજ તે મહાજનો નિંદાતા હોય, તો તે બનવા જોગ છે !

તમારાં જેવી સાધવી ભલે તમારા ધર્મમાં અનુકૂળ રહીને, તમારૂં કર્તવ્ય સંભાળો; પણ અમે દેશી હોવાથી, ને અમારો ધર્મ જુદો હોવાથી, તે પ્રતિ દયા રાખવી જોઇતી હતી. ને અમારાં બાળકોને અમારા ધર્મ પંથથી વિમૂખ કરવા યત્ન કરવો ન્હોતો ! ખેર—પ્રભુ સૌને બચાવનાર છે. અમે ઇચ્છીયે છીયે, કે હવેથી તમે અમને ન મળશો. અસ્તુ !

લી૦—**મધુરી.**

---

## પ્રકરણ ૧૪ મું.

### મધુરીપર નવો પ્રકોપ !

છુપી આફત લખાયેલી ગગનમાં વિજળી જેવી,
વિપુલ વાયુ થતાં ચમકી ઝબકતી દાહના જેવી;

× × × ×

એકલડી કોયલડી જેવી મધુરી હવે શાન્તાકુંઝનો નિવાસ બદલીને, પાછી પોતાના પિતાના બંગલામાં મલબારહીલ ઉપર આવી. બાળકોના શિક્ષણનું કાર્ય ઠરીઠામ થતાં નવો ઉત્પાત શરૂ થયો. હજી પતિની ભાળ-સંભાળ કરવાનું તો પુરતું બન્યું ન્હોતું, ત્યાં પિતાની પાછળ માતાનું છત્ર પણ ઉડી ગયું; ને પોતાના જીવન પ્રાણપતિ પણ ન્હાસી ગયા-બંગલો છોડીને દુર એકાન્તવાસમાં રહેવા ગઇ, તો ત્યાં

પણ નવી આફ્ત નડી ! મુંબઇની ઝળહળતી ને ઝગમગતી, ચાંદીના વેપારથી ભળભળતી બેંક તૂટી ! સરૈયા સ્પીસી બેંક નામે મુંબઇમાં **સીલ્વર કીંગ** તરીકે નામધારી વેપારી લડવૈયો જે સટ્ટો ચલાવતો હતો, તેનાપર, બીજાના અંગારનો તણખો પડવાથી તે બિચારો દઝાયો; અને દાઝયાપર ડહામ પડતાં, તે સળગી ગયો–ગયો તે ગયો, ને બીજાને મારતો ગયો !

સ્પીસીબેંકના રખમાણ ને ધમસાણમાં અનેક ગરીબ બાઇ બ્હાવરીયો પણ પાયમાલ થઈ ગઇ; અને શેર–મેનીયામાં ઘણા ન્હાના–મોટા વેપારીઓએ દબાઇ–ચંપાઇ ગયા, કે જેનું છેવટ, અવળુંજ આવ્યું !

આ જબરદસ્ત મોજામાં મધુરી પણ આવી ગઇ. મધુરીની સંમતિથી વિનોદરાયનું ન્હાણું સ્પીસી બેંકમાં રોકવામાં આવ્યું હતું. ટ્રસ્ટી પણ એમનીજ ઇચ્છાને આધીન થયો હતો. બન્નેના ભેળા મળેલા વિચારની કોથળી ફાટી–અને ફુટેલા ભાગ્યે, હાલ તો મધુરી પણ નિરાશ થઇ ગઇ ! રોકડ નાણું અને શેરો દબાઇ ગયા. વિનો-દરાયે કંઇ ભાડાં ખાવાને મીલ્કત બાંધી ન્હોતી. માત્ર સ્પીસી બેંકમાં ફીક્સ–ડીપોઝીટ નાણું રોકેલું હતું. તેના વ્યાજના મ્હોટા દર ઉપર લલચાઇને એકજ આંખે અંધાપો વોર્યો હતો, જે છેવટે તેનું અંધારૂં થઇ ગયું હતું ! બાકીની જે થોડી રકમ સીલક હતી, તે શેરોમાં રોકી હતી, એ શેરો પણ સ્પીસીનાજ હતા !

કમભાગ્યે કદાચ બેંકમાં રહેલી ડીપોઝીટ રકમ થોડા–ઘણા ભાગે પાછી મળે, તોપણ તે રકમ કાંઇ મધુરીના હાથમાં યા બાલકિશોર ભાઇના હાથમાં આવે તેમ નહતું; કેમકે શેરોના બાકી રહેલા **કૉલ** પુરા કરવાની કબુલાત હતી. આ આફ્તથી ખરેખર મધુરી મુંઝવણમાં પડી ગઇ.

આ માંહેની કેટલીક ખબર વર્તમાનપત્રમાં પ્રકટ થયેલી કનકના કાન ઉપર આવી, અને તે ચમકયો; પણ તે હાલ જુદાજ માર્ગપર ચડયો હતો. સુમનનાં સંભાષણ પછી તેને કોણ જાણે કંઇ જાદુ થયું હોય, પણ સુમનનેજ જોવા લાગ્યો; ને જ્યારે તે અદ્દશ્ય થયો, ત્યારે તેની શોધ-ખોળ પાછળ તે પડયો. સુમન તો રજપુતાના અને તે પછી હરદ્વાર તરફ પ્રયાણ કરવાનો હતો, પણ કનક કયાં ગયો, તે તરફ હવે પછી જોઇશું; હાલ સુમનની શોધમાં નીકળવું, વધારે સુલભ માર્ગ મેળવવા જેવું છે !

---

## પ્રકરણ ૧૫ મું.

### હરદ્વારમાં સંત-સજ્જનની ભેટ ?

તુલસી આંગન આય કે ભયી સંતનકી ભેટ;
હરી વ્યાધી હરદ્વારકી, હરી જગતકી વેઠ !

* * * *

ઉત્તર ભારતના પવિત્રાશ્રમ તટપર વહેતી જાહ્નવી માતા અને બદ્રિકેદારનાં ચરણપાન કરવાને, આતુર સન્યાસીઓ તથા ભાવીક ભકતોનાં ટોળાં, સંતોના સમાગમમાં મળી જઇને, અનેક પંથપર જતાં નજરે ચડે છે; આ ટોળામાં પ્રવાસી પંથી સુમન પણ એક હતો. હરદ્વારપુરીનાં દર્શન કરીને, ગંગામાં તન-મન ઝબોળી પવિત્ર થઇને, એક આશ્રમમાં નિવાસ કર્યો. એ આશ્રમમાં એક વૃદ્ધ સંત જાજ્વલ્યમાન કાયા, ને જીર્ણ વસ્ત્રની પછેડી ઓઢી, ભગવત સ્મરણ કરતો હતો, તેની સામે એક ધર્મશાળામાં, ધનવંત ગૃહસ્થ યાત્રાર્થે આવેલાં ઉતર્યાં હતાં.

સુમને, આ મહાસંતનો આશરો લીધો. બાળ યુવકને જોઇને સંતને મોદ થયો! આદેશના નમ્ર સ્વરથી, શીશનામી ચરણપર પડતાં જોઇને, મહાત્માએ, સુમનનો સત્કાર કર્યો

"કયું બેટા? કહાંસે આગમન ભયા?"

"માનસિક ઇચ્છાસેં, સંસ્કારી રૂણાનુબન્ધસેં, ગુરૂજી।"

"હાં! કયા ઇચ્છા હય?"

"એક ઘડી, આધી ઘડી, આધીમેંભી આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ!"

"સુમનકા સ્વભાવ લગ રહા હય!"

"મ્હેરા નામહી સુમન હય, મહારાજ! આપ ત્રિકાળજ્ઞી હો!"-

"ભાવી યોગ મિથ્યા કરનેકો કોઇ સમર્થ નહિ!-રામ-સીતાકા વર્ણન સુણો, યા ધર્મ-કૃષ્ણકા ઇતિહાસ સુનો, પરન્તુ ભાવી યોગકા નિર્માણ ભવાટવીમેં ભોક્ત હોનાંહી હોતા હય!"

"તો કયા મેરેપર યહી પ્રેમકા બોજ ખડા હય, મહારાજ?"

"હાં; પરંતુ સપુર! સામનેંસે કોઇ ઔર સંતજન આતે હય! હર પ્રભાતકોં આતેં હયે! દર્શનકી ઔર ભગવત ભજન સુનનેકી ઇચ્છાસે આતે હય!"

એટલામાં એક બંગાળી શ્રીમાન, પોતાની પુત્રી અને પત્નિને લઇને ત્યાં આવ્યો-અને સંતને નમન કર્યા.-સર્વની નજર સુમન સામે ગઇ, મહાત્માએ સત્કાર કરીને આસન આપ્યું! સુમન નવો સંત હોવાથી દરેકનું ચિત્ત લોભાયું!

"યે નવીન યાત્રાળુ સંત હય!"

– "આપ કૌન જ્ઞાતિ?" બંગાળીએ પ્રશ્ન કર્યો,

"મયેં ગુજરાતી નાગર!"

"નિવાસ?"

" રાજનગર–ઔર ગુર્જર ભૂમિકા ! "

" પ્રવાસ ? "

" આપ્ત ઇચ્છા ! "

" આપ્ત ઇચ્છા ? " પુત્રી હસી પડી–સુમનથી હસી જવાયુ ! સર્વજને કન્યા તરફ હસતા મુખે જોયું !

" દૈવેચ્છા બલિયસી ! " મહાત્માએ મર્મભેદ જણાવ્યો, અને વાત બીજે માર્ગે ચડાવી. આજ કોઈ સંત લોક નહિ હય, હરદ્વારકી ખીડકીપર ગયે હય ! ભજન સ્યામકો હોગા ! "

" દૈવેચ્છા ! આદેશ ! " એટલું કહીને મુમુક્ષુ ઉઠયાં.

" આપ અજ્ઞાતપંથી હય, હમ નાગર જ્ઞાતિકે બનારસી નાગરીક હય ! સો હમેરે ઉતારેપેં જો ભોજન લ્હોગે તો–"

" મેં ફળાહાર કરતા હું ! " સુમને કહ્યું.

" તો ફળાહાર કરાયગેં ! " કુમારિકાએ કહી દીધું !

" આપકી કન્યા શ્રધ્ધાળુ હય ! યુવાન સંત ? જાઓ, સત્કાર ગૃહસ્થાશ્રમીકો નિરાશ ન કરો ! "–

પ્રભુ જાણે શામાટે આ પરસ્પર પ્રેમભાવ લાગી ગયો હશે ? શામાટે મહાત્માએ પુષ્ટિ આપી હશે ?–

સુમન ઉઠયો–કન્યા અતી હર્ષ પામી ! સર્વે ચાલ્યાં–મહાત્માના મુખમાંથી એટલું નીકળ્યું !

" મૃતપત્નિ વીરમતીકા નવીન દેહ, સંસ્કારસેં પ્રાપ્ત હો ગયા હય ! ગ્રાહ્ય કર લ્હેનાં–સુખી હોનાં ! "

આહા ! સુમને શું સાંભળ્યું ! સંતજનના સહવાસનો આ નવીન અલભ્ય લાભ શો મળ્યો ?–

વાંચનાર ! તને યાદ તો છે કે સુમનને સ્વપ્નું આવેલું ને તેમાં તે કંઇ નવીન સંસાર ધારણ કરવાનો હતો ! જોવાનું છે, કે હવે

શું થાય છે? ત્યારે હવે અભાગી નીરૂ અને તેનો બાળક સુરથ ક્યાં છે?—

## પ્રકરણ ૧૬ મું.



### નીરૂ અને સુરથનો છેલ્લો સંબંધ!

નહિ શુમાર હય શીરપર સખત આફ્ત ગુજરનેમેં,
સહે ક્યા ક્યા બદન અબ તો નહિ નફરત હય મરનેમેં;
જીનેસેં ક્યા મીલાના હય ગયા સબ ડૂબ પાનીમેં,
ન આફ્ત હય ન રાહત હય ન હરકત હય યું ડરનેમેં.

"મ્હારો વ્હાલો રોહીત! આખરે ગયો! ધર્મનું શ્રોણીત ધર્મનું માંસલ, ધર્મનું કલેવર, ધર્મનો આત્મા ગયો! રૂણાનુબંધ તોડીને ગયો–સ્નેહ સંબંધ છોડીને ગયો!*

ફકત સંબંધ છે સૌને જીવનની આશનો સાચો,
નથી સંસાર કંઇ સાચો, ઘડો છે માટીનો કાચો;
મળ્યાં પંખી વનેવનનાં, મુસાફર મેળો જોઇ સરખો,
નથી કોનું રહ્યું કોઇ, વખત આવ્યે સહુ ચાલ્યો.

અરેરે, ત્હારા પિતાએ તો તજી, પણ ત્હારૂં મ્હેં લાલન-પાલન કર્યું હતું–બગાડયું ન્હોતું! તે છતાંયે દયાહીણ થયો, દીકરા! અપરાધી માતા છે, અપવાદી માતા છે, નિરાધાર ને નિરાહાર માતા છે.

---

* પ્રકરણ ૫ મું—સુરથની ઓરફનેજમાં માંદગી!

ઘર ઉડી ગઇ વન, ત્યાંયે આગ ઉડી મને;
ક્યાં મુકું જઇ તન, ધરતી માતા માર્ગ દે!

× × × ×

નીરૂનાં આ રૂદન સાંભળીને કેમ જાણે વનદેવતાઓ અને વન-દેવીઓ આશ્વાસન આપતી હોય!—

ગુમાવ્યો તો સ્વામી, ઉપવનમાં સાવત્રી સતીએ,
તજ્યો તો સુત નામી, સુરજકૂળની તારામતીએ;
અટુલી વન સીતા, રઘુકુળ રમા દાનવ ગ્રહે,
લૂટાણી પન્ચાળી ભવપતિ સમર્થ તોપણ કહે!

વાંચનાર! તને સ્મરણમાં હશે, કે નીરૂએ પેલા ખાનદાની પારસી કુટુમ્બના આશરામાંથી છુટી પડયા પછી મુંબઇનો ત્યાગ કરીને, કોઇ પણ ગ્રામ્યવાસ કર્યો હતો.

પિયરમાં માતા તો ન્હોતીજ, અને પિતા પણ સ્વર્ગવાસ થઇ ગયા હતા! કર્કશ સાવકી મા આંધળી થઇ હતી, ને સારિકા ભાભીનો એક મીઠા બોલનો ઘૂંટડો હતો, તે ભાભીના ગત થયા પછી વૈકુંઠ-ભાઇ કોણ જાણે કયાંયે ગયો હતો.

આ રીતે પિયર તરફનો લ્હાવો લ્હેવાને અભાગી નીરૂ ખરેજ ભાગ્યહીણ નીવડી હતી. મધુરી અને ભગીરથી તેને આશરો આપે તેવાં ભલાં–માયાળુ, ને દયાળુ હતાં, પણ કોઇ રીતે તેમના ઉપકારમાં ન આવવાની નીરૂની પ્રતિજ્ઞા હતી.

वनं वरं व्याघ्रगजादिसेवितं।
न बन्धुमध्ये धनहीनजीवितम्॥

આ સુત્ર નીરૂના હૃદયમાં ચોંટેલું હતું. ને તેથી નિર્ધનાવસ્થામાં સગાં, સ્નેહી કે જાણકારની દૃષ્ટિ તળે ન રહેતાં, વન કે ઘાતકી

પ્રાણીનો ભય સ્હેવીને પણ પ્રદેશ રહેવું! આ ઇચ્છાયે તે મુંબઇ છોડીને ચાલી નીકળી હતી.

પોતાના પુત્રને લઇને આખરે ડાકોર આવી પહોંચી. અને ત્યાંની એક ધર્મશાળામાં ઉતારો લીધો. બે દિવસ ત્યાં રહીને તે પછી ક્યાં જવું, તેનો વિચાર કરવાનો હતો, ત્યાં દૈવે પ્રકોપ કર્યો– પુત્ર સુરથ, ધર્મશાળા પછવાડે બગીચામાં વન વૃક્ષો તથા પુષ્પ–પલ્લવો જોવા જતાં, સર્પ ડંસ થયો, ને તે આશાધાર માતાનો પુત્ર અવસાન પામ્યો!

જરાવારે નીરૂ આવી–પુત્રનો સાદ પાડતી આમ તેમ જોતી શોધવા માંડી, ત્યારે આખરે તેની નજરે મૃત પુત્ર પડયો! આહા! એકના એક પુત્રનો આ અંત જોઇને દુઃખી માવડીનું હૃદય કેટલું કલ્પાંત કરતું હશે! ઘાતકી પ્રાણી કે ઝાડ તરૂવરો પણ ડગમગતાં હશે! જળ અને જાનવરો પણ થંભી જતાં હશે!

ગરીબને પણ બચ્ચાં તો વ્હાલાંજ હોય છે. વાંદરી પોતાના જીવના જોખમે વ્હાલાં બાલુડાં વાંદરાંને લઇને આ ડાળેથી પેલી ડાળે કૂદાકૂદ કરી મૂકે છે, ત્યારે ભય પણ રાખતી નથી, એટલાં વાંદરને બચ્ચાં વહાલાં છે; તો માણસને કેમ વહાલાં નહિ હોય! તેમાં પણ એકલી માતા, માત્ર પુત્ર ઉપર જીવન દીન ગુજારતી, તેને આ રીતે કોપ આવી નડે, તો પછી એ ધીરજ ધરે કેમ? હિમ્મત રાખે, કે જીવતી રહે કેમ?–પ્રભુની દયા ઉપર જે બને તે જોવાનું છે. હાલ તો તે બાળકનો દેહ, પવિત્ર તિર્થમાં પડવાથી, અને તીર્થ કાંઠેજ અગ્નિદાહ થવાથી, નિર્દોષ જીવન પામશે, એમ ધારીને, અને આ કલ્પાંતમાંથી છુટાં થઇને, સુમન તરફ નજર કરીએ.

---

# પ્રકરણ ૧૭ મું.



## ભાવી-યોગ!

**भवति च भाव्यं विना प्रयत्नेन।**

બંગબાસી બંગાળી કુટમ્બના અલૌકિક દૈવીભાવથી સુમન ખેંચાઇને. તેમના ઉતારાવાળી ધર્મશાળામાં ગયો. ઝંપાનમાં જે પ્રસંગ બન્યો હતો, અને જે ભાવી યોગ સંધાયો હતો, તેવોજ આ સમય આવી લાગ્યો.

“મહારાજ! આપકા દિવ્ય સોંદર્યમેં ચન્દ્રકા સ્થાન પાયા હય–આશામેં નિરાશાકી કુચ્છ છાંયા લગી રહી હય! ક્યા હય? હરકત ન હો સો કહ દીજીયે!” બાબુએ પુછ્યું.

“મહાનુભાવ! મયેં કયા કહું? બિપત્તકે લીયે, સંસારકી દુર્ઘટ ભાવનાકે લીયે, યહી ફકની લગી રહી હય! જો મ્હેરા સાથી હોતા, જો મ્હેરી અર્ધાંગના હોતી, વ્હો સ્વર્ગમેં સીધારી! મયેં સંસાર છોડકે યહી માર્ગ સંપાદન કીયા! નાગરકી ઉચ્ચ જ્ઞાતિમેં કન્યાઓંકી અછત હય! ગુર્જર દેશમેં અતી દુષ્કાલ કન્યાકા હય! હૃદય સિવા લગ્ન કરનાં, ઉસકો મયેં વ્યભિચાર માનતા હું, ઇસ લીયે, યહી હાલત હો રહી હય!” સુમને કહ્યું.

“હમભી નાગર જ્ઞાતિકે હય! હમેરા નિવાસસ્થાન બનારસ હય! મુનશી માધોલાલજીકા નામ સુના હોગા!”

“બ્હોત અચ્છી તરેહસેં; વો મહાત્મા હમેરીજ જ્ઞાતિકે ચન્દ્ર હય!”

"હમભી ઉસ્કી ન્યાતકે હય! જાગીરદારીકે લીયે હમ બેંગાલમે રહતે થે! ઓરીસા પ્રાંતમે, નવાબ શુજા–ઉદ્–દૌલાકી મહેરબાનીસે વડીલોકો જાગીરી મીલી હોતી. અબ તક વો કીરાયા મીલ રહા હય! લેકીન અબ બિચાર વતનમેં બનારસમેં રહનેકા હય! થોડા સમયસે હમ બનારસમેં આયે હેંય! ભાગ્યદેવી સાનુકૂળ હોનેંસે હમ હરદ્વારકી ઝાંખી ઔર મહાત્માઓંકા દર્શનકે લીયે આય નીકલે! તુમ્હેરીભી ભેટ અચ્છી હો ગઇ! અબ આપકી ઇચ્છા હો, સો ચલીયે હમેરી સાથ; આપકો આનંદ હોગા–શાન્તિ હોગી! સ્વજ્ઞાતિ હય! બનારસ જયસા પવિત્ર તિર્થધામ હય! આપ કુચ્છ અંગ્રેજી પડે હોંગે?"

"હાં મહારાજ! મયેં L L, B. તક પહોંચાથા. માત્ર દુર્ભાગ્યસે પરિક્ષાકે સમય આફત પડ ગઇ; મયેં જાપાન દેશમે ગયા, કયું કે કુટમ્બપર દવ ગુજરા હોતા. ઇસ લીયે ઉદર નિમિત્ત જાપાનમેં જાન પડા! વ્હાંસેજ મેરેકો અપની જ્ઞાતિકી ઉત્તમ ગુણવંત કન્યા મીલ ગઇ હોતી! અફસોસ!" સુમને નિશાસો નાખ્યો. એટલામાં મંદારિકા નામે આ યાત્રાળુ કન્યા ત્યાં ભોજન–આમંત્રણ કરવા આવી પહોંચી. સર્વે ઉદરતૃપ્તિ અર્થે ઉઠયા.

સુમન એક બાજુના ભાગમાં ફળાહાર કરવા બેઠો. સામેના ખંડમાં ગૃહસ્થ, ભોજન લ્હેવા બેઠા! સુમનનું આતિથ્ય કરવાનું કામ, મંદારિકા કરતી હતી; પૂર્વના યોગના પ્રભાવે હઠ હઠ કરીને બ્રહ્મર્ષિને તૃપ્ત કરતી હતી. ભાવીયોગ સાંધતી હતી, પરસ્પરના **હૃદયમાં કંઇક દૈવી સ્નેહ–ભકિત** ચમકી રહી હતી.

× × × ×

ન જાણે શું બને છે આ, હૃદય ચમકાટ શાનો છે.
પૂરવનું કીરણ ખીલ્યું કે ઝબકતો આ જમાનો છે?

# પ્રકરણ ૧૮ મું.



## પૂર્વ સંસ્કાર!

થયો તૈયાર ખાડો કે પુરાયો છે બીજાથી તે,
કરમનો કાયદો એવો ન ખાલી રહે કજાથી તે;
ગયું જે એક આવીને ઉભેલું છે ખડું સામે,
નવું તેમાં નથી કાંઇ, ગયું આવ્યું પડે હામે.

---

ભોજન થઈ રહ્યું. ફળાહાર થઇ ગયો. સુખી કુટુમ્બ ચોકમાં આવીને બેઠું: અને મનોમન ધર્મની કથા શરૂ થઇ!

"હમેરે યહી એક ભાગ્યવતી કન્યા હય! નામ મંદારિકા હય!" માતાએ કહ્યું.

"લગ્નકી ઉમેદવાર હય! ગુણી સ્વામીકાં મીલાનેકે વાસ્તે પ્રયાસ હય. પ્રવાસભી હય!"

"ઔર આશભી હય!" હસતી–ખિલતી અને બહુ બોલી–હસમુખી વિશેષણથી પંકાતી અલ્હેતી અને લાડકી કન્યા ગણાતી વચ્ચે બોલી; કેમ જાણે સુમનના પર અતિ પ્રેમે ઝુલતાં પાન ને ખિલતાં ફૂલની ડાળી ડોલાવી રહી હોય!

"વાહવા! અસ્તુ, આશા સફલ હો!" સુમને કહ્યું!

"નિર્માણ્ય નહિ ચુકતે હય! હિમગીરીમેં જન્મ પામેલી જહાનવી, સાગરમેંજ જાતી હય! જીસ જગે અન્નોદક હોગા, જીસ જીવકા ભાવી ગોગ હોગા, વહાં જાયગી!"

"સત્ય હય! પુત્રીકા માતપિતા ઋણી હય! કહતે હય કે પુત્રી એક થાપણ હય!"

"હાં; પરન્તુ પરાઇ થાપણુ હય !

"લેકીન વ્હીકનેકે લીયે, યા વ્યાજ ખાનેકે લીયે નહિજી !" મંદારિકાએ ફરીને ટહુકો કર્યો.

"નહિ, જી ! જીસકે લીયે નિર્માણ્ય હો, ઉસ્કો દાનમેં દેનેકે લીયે !"

"સુપાત્રે દાન દેનાં, ઔર માતપીતાકોં ધર્મ બજાનાં ! ઋણુ-મેંસે મુક્ત હોનેકે લીયે ! જો યાચક મીલ જાય, ઉસ્કો દે દેનેકે લીયે નહિ !" –

"અયસાહી હોગા, બેટી ! ત્હેરાં માતપીતા અજ્ઞાન નહિ હય ! તુન્હેં હમેં શિક્ષણુ દીયા હય, પ્રભુને કાન્તિ ઔર બૂદ્ધિ દી હય, સો ધુળમેં દાટનેકો નહિ !"

"મહાભાગી પુરૂષકોં યે રત્ન પ્રાપ્ત હોગા !" સુમને કહ્યું.

"જયસે કે તુમ !" મંદાર મનમાં બોલી—

"અબ તો નિદ્રાદેવીકા મહારાજ્યમેં પ્રવાસ કરે !" માતા બોલ્યાં, ને છેવટ સર્વે ઉઠયાં !–પથારીપર ગયાં.

---

## પ્રકરણ ૧૯ મું.



### અકાળ સંયોગ !

— નથી કહેતી કદી આફત અગર હું આજ આવું છું,
રૂદન ને શોક સંગાથે ફકત બે સાથ લાવું છું;

*　　*　　*　　*

રાત્રીના બરાબર બાર વાગ્યા, ત્યાં એકાએક પિતા—માતાને કોલેરાની અસર થઇ! મંદાર અને તેના પિતાની પુરતી સારવાર ચાલુ થઇ. યાત્રાનું ધામ–ઔષધનું નામ નહિ! બે કલાકે પેલા ગૃહસ્થને ઉલટી થવા લાગી, અને મંદાર ગભરાણી! તરત સુમનને દુર કોટડીમાંથી સુતેલો ઉઠાડયો. હકીકત કહી, અને પ્રદેશમાં નિરાધાર હાલતે, આ આફતમાં મદદ કરવા યાચના કરી; સુમને ઉઠીને બનતી ઝડપે બન્ને વૃદ્ધ દમ્પતીની સારવાર કરવા માંડી, પણ રોગનું જોર અતી વધી પડયું. મહાત્માને આ બાબત ખબર કરી, મહાત્મા ત્રિકાળજ્ઞી હતા. પરંતું વ્યવહારીક જ્ઞાન સારૂં હતું. તેઓ આ રોગી નજદીક આવ્યા, અને જોતાંજ તેમણે નિરાશા બતાવી. મંદારીકા ચોધાર આંસુડે રડવા લાગી. જ્ઞાની ગૃહસ્થ સમજી ગયો. અને તરત કાગળ–પેન મંગાવી પોતાની ઇચ્છા પ્રમાણે થોડી લીટીગો જેમ તેમ લખી–અને મહાત્મા સમક્ષ પોતાની કન્યાનો હાથ, સુમનના હાથમાં આપીને કહ્યું કે–

"તુમ સ્વજ્ઞાતિય બન્ધુ હો, સો કન્યાકા રક્ષણ કરનાં—ઔર દોનુંકા દીલ એકત્ર હોજાય સો લગ્ન કર લ્હેનાં; મગર સર્વ ઇચ્છા કન્યાકી હય! મ્હેરી જાગીરી કન્યાકી હય!"

આટલું કહેતાં જ તેનો દેહ પડી ગયો, અને પળવારે સૌભાગ્યવતી માતાએ પણ દેહ ત્યાગ કર્યો. મંદારિકા કન્યા, સુમનના આશરામાં આવી. ને મૃતદેહને અગ્નિસંસ્કાર થઇ ગયો! અકાળ સંયોગ બન્યો, ને ભાવીનું પત્ર ઉઘડી ગયું! દૈવની માયાનો કોણ પાર પામે! આખરે સુમન ને મંદારિકા બનારસ તરફ રવાના થઇ ગયાં.

---

# પ્રકરણ ૨૦ મું.



## કનકની બિમારી!



### સાગર-સરિતાનો પુનઃ સંગમ.

પ્રારબ્ધ અને પુરૂષાર્થના ઉભય યુદ્ધમાં કોનો જય અને કોને પરાજય તે કલ્પિ શકાતું નથી! આખરે સમય જેને સહાય કરે, તેનો જય, અને બીજાનો પરાજય, એવું સંકલ્પીને માનવો મન વાળે છે; પણ જ્યારે હથિયાર હાથમાંથી પડી જાય છે, બળ હરાઇ જાય છે, બુધ્ધિ ઉડી જાય છે, ને કુદરત સામે થાય છે, ત્યારેજ હારેલાં મનાય છે! સીધી રીતે દુધ પીવાનું કોઇને કેમ જાણે ગમતું નહોય! સુખના સીધા માર્ગમાં પણ મનુષ્યને કાંટા વ્હેરવા ગમે છે! તેમાંજ કંઇક મોજ માને છે! પછી મુર્ખતાથી કહો, કે મગરૂરીથી કહો, પણ ઇશ્વિરી ચમત્કાર છે ખરો!

કનકરાયે હાથે કરીને પોતાના સુખવાસી સંસારમાં આગ ઉઠાડી! મધુરી જેવી માનનીય પ્રિયાના અંતરને દઝાડ્યું, અને આખરે તો તેમનેજ શરણ થવું પડયું!

સુમનની શોધ ત્યાંજ અટકી પડી. પોતાની પ્રકૃતિ કંઇક નિરાશાને લીધે, ને કંઇક અનિયમીત જીંદગી ગુજરતી હોવાથી બગડી, ને છેવટે પરિણામ એ આવ્યુ, કે પોતે પથારી વશ થઇ ગયો; એટલું છતાંયે મધુરી પ્રતિ તેનો પ્રતિરોધ ચાલુ રહ્યો. ઇશ્વરની સુકૃપાથી અંતે તેને મઠના મહંત સાથે વાતચીત થઇ, અને સુમન સબંધી કેટલીક ઉંડી ને ઉંચી વાતો સાંભળીને તેના મનનો વિભ્રમ

દુર થવા લાગ્યો! સુમનનું આ મહદ્જ્ઞાન હશે, એમ કનક જાણતો કે માનતો નહોતો. આખરે પોતાની શંકાને નિર્મૂળ કરી, અને પોતાની પત્નિને કરેલાં અપમાન માટે તેણે એક પત્ર મધુરી ઉપર લખ્યો. તેમાં પોતાની પ્રકૃતિ સંબંધી સહજ ઇશારો કર્યો.

મધુરીની હાલત તો બેચેન બની ગઇ છે. શાન્તાકુઝનો બનાવ, અને બેંકના બળાપામાં તે ઝુરે છે. તે સાથે પતિ–વિયોગનું દુ:ખ કંઇ ઓછું થતું નથી; એ દરમ્યાનમાં ભૂખે બટકું રોટલી મળે, ને તાપમાં તાડની પણ છાંય મલે, તો શાન્તિ; તેમ કનકનો પત્ર, મધુરીને મળ્યો. સુકાયલાં કમળીયાં સતેજ થવા લાગ્યાં. કરમાયલા મુખપર લાલી આવવા લાગી. કૃશ શરીરમાં લોહી ફરતું થયું, ને પોતાને જાણે નવું જીવન આવ્યું.

મધુરીએ પતિના હસ્તાક્ષર ઓળખ્યા, પત્ર છાતી સાથે દાબ્યો, ને અન્તરાત્માયે ધીરજ દીધી. પત્ર ઉમેડીને વાંચ્યો. પોતાની પર આવેલાં આળમાંથી મુક્ત થતાં હર્ષનાં આંસુ આવી ગયાં–દુ:ખ સર્વ વિસરાઇ ગયાં. પતિની પ્રકૃતિ અસાવધ અને અસુખી જાણીને મન–વેદના થઇ. તેણે પત્રનો જવાબ દેવા, અને તેમાં પોતાની સ્થિતી પણ વર્ણવવા ઇચ્છા કરી; પણ વિચાર કરતાં તેને એમ વધુ સુલભ લાગ્યું, કે પોતાથી તો નહિ બને, પણ ઘરના માણસને દ્વારિકાં મોકલી કનકને બોલાવી લ્હેવો; આખરે તેમજ નિશ્ચય કર્યો. કનકને પત્ર યા તારથી કશી ખબર ન કરી; કેમકે કદાચ હજીયે મન ફરી જાય, ને ન્હાસી જાય!–

મધુરીએ આ વૃત્તાંત પોતાના ટ્રસ્ટીને જણાવ્યો. ને તે પણ એકમત થયા, એટલે મધુરીયે પોતાના મુનીમનેજ દ્વારિકાં રવાના કરી દીધો.

મુનીમ બહુ વયોવૃદ્ધ ને જાતે ડાહી માનો દીકરો વાણીઓ હતો, એટલે ભલામણ કરવી પડે, યા સમજાવવું પડે તેમ ન હતું. તે દ્વારિકામાં ગયો. ને પત્રમાં લખ્યા પ્રમાણે ઠેકાણું શોધીને મઠમાં ગયો. આહા! એક સાહેબી ભોગવતો શેઠ કયાં, ને કેવી હાલતમાં!

કનકે, મુનિમને દુરથી જોયો, અને ચોધાર આંસુડે રડી પડયો. મુનીમે શાન્તિ આપી, બનવા કાળ બની ગયું. ગઇ વસ્તુનો શોક કે શોચ ન કરવાને સમજાવ્યું. મુંબઇના સાદા સમાચાર જણાવ્યા. અને પોતે તેડવા માટેજ આવ્યો છે, એમ કહીને થોડી લીટીનો મધુરીનો પત્ર આપ્યો, કનકે બહુ માયા અને ભાવથી લઇ વાંચ્યો, રડયો, અને મુનિમને મ્હોંડે પસ્તાવો કરવા લાગ્યો; આખરે મુનિમે ધિરજ આપીને ઉઠાડયો, અને બીજે ઉતારે લઇ ગયો; ત્યાં ક્ષૌર કરાવ્યું. વસ્ત્ર બદલાવ્યાં—અને દ્વારિકાનાથની ઝાંખી કરાવીને સ્ટીમર માર્ગે પાછા મુંબઇ તરફ રવાના થયા, સાગર–સરિતાના સંગમમાં મળી ગયા. પણ પાછો દુર્દૈવ રૂઠયો, ને સ્ટીમરને ગાબડું પડયું! આશાને કર્મની ટારપીડો લાગી ગઇ!

વાંચનાર! તું હવે શ્રમિત થઇ ગયો હઇશ. તારી આ માનીતી ને રસિલી કથાના સુખવાસી આશ્રમ તરફ નજર કરતો હઇશ!

જો, નિલગીરીના ઘાટ ઉપર જે ગુફાની અંદર મહાત્માની પર્ણકુટીમાં નીરૂ રહેલી છે, અને ત્યાં ઉગેલા ચંપકવૃક્ષ ઉપર પક્ષી, પૂર્વકથા શ્રવણ કરે છે!

આ પક્ષી તે નીરૂનો મૃતપત્ર સુરથનો વાસનાદેહ છે; જે પક્ષી-યોનિમાં અવતર્યો છે; અને પૂર્વયોગે આવી ચડયો છે! તિર્થમાં જે સર્પ, ડંસ થયો તે આ મહાત્માનો શિષ્ય હતો. સુરથના પૂર્વજન્મે તેણે પેલા શિષ્યને મારી નાંખ્યો હતો. તે સર્પ થઇને સુરથને ડંસ્યો

હતો. એ શ્રાપથી વિમુક્ત થવાને આ શુકરાજ (સુરથ) આવી ચડયો છે, તેનો નવો અવતાર પણ જોઇ શકાશે.

પુત્ર વિયોગે ને પતિ અભાવે ઘેલી બનેલી નીરૂ આખરે યોગિની બનીને, પ્રદેશ પર્યટન કરવા લાગી. રામેશ્વરની ઝાંખી કરીને આ પહાડી પ્રદેશમાં આવી ચડી–સંયોગને સંસ્કારેજ આવી ચડી–અહીં તેનાં પૂર્વ સંબંધી મળવાનાં હશે, તેથીજ આવી ચડી–અને તેણે પણ સ્વપ્ન માર્ગે દીઠેલી અને અણદીઠેલી કથા જાણી !

આપણી કથાનો આ ભાગ, અહીંજ અટકી પડયો છે. સુમન અને મંદારિકાનો સ્નેહભાવ તથા મધુરી (પ્રેમ–ઘેલી પ્રમદા) અને કનકનો સંસ્કારી સંબંધ, તેમજ નીરૂ ને સુરથ તથા ગુરૂકુળના મહા મહોપાધ્યાય ભગીરથજી વગેરેનો સંબંધ શી રીતે જામ્યો, તે હવે પછી **ત્રીજા ભાગમાં** શ્રવણ થશે. હાલ તો–બોલો રામ સીતા જાનકી, જય બોલો હનુમાનકી !–હરે રામ, હરે રામ, હરે રામ–હરે !

**બીજો ભાગ–સમાપ્ત.**

દેલવાડાકર-વાર્તામાળા ન.

# મધુરી

અથવા

# પ્રેમ-ઘેલી પ્રમદા.

સચિત્ર-હીંદુ નવલકથા.

## ભાગ ત્રીજો.

નથી દમયંતી દુષ્કર્મી છતાં ત્હોમત શીરે આવ્યું,
નથી સીતા અકર્મી કંઇ છતાં પર વાસ પરખાવ્યું;
નથી પાન્ચાળી કંઇ પાપી છતાં શીલ દુષ્ટે માપ્યું.
લખ્યું ભાવી લલાટે જે ન મિથ્યા થાય તન થાપ્યું.

## પ્રકરણ ૧ લું.

### અનાથ-મધુરી.

કયે કાળે જશે વૈભવ અને સત્તા ન કો જાણે,
કયે કાળે જશે તન આ મનુષ્યો કેમ પરમાણે!
પલક પલટાય છે રંગો પતંગોના અકળ ટાણે,
અમર આશા વિના છે ના જગતમાં કાંઇ અરમાને!

"બ્હેન! તમારા ઉપર, તમારા ભાઇના ટ્રસ્ટીની સોલીસી-ટર તરફથી એવી નોટીસ આવી છે, કે તમારે આ બંગલો, તે માંહેના ફરનીચર સાથે ખાલી કરવો!" મધુરીના પિતાની પહેડીના ભાગીયા સોલીસીટરે મધુરીને જણાવ્યું!

"તેનું કંઇ કારણ? ભાઇ તો હજી મ્હારી દેખરેખ, છાયામાં ને તાબામાં છે; ભલે, તે કદી પુનાની બોર્ડિંગ સ્કુલમાં બોરડર તરીકે છે, પણ એ મ્હારાથી જુદો નથી! તેમજ મ્હારા ભાઇના રક્ષક guardian તરીકે હું છું, પછી કંઇ પણ કારણ વિના બંગલો ખાલી કરાવવાની કોની સત્તા છે? ભાઇ હજી ઉમરમાં નથી–ને મ્હારા પિતાના વીલની રૂએ હું પોતે મુખ્ય ટ્રસ્ટી છું, માટે ગમે તો તે ચકરમ સોલીસીટરને જવાબ આપો, કે તમે કઇ સત્તાના આધારે બંગલો ખાલી કરાવવા લખો છો?"

"જરા ધિરજ ધરો! તેમણે એકાદ એલીગેશન યાને અપ-વાદ મુકીને જણાવ્યું છે, કે તમારી ચાલચલણ વિષે કેટલાક એવા પુરાવા મળ્યા છે, કે જેથી તે કાયદા મુજબ ખાલી—

"બસ કરો, મિ. ધીમતરામ! પ્રથમ એલીગેશનનો પુરાવો રજુ કરવા કહો, ને તે આધારે એમનાજ ઉપર ડેફેમેશન કેસ કરો! શું મધુરીને અજ્ઞાન ને અનાથ સમજી?"

"હા, તેમની પહેલી માન્યતાજ એ છે. તમારા ધણીએ તમને ત્યાગ કર્યાં, ને તે પછી તેમણે આપઘાત—

"કહેનાર ધૂળ ખાય છે! સ્ટીમરને અકસ્માત થયો, ને સઘળા ઉતારૂ દરિયામાં પડી ગયા–જો કે હજી કેટલાક ઉતારૂ હૈયાત હોવાની ખબર બહાર આવી છે, છતાં આપઘાતનું તોહમત મુકનાર છે કોણ? મિ૦ ધીમત! તમે તો તમારા પેટના ઉમળકાથી નથી કહેતા? માફ કરજો ભાઇ! પણ કેટલાક સમયથી હું તમારૂં મારા પ્રત્યેનું વલણ

વિચિત્ર જોઉં છું ! રખે તમે ભૂલ કરતા ! હું એકલી છું, પણ નીતિને કટારી સાથે રાખી ફરૂં છું. હું પતિ વગરની અનાથ દેખાઉં છું, પણ પતિવ્રત ધર્મને સાચવીને ફરૂં છું. હું અબળા નબળા મનની લાગુ છું, પણ વિચારમાં ચુસ્ત અને હિંમતમાં એકકી છું. આફતમાં છુ ખરી, પરંતુ હિમ્મત હારી નથી—કુલીન કુળની શરમાળ સ્ત્રી છુ ખરી, પણ સમય સંભાળીને ઘુમટને બાજુ કરી દઉં છું. વિપત્તિથ ડરતી નથી—આફતને લીધે બીજાની ઇચ્છાને શરણ થતી નથી–લાલચ કે લોભને ઠોકર મારૂં છું, દુખથી ડરતી નથી, ને વચનથી ફર ફરતી નથી !„

"એ બધું કહેવામાં છે, મધુરી !"

"વારૂ, પણ ત્યારે તમે ખરા દીલથી કહો, કે તમારી શ ઇચ્છા છે ! હું જુવાન છું, વૈભવી છું, સંકટ સહન કરવાને અશક છું, જો મને ગરીબાઇ ગમતી નથી, તો પછી તમે શું સહાય કરશે ને કયા પ્રકારે ?" મધુરીએ ધીમતને કસોટી પર ચડાવ્યો. સ્ત્રી કં પુરૂષના બળનો દારૂ કેટલો ? ધીમત ગળી ગયો, અને તેનાથી બોલ જવાયું, ખરૂં કહી દેવાયું !

"મને માફ કરે તો કહું !"

"બેશક માફ–ને તે ઉપર દયાની દક્ષણા !

"તો હું ત્હારી મોહિનીમાં દીવાનો—

"બસ–મ્હારે એજ, એટલુંજ જાણવું હતું ! મ્હારા પિતાન લુણ ખાઇ મસ્ત બનેલા નિમકહરામ કૂતરા ! ત્હારા માલેક પુત્રી પર આ નજર ! તેને ત્હારા હવસનું રમકડું બનાવવાને આ ધુર્તતા ? ધિક્કાર છે ! ફિટકાર છે ! શરમ છે ! મ્હારા પિતાએ પોતાની ઓફીસમાં રાખીને મેનેજીંગ કલાર્ક પરથી સોલીસીટર બનાવી ભાગીયો કર્યો, તે તેના કુટુમ્બને પાયમાલ કરવા ? આ

ડાણે અહીંથી ચાલ્યો જા—નીકર હું ત્હારો પ્રાણ લઇશ! મ્હારા આ સમયનો લાભ લઇને મને ફસાવા આવ્યો હતો? તું ન જાણીશ, કે હું વખતને તાબે થઇને લાલચથી લોભાઇ–લલચાઇ, ત્હારી ઇચ્છા પાળીશ! હું ભલે અનાથ અબળા છું, પણ મ્હારી ટેક અને વૃત્તમાં સબળા છું. શરમ છે ત્હારી જનેતાને! યાદ રાખજે, કે ત્હારાં પાપી કર્મનાં ફળ તું અહીં ને અહીં ભોગવીશ–જેનું લુણ ખાઇ મસ્ત બન્યો છું, જેની વિદ્યા ને ધન વડે, પરાક્રમી બન્યો છું, ને જેના પ્રતાપ વડે તેજસ્વી બન્યો છું, તે અહીંજ લુટાશે-બસ, હવે મ્હારે ત્હારૂં કાળું મોં નથી જોવું–દુર થા, ને હવેથી મારે આંગણે પગ ન દઇશ; ટ્રસ્ટીના નંબરમાંથી ત્હારી મેળેજ જો તું નીકળી જઇશ, તો ઠીક છે, નીકર હુંજ તને નોટીસ આપીને દુર કરીશ, પણ તેમાં ત્હારૂ જીવતર બગડી જશે, માટે તુંજ રાજીનામું આપીને છુટો થઇ જજે, જા—" મધુરી, વિક્રાળ વાઘણ પેઠે ગર્જના કરીને અંદર ચાલી ગઇ. અને ધીમત નીચું જોઇ રહ્યો. પૃથ્વી માર્ગ આપે, તો પાતાળમાં પેસવા જેટલી નિર્બળતા ધરી રહ્યો. ડગલું દુર ખસવા, કે નીચી નમેલી આંખે, ઉંચું જોવાને તે બળવંત બન્યો નહિ; મધુરી અંદર ગઇ, ને પોતે ચાલતો થયો, પણ બળહીણ પગલે પસ્તાવાના હૃદયે અને અશ્રુવતી આંખે!

વાંચનાર! તને ખરે નવાઇ લાગશે! આ શું બનાવ બન્યો, ને શું બનવાનું છે, તે માટે તને ખરે વિભ્રમ લાગશે. એક જાતના ઇન્દ્રજાળ યા સીનેમેટોગ્રાફની ફીલમ દેખાશે! મધુરીનો સ્વામી કનક તો સીક હોવાથી દ્વારિકાંથી મુંબઇ આવવાને સ્ટીમરમાં સ્વાર થયો છે! મધુરીનો ભાઇ, અને તેના બે પુત્રો હજી તેનીજ છાયામાં ઉછરે છે, તેવામાં આ પ્રકોપ શો?–

કામી ને લોભી માણસો હમેશાં વાઘ જેવા વિકાળ ને સદાના ભૂખ્યાજ હોય છે. લાગ આવતાં ધરાયલા છતાંયે ફાડી ખાવાની તક મેળવે છે! ધીમતરામ એક વિનોદરાય સોલીસીટરની પેઢીનો ભાગીઓ, ને મરનારનો વિશ્વાસુ મિત્ર જેવો હતો; પણ મધુરીની છુપી ચાલ ચલણપર તે શકની નજરથી જોઇને તક આવ્યે તીર તાકવાનો તાગડો તેણે રચ્યો હતો! કનક જે સ્ટીમરમાં ચડયો હતો, તે સ્ટીમર ડૂબી હતી, મધુરીનો ભાઇ બાલુભાઇ યાને બાબાસાહેબ તે પુનામાં ભણતો હતો. ને બન્ને છોકરાઓ પણ બોર્ડિંગ સ્કુલમાં ગયા હતા; એ સર્વ ઘાટ ધીમતેજ ઘડયો હતો, પણ મધુરી શું સમજે કે ધીમતનું પાપી હૃદય નિષ્ઠુર બન્યુ હશે. અંતે ધૂમાયલા ધૂમાડાએ ભડકો ઉત્પન્ન કર્યો, પણ સાચને અંતે સાચજ નીકળ્યું. ધીમત પોતાને હાથે ઉઘાડો પડી ગયો. જો કે મધુરી હાલ તો અનાથજ રહી!

આખર ભલે રહી એકલી, છાયા પ્રભુની સાથ છે,
સ્વામી વિનાની ઝુરતી માથે અનાથનો નાથ છે.
કીરતાર શીર સમર્થ તેના વૈરીયો જખ મારશે,
જેઓને રાખે રામ તેને કોણ જગ સંહારશે?

---

## પ્રકરણ ૨ જું.



### રામ રાખે-તેને કોણ ચાખે?

તોફાની દરિયે મ્હારૂં ડોલે નાવલીયું,
વિયોગી પવને ઝુલે વ્હાલું જેમ કાળજડું!—
માગ્યે થશે શું હવે ભાવી ડખકલું,
રાખણહાર રઘુરામ કરે તે ખરૂં!—

× × × ×

દ્વારિકાં અને વેરાવળ વચ્ચેનો દરિયો, ગુરૂ વગરના શિષ્ય જેવો નગુરો ગણાય છે! ત્યાં અનેક વહાણો, મચ્છવાઓ અને નાવડાં ડુબી ગયાં છે! સ્ટીમરનો પણ કોઇ વાર પત્તો મળતો નથી.

કનક અને મુનીમ બન્ને જણ દ્વારિકાંથી કચ્છ માંડવીના મેલમાં રવાના થયા. પચાસેક મૈલ ખેડતાં દરિયામાં તોફાન વધી પડયું! કેપટન બાહોશ હતો, ઇન્જીનીયર ચાલાક હતો, સ્ટીમર મજબુત હતી, અને મોસમ પણ કંઇ તોફાની ન્હોતી. પણ જ્યાં કુદરત રૂઠી, ત્યાં મોસમ, કુશળતા કે વસ્તુનો ભાર નથી; તેના પંજામાં સપડાયા પછી, તેનીજ મરજી પ્રમાણે રમવાનું રહે છે.

બરાબર મધ્યરાત્રી થવા આવી, અમાવાસ્યાનો ઉછળતો દરિયો કાળી રાત્રી સાથે ગેલ કરવા લાગ્યો, મદમસ્ત મોઝાઓ સ્ટીમરને ડોલાવવા લાગ્યા, અને ઉતારૂઓમાં કોળાહોળ થવા લાગ્યો. આખરે કેપટન મુઝાયો, ને ઇન્જીનીયર પણ હાર્યો. સોખાણીએ આશા મૂકી, અને સ્ટીમરમાં બચાવનાં જે સાધનો હતાં, તે છુટાં કરી દીધાં, બને તેટલી મદદ કરીને ઉતારૂઓનો બચાવ થાય, તે રીતે સરળતા કરી આપી— સ્ટીમરમાં પાણી ભરાઇ ગયું, ને તળીઆપર બેસવા લાગી. ઉતારૂઓ માંહેના થોડા બચવાની આશામાં હોય એમ લાગ્યું, બાકી પ્રભુના દરબારમાં પહોંચવા લાગ્યા!—

રામ રાખે તેને કોણ ચાખે?–કનકના હાથમાં એક સુથીયું આવી ગયું, પાણીમાં ડૂબકાં ખાતો ખાતો ગોળ સુંથીયાને વળગી રહ્યો, લગભગ છ કલાક સુધી પાણીમાં રહ્યો, એવામાં મુંબઇથી ઉપડેલી એક આફ્રિકા લાઇનની સ્ટીમર પસાર થઇ. તે સ્ટીમર ઘણી જંગી હતી–મધ્ય દરિયો ખેડનારી મેલ સ્ટીમર હતી. તેને આ તોફાન કંઇ વિશાતમાં નહતું; સ્ટીમરના સોખાણીની દુર્બીનમાં કનકનું ડુબતું ને અથડતું શરીર આવી અડયું, ને તરતજ તેણે સ્ટીમરને થોભાવી, બે

મિનિટમાં તો તે નજદીક આવી પહોંચ્યું! તેને જો કે હવે ભાન તો ન્હોતું! પણ સુંથીયાને વળગી રહેલો હોવાથી, તેનામાં ચૈતન્ય છે, ને સજીવ છે, એમ સંમજીને સ્ટીમરપર ઉચકી લેવામાં આવ્યો, અને ત્યાં તેની સારવાર થવા માંડી-બે કલાકે તે શુદ્ધિમાં આવ્યો-અને ભાગ્યદેવી આફ્રિકા પહોંચી ગઇ—આહા!—

આરંભ્યાં અધવચ રહે, હરિ કરે તે હોય! કનકને કયાં જવું હતું, ને કયાં ભાગ્ય અથડયું! મરણમાંથી બચીને પણ પ્રભુ જાણે હજી આ સ્થુળ શરીરપર કેવા કેવા આઘાત પાડવાનો હશે?—હાલ તો તેને રામની રક્ષા થઇ, અને સ્ટીમર આફ્રિકા રવાના થઇ ગઇ.

કનકને શુદ્ધિ આવ્યા પછી શું થયું, તે હવે પછી જાણીશું, પણ તે પહેલાં મધુરીની સ્થિતિ કેવી દુર્ઘટ થઇ પડી, તે તપાસી લઇએ.

---

## પ્રકરણ ૩ જું.



### અવદશાના શિખર ઉપર.

મહા દશા ભોગવતાં બચપણ ગયું, અને જુવાની વીતિ! મા-બાપ-પિયરનાં લાડ ભોગવતી કૂળવધુ, પતિગૃહમાં નિવાસ પામી, ને ત્યાં પણ સુખની ઘડીઓ વિતાવી; જ્યારે ના કાંઇ પિયરમાં રહ્યું, કે ન કોઇ સાસરામાં રહ્યું, ત્યારે ભાગ્યદેવીએ, જગતની આંખે ચડેલા રાજવૈભવને નિંદવાનો સમય બતાવ્યો. એવા સંજોગમાં આપણી વાર્તાની સુશીલ ને કુશળ નાયિકા મધુરીને સપડાવી, કે તેને કોઇ સ્થળે સલાહ—શાન્તિની નાંખી નજર ન રહી, કે ન કોઇ પોતાનું રહ્યું! માત્ર કેટલાંક અદેખાં કુટુમ્બીઓ, મુડદાંની વાટ જોતાં ગીધડાં પેઠે

જીવતાં રહેલાં હતાં. ને તેઓ આ ટાંણે, બિચારી મધુરીની અવદશા જોવાને તૈયાર હતાં.—

રંક મધુરીનાં માબાપ ગુજરી ગયાં. અને પતિ પણ પ્રવાસે ચાલી ગયો—અંતે પુણ્યનો થર આડે આ૦યાથી, તેને સન્મતિ સુઝી, અને વતન-ગૃહ તરફ પાછો આવવા ઉપડયો, પણ ત્યાં તો માગમાંજ સ્ટીમરને તોફાન નડયું, અને મધુરીના ભાગ્યપર દાવાનળ પ્રકટયો!

પ્રભાતમાં મુંબઇનાં વર્તમાનપત્રોએ કોળાહળ મચાવી દીધો-કચ્છ-માંડવી અને દ્વારિકાંની સ્ટીમર મેલ ડુબી ગઇ, અને અને સ્ટીમરની ઓફીસને બારણે કાળી બોર્ડની નોટીસ લાગી ગઇ!

અનેક આશાવંતો જનોના જળ-નિવાસથી મુંબઇ અને કાઠિયાવાડ દેશાવર ગાજી રહ્યો. કેટલીક જાન-વર અને જાંનયાથી સંધાયલી હતી; કેટલીક નવયુવતીયોં પરણીને પહેલીજ પતિને મળવા મુંબઇ આવતી હતી. કેટલાંક જોડલાંઓ લગ્નપ્રસંગનો મહિમા ચાખી આવતાં હતાં. અને કેટલાક નવયુવકો મુંબઇ નગરીની ઉદાર વેપાર-રાજનીતિનો લાભ લ્હેવાને વતન મુકીને નીકળ્યા હતા. સર્વનો આજેજ અંત આવવાની અશુભ ઘડી હશે. ને તેથી સ્ટીમર ડુબી ગઇ.

કનકરાય પણ આ સ્ટીમરમાં હતો. જો કે તે તો બચવા પામ્યો, પણ મધુરીની અવદશા થઇ. મધુરી, બે બાળકની માતા હતી. પોતાના એકના એક પિતા-વારસ ભાઇની તે રક્ષક હતી. અને આશાધાર સ્વામીની સગુણી ભાર્યા હતી. તે આજે અમુક સંજોગે વૈધવ્ય દશાના શિખર પર ચડી ગઇ.

સ્ટીમરમાં કનક ને મુનિમ ચડયા હતા. એ ખબર મુનિમે તાર મારફતેજ મધુરીને જણાવી હતી. ને સ્ટીમર ડુબી ગઇ, એ વાત ચોકસ હતી. પછી સવાલ માત્ર એટલોજ રહ્યો હતો કે તે સ્ટીમર

માંથી કોઇ બચવા પામ્યું છે કે નહિ? આ સવાલની ચર્ચાનો અંત કે પુરાવો મળ્યો ન હતો. પણ એટલું જણાયું હતું કે કેટલાંક પેસેન્જરને બચવાનાં સાધનો મળી ગયાં છે. આ સાધનભૂત એક કનક કાં નહિ હોય? એ માત્ર કલ્પિત આશાએ–મધુરીને ચુડીકર્મ* કરવું મુલ્તવી રહે, તો તેમાં નવાઇ ન હતી!

જગતમાં કંઇ અદેખાં ને નીચ નિંદાખોરોનો તોટો નથી. પારકાનું બુરૂં થવાથી જો કે તેમને કશો લાભ હોતો નથી, છતાં તે જોઇને આનંદ માનતા લાગે છે! સ્વભાવનું ઓસડ નથી. ને અદેખાઇનો અંત નથી.

મધુરીનું સૌભાગ્ય, તેનો સ્વતંત્ર વૈભવ, અને તેની શાન્તિ પર, અનેક માણસોને અદેખાઇ આવે, તો તેમાં કંઇ નવાઇજ નથી. મધુરી સર્વ વાતે સુખી હતી. પોતાના બે રામ–લક્ષ્મણ સમાન પુત્રો, ગૃહસ્થાશ્રમ ધર્મને અનુકૂળ નોકર–ચાકર, નિવાસ અને ધન હતું: શરીરે સર્વ આરોગ્ય, ને પતિવ્રતી પ્રમદા હતી. લોકલજ્જામાં નિપુણ, વિદ્યા કળા વિલાસી, અને સભારંજન હતી. વિવેક વ્હાલ અને વિચારમાં વ્હાલી હતી. માત્ર તેનાપર આફત આવી નહોતી, ને આવતી નહોતી, તેથી નિંદાખોર કુટુમ્બજનોને પેટમાં પીડ કે ચુંક લાગતી હશે; પણ તેની એ આંતરડી તૃપ્ત થવાનો પ્રસંગ આવ્યો! કાગડો વળી કયે દહાડે ગંદા અને ઉચ્છિષ્ટ અન્ન વિના રહે છે, યા કા–કા વિના કઠોરત્વ તજે છે!!

---

* આર્ય સંસારના ધર્મ રિવાજ મુજબ, લગ્ન વેળાએ સૌભાગ્યવતી સ્ત્રીના હાથમાં દંત–વલ્લી નાંખવામાં આવે છે. જ્યાં સુધી તે સ્ત્રી–હાથમાં દેખાય, ત્યાં સુધી, કોઈ પણ સુજ્ઞ જોનાર તેને સૌભાગ્યવતી કહી શકે; પતી ગુજર્યા સાથેજ એ ચુડીઓનો નાશ કરવામાં આવે છે.

"મધુરી હવે શી વાટ જુએ છે? જો સુધરેલી હોય, તો તે ન્યાતમાંથી નોતરૂં બંધ કરાવે. યા નાતરૂં કરે! શા માટે પતિ મુઆ પછી મુંડણ નથી કરાવતી? શા માટે ચુડીઓ નથી ભાંગતી? શા માટે રાંડી રાંડનો વેશ નથી રાખતી?" એ રીતે નવરી અભાગણી રાંડીરાંડ જાતીલી સ્ત્રીએ હુબાળો કહાડયો!

"બ્હેન, એ સુધરેલાં ઘરનાં દીકરી ને વહુ! તેને વળી રંડાવાનું શું? ધણીને કયે દહાડે ધણી કરીને દાર્યો છે? એ તો જીવતેજ રંડાયા જેવું છે!' બીજી બોલી—

"એ બધું ઘરમાં ભલે ચાલે! ન્યાતજાતના વહેવાર અને ધર્મકર્મના નિયમ પ્રમાણે તેણે ચુંડી કર્મ તો કરવુંજ પડે! નાશિક મુંડન કરીને શ્રાદ્ધ કરાવા જવુંજ પડે! તે પછી ભલે તેને ગમે તો નાતરૂં કરે?"—

આ વાત ચકલે ચૌટે ચાલી! કોઇ પણ રીતે મધુરીનું સૌભાગ્ય ચુંથાવવું, ને તેને નિસ્તેજ તથા નિર્માલ્ય બનેલી જોવી, એજ ન્યાતીલાઓને ઉમેદ ચડી—પણ છેવટે કેટલાંક સમજુ કુટમ્બોએ એકદમ આ કામ કરવું મુલતવી રખાવ્યું! જ્યારે કોઇ નિંદાખોરોનું ના ચાલ્યું, ત્યારે એમ પણ બકવા કીધો, કે અડદનું પૂતળું કરીને મરનાર કનકને અગ્નિદાહ કરવો જોઇએ! સ્ટીમર ડૂબી છે, હવે પછી તે બચી ગયો હોય, તો કંઇ દૂર દેશાવર દરિયામાં સ્ટીમર ગરક થઇ નથી; પાંચ દશ દહાડે જીવતા હોય તો કિનારે નીકળી પડે! કચ્છ કાઠિઆવાડનો કિનારો લાંબો કે ઉંડો નથી—માટે મુંડનક્રિયા તો થવી જોઇએ। તેમનાં સ્વગોત્રીય જનો કંઇ સ્નાન વિનાનાં નહિ રહે! તેમને સુતક લાગે, ત્યારે તે શું ધર્મ-કર્મના પાપમાં પડી રહે? શાસ્ત્ર રીતિએ સૌએ ચાલવું જોઇએ. આજે તે, ને કાલે બીજાં; ન્યાત જાતમાં સૌ સરખાં! શું તે પૈસાવાળી છે, તેથી તેને રાંડવાનું નહિ?"—આ રીતે બીજે અપવાદ લાગુ પાડયો—ન્યાતનો ધારો અમલમાં

મુકાવાને પ્રતિસ્પર્ધી જનોએ તકરાર ઉઠાવી–મધુરીની હિમાયતમાં માત્ર તેના પિતાની પેઢીનો ભાગીયો ધીમતરામ એક માનવામાં હતો પણ ધીમતની દાનત બુરી હતી. જો કે તેણે કંઇ ફાંફાં મારવામાં, ને મધુરીને છુપી રીતે સતાવામાં બાકી રાખી ન હતી, ને મધુરી તે વખતથીજ ચેતી ગઇ હતી–પણ ન્યાતના કેટલાક સમજુ આગેવાન ગૃહસ્થોએ મધુરીની હિમાયત કરીને છ માસની લાંબી મુદ્દત પછી યથાયોગ્ય કરવાનું ઠરાવ્યું હતું! ધીમત પાછો પડયો હતો. ને તેથી તે વિનોદરાયના ટ્રસ્ટી તરીકે, તેમજ મધુરીના એક સલાહકાર તરીકે હવે તેનાજ વિરૂદ્ધ કામ કરવા લાગ્યો હતો. કોઇ પણ રીતે મધુરીને પોતાને શરણે લઇને છેવટે જો મધુરી માને તો પુનર્લગ્ન કરવા, તથા સર્વ મીલ્કતનો સરદાર થવાને તૈયાર હતો. પણ અંતે પાપીનું મોં કાળું થયું હતું, ને સતીઆની બોલબાળા થઇ હતી.

જો કે મધુરીને ન્યાત–જાતથી તો છુટ મળી હતી, પણ તેના હૃદયમાં જે ઘા પડયો હતો, તે વિસરાય તેવો ન્હોતો; આ એક બળવંત ઝેરી ઝુરાપો હતો, તે તેમાં ધીમત જેવો હડકાયો સલાહકાર સોલીસીટર સાપ પેઠે સામે થયો હતો. મધુરી, અવદશામાં દીન ગુજારતી હતી, કનક તો આફ્રિકા પહોંચ્યો હતો, હવે સુમનનું શું થયું, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૪ થું.



### સુમન અને મંદારિકા!

નદી–નાવ સંયોગનાં અપૂર્વ ભાગ્ય–વિહાર;
ક્યાંની રાણેક દેવડી–ક્યાંનો રાવ ખેંગાર—

× × × ×

"મંદારિકા! તમારી વિલક્ષણતા જોઇને મને ખરે આનંદ અને આશ્ચર્ય થાય છે. તમે થોડાજ દિવસના સહવાસમાં ગુજરાતી સારૂં શીખી ગયાં! લખતાં-વાંચતાં તો શીખ્યાં, પણ બોલતાંયે શીખી ગયાં!"

"મને ગુજરાતી વાંચવા-લખવાનું સામાન્ય જ્ઞાન તો હતુંજ! હું મ્હારા પિતાજી સાથે મુંબઇનું એકઝીબીશન જોવા ગઇ હતી. આપણા નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ પધાર્યાં હતાં, તેમનાં દર્શન કરવાને ગઇ હતી. અમે મુંબઇના જાણીતા વિનોદરાય સોલીસીટરને ત્યાં ઉતર્યાં હતાં-તે મ્હારા પિતાના એક મિત્ર હતા—

"આહા! હવે મને યાદ આવે છે. તમારા અંગ્રેજી શિક્ષણના ફતેહ માટેજ એક બંગાળી મેગેઝીનમાં વાંચ્યું હતું, તમારો ફોટો પણ જોયો હતો, ને હું તમારી—

"હિમાયતમાં હતા, કે શોધમાં!—

"બન્નેમાં-મને મધુરીએ—

"મધુરી બહેનને તમે ઓળખો છો?"

"ઓળખો છો-કહો છો?" સુમનની આંખમાં આંસુ આવી ગયાં. તેણે તરતજ પોતાની હાથની વીંટીમાં છુપાવેલો મધુરીનો બારીક ફોટો કહાડીને બતાવ્યો

"આ તો મધુરી બહેન? ત્યારે તમે તેને ચાહો છો?"

"હા-એક બહેન તરીકે!-" સુમનના હૃદયમાંથી આજે વધારે સ્વચ્છ શબ્દ નીકળી પડયા; મંદારિકાને વ્હેમ ન પડે, ભાવીનું આશા-નાવ, અંધારે ખડકમાં અથડી ન પડે, માટેજ તે બોલી ગયો.

"ત્યારે તો હવે બેવડી મજાહ પડશે. મધુરીબ્હેનના પ્રસંગ-માંજ હું કંઇક ગુજરાતીનું જ્ઞાન સંપાદન કરી શકી છું. કોઇ વાર

પત્ર વ્યવહાર થનો–ને વધારે તો મને દેલવાડાકરની કિન્ડરગાર્ટન વાંચનમાળાએ બહુજ સરળતા શીખવામાં કરી આપી. આજના ખુલાસાથી મને વધારે આનંદ થયો ! પણ ત્યારે હવે તમે મને તમારૂં વૃત્તાંત સ્પષ્ટ નહિ કહો ? આપણાં લગ્ન થાય, તે પહેલાં, મ્હારા હૃદયની શાન્તિ નહિ કરો ? આપ આ યોગી વેશે કેમ નીકળ્યા છો ?"

"તે વૃત્તાંત તમને મધુરી બ્હેન કહી શકશે. હું એવા પ્રકારનો દુઃખિ માણુસ છું, કે જે મ્હારે મ્હોડે કહેવામાં સાર નથી."

"હું પ્રદેશી છું. તમે પણ તેવાજ છો. આપણી કુદરતી ભેટ અને પિછાણથીજ માત્ર આપણે સંસારી જીંદગી શરૂ કરીએ, તે પહેલાં પ્રેમનાં પગથીયાં ગણીએ, અને પછી જીવન મહેલમાં ચડવાનું શરૂ કરીએ તો ?"–

મંદારિકાએ લાંબી નજર દોડાવી–

"જો તેવી શંકાજ હોય. તો મધુરીને પત્ર લખવો, ને તે પછી તેના ખુલાસાપર ભરૂસો રાખીને આપણે જીંદગીથી જોડાવું !"

"બેશક, પણ હું એટલું માગી લઉં છું, કે તમારે હાલ તેમને પત્ર ન લખવો; મ્હારા પત્રનો પ્રત્યુત્તર આવે, ત્યાં સુધી થોભવું ! દુઃખ ન લાવશો ડીયર, હરિશ્ચન્દ્રની કસોટીનું સત્ય પારખવાનું છે, વિશ્વામિત્રે એજ રીતે વસિષ્ઠને બાંધી લીધા હતા–ઇન્દ્રના દરબારમાં ચોખ્ખી રીતે કરાર કરવામાં આવ્યો હતો, કે હરિશ્ચન્દ્રની કસોટી કરતાં તે રાજાને કાને, મુનિયોની સરત સંબંધી કંઇ પણ વાત જવીજ ના જોઇએ–ને તેવીજ હું તમારી જોડે સરત કરૂં છું !"

– "બેલાશક ! કદી મ્હારી સ્ત્રીને પણ–" સુમનથી વિચિત્ર બોલી જવાયું !

"ત્યારે શું તમારી સ્ત્રી હૈયાત છે ? " –મંદારિકાએ ચમકીને પુછ્યું. !

"ના–હા–અરે, મ્હારાથી કંઇ કંઇ બોલી જવાય છે. કહેવાનો અર્થ એ છે કે મધુરી તો મ્હારી વિશ્વાસુ બહેન છે. પણ કદી મ્હારા માટે, એક મ્હારી સ્ત્રીને પણ પુંછો, તો તે મ્હારા સત્યાગ્રહની વાત કહી દે. પછી કદી તેની વિરૂદ્ધ પરિણામ આવતું હોય, તો પણ કહી દે. કેમકે મ્હારાંમાં દોષનો ભય હોય, ત્યારે કની ? " સુમને આ બધું ધડકતી છાતીગે કહ્યું, તેને શોક ઉત્પન્ન થયો. પોતાના છુપા માર્ગ માટે શંકા થઇ, પણ બાજી પ્રભુ હાથ મુકી—

આ પ્રસંગ અહીંજ અટકી રહ્યો. મધુરીને પત્ર લખીને પુછાવવાનું, ને ખુલાસો આવતાં સુધી લગ્ન પ્રસંગ લાવવાનું મુલતવી રાખ્યું. હજી મધુરી તરફથી ભલામણનો ખાસ પત્ર મળે, તે પહેલાં તો મંદારિકાનો એક પિતરાઇ વંશજ ઉભો થયો. મંદારિકાના પિતાના વારસ તરીકે તેણે મીલ્કત મેળવવાનો, ને કાયદા પ્રમાણે મંદારિકાને કબજે લઇ, તેને વરાવવાનો દાવો કોર્ટમાં દાખલ કર્યો. બનારસની કોર્ટમાં હીંદુ–લો જોતાં **"મયુખ"** સ્મૃતિ પ્રમાણે. વારસા હિસ્સાનો ચુકાદો થતો હતો, ને તેથી પુત્રીને વારસો આપવાનું ધોરણ શંકાશીલ હતું- આ દાવાથી પણ સુમનને મંદારિકાનાં લગ્ન વચ્ચે વિઘ્ન આવી પડયું. જ્યાં કુદરતને અણગમતી–ભેદયુકત વાત પ્રકટે ત્યાં આ રીતેજ વિઘ્ન નડે છે–સુમનની ઇચ્છા યા દાનત ફકત મંદારિકાને વરવાની, ને તાકીદે વારસો લઇને સ્વદેશ રવાના થવાની હશે, પણ કુદરત જુદુંજ ધારતી હશે. ભલે કદી મંદારિકા એક વીરમતીનો વાસના–જન્મ હોય, પણ લ્હેણા–દેણી તો હોય, તેટલી લ્હેવાય ! પ્રભુ ઇચ્છા બળવંત છે. !

---

# પ્રકરણ ૫ મું.

## આખરે આફ્રિકાના ટાપુમાં!

જ્યારે આફ્તકાળ આવે, ત્યારે ચારે દિશા ઘેરાયલીજ હોય!
" અભાગીયો જો ખેતી કરે, બળદ પડે કે પોતે મરે!"

કાઠિયાવાડના સહજ તોફાની દરિયામાંથી કઠણ કાળે ઉગર્યાં, તો આફ્રિકાના કિનારામાં ફરીને આફ્ત આવી! અહીં સૂર્ય આથમીને ઓટ થયો–તો વળી ત્યાં ઉદય અને ભરતીની આશા શી?

તોફાનમાં તોફાન મળ્યું. લગભગ દશમે દિવસે આગબોટ ઉછળી–મોજાં સાથે ગેલ કરવા લાગી. ત્રીજે દિવસે કનક કંઇક શુદ્ધિમાં આવ્યો. સ્ટીમરમાં બે ત્રણ મોહમેદન ઉતારૂ હતા. હીંદુઓ તરીકે એકાદ સુતાર ને બીજો કડીયો હતો. સારે ભાગ્યે તે બન્ને જણાએ કનકને મદદ કરી. જોકે કનક માત્ર ફ્રુટ સિવાય કંઇ પણ લ્હેતો ન હતો. ને તે સ્ટીમરવાળા તરફથી મળતું હતું–મમ્બાસા સ્ટીમર જવાતી હતી, પણ તોફાન અને પવનથી તે ઘેરાવા લાગી. બીજી તરફથી ધુમસ અને ઝાકળથી બરફના ખડકોમાં અથડાઈ ગઇ; અને એકવીસમે દીવસે ઘણીજ ખરાબ હાલતે, એક ટાપુમાં નાંગર કર્યું, અને તે પણ સ્ટીમર તો ત્યાં દબાઇજ રહી. કેમકે કોલસો ને પાણી ખૂટી પડયાં હતાં, તેમ ખરાબાને લીધે સ્ટીમરને કેટલુંક નુકશાન થયું હતું. માત્ર સહી સલામત ઉતારૂ બચી ગયાં, ને સ્ટીમર લાધી ગઇ–ડૂબી ન ગઇ, કે ગુમ ન થઇ, એ અહો ભાગ્ય!—

– આ ટાપુમાં થોડાએક બોયર્સ અને શીદીઓ વસતા હતા. ભૂખમરાથી પીડાયલા છતાં ટાપુનાં ફળ–ફળાદિ અને કાચાં માંસથી ગુજારો

કરતા હતા, મચ્છી અને તેવાજ ખોરાક ઉપર જીવતા હતા; સ્ટીમર-વાળાએ પેસેનજંરોને એટલી ધિરજ તથા મદદ આપી, કે સ્ટીમરને સમાર કામ કરવાનું છે, જ્યારે તૈયાર થશે, ત્યારે મફત લઇ જવામાં આવશે; પણ ત્યાં સુધી ખોરાક વગેરે તેમણે પોતાને માટે તજવીજ કરવી; આ આધાર ઉપર ઉતારૂઓનો વિશ્વાસ કે ધિરજ રહી નહિ, અને ટાપુ તરફ ચાલ્યા;–પણ દેશી ભાઇઓએ અજાણ્ પ્રદેશમાં જવું ક્યાં?–કિનારા પરથી તો પાંચ જણ સાથે ચાલ્યા–પરંતુ ઝાડ–ગુફા અને પહાડ–ટેકરાની કદણોમાં તે છુટા પડી ગયા–થાક અને ભૂખથી, તરસ ને નિર્બળતાથી ભૂલા પડી ગયા–કનક માત્ર એક આફ્રિકન કુટુમ્બના નિવાસમાં જઇ ચડયો.

આફ્રિકાના જંગલી પ્રદેશોમાં સ્ત્રી–પુરૂષો મ્હોટે ભાગે અર્ધનગ્ન જેવી જ હાલતમાં રહે છે; અને તેનો ખ્યાલ ચિત્રદ્વારા પણ મળી શકે છે.

કનકના અવળાં ભાગ્યે આખરે આ ટાપુ સાંપડયો. જાંબુ પેરૂ અને તાડનાં ઝુંડોમાં, પહાડ અને ટેકરા ચડી ચડીને અને કંઇ કંઇ રેતીનાં રણ ઉલ્લંઘીને થાક–ભૂખ અને પરિશ્રમથી બ્હાવરો બની ગયો–ભૂલો પણ પડી ગયો.

આ ટાપુઓમાં સિંહ, વાઘ, વાંદરાં અને રીંછનો ભય કંઇ થોડો ન્હોતો, કનક એ ભૂમિકામાં જઇ ચડયો–આ સ્થળમાં થોડાં મેવાનાં ઝાડ હતાં. જાંબુ પાકેલાં હતાં–કનકે તે થોડાં લઇને ખાધાં–અને પાસેના એક ન્હાના વહેતા વહેળામાંથી પાણી પીધું. પણ તેટલા-થીજ તેના જાનની સલામતી રહી નહિ! ઉન્હાળાનો સખ્ત તાપ પડતો હતો, અને તેના ઉકળાટથી સિંહો તરફડતા, પાણીનો વહેળો શોધતા ફરતા હતા, તે ત્યાં આવી ચડયા. હવે કનકનાં હાંઝાં ગગડી

ગયાં. દુરથી સિંહની બૂમ સાંભળી–મોત નજીક આવતું જોયું. આ જંગલી જનાવરોના મુખનો ઘાતકી ભોગ થવા કરતાં જળદાહ સારો હતો, એમ કલ્પી લીધું, પણ હવે તે વિચાર નકામા હતા; ભય અને મૃત્યુ વેળાએ હિમ્મત રાખવાની જરૂર હતી. કનક તરત એક ઝાડ ઉપર ચડી ગયો. નીચે સિંહો અને ઉંચે વાંદરાં શોરબકોર કરવા લાગ્યાં; આખરે મોતના પંજામાં તો હતોજ–જરા લાગ મળતાં નીચે કૂદી પડયો. અને એક ખીણના અંતર ભાગમાં છુપાઇ બેઠો; આજુ-બાજુ જોતાં તેને ભોંયરા જેવું લાગ્યું. જીવતોડ મહેનતે આખરે ભોંયરામાં પ્રવેશ કર્યો. મુખડાપરથી થોડો પ્રકાશ પડયો, ત્યાં સુધી તો અંધારાનો ભય ન લાગ્યો, પણ પછીથી તેને બ્હીક લાગવા માંડી; પાછો હઠવા તજવીજ કરતાં કુદરતીજ ભોંયરાનું બારણું યાને મુખડું બંધ થયેલું લાગ્યું. હવે શું કરવું? હિમ્મત રાખીને જરા આગળ વધ્યો, એટલે અજવાળું લાગવા માંડયું. કંઇક તેને ચન્દ્રના પ્રકાશ જેવું લાગ્યું. રાત્રી લગભગ શરૂ થયલી હતી–ભોંયરાના કોઈ આડા ભાગમાંથી તે પ્રકાશ આવેલો લાગતો હતો, ને તે ઉપરથી એમ સાબીત થયું, કે કોઇ પણ મુખડું હોવુંજ જોઇએ. આશાના પવન વેગે તે આગળ વધ્યો, અને જેમ જેમ વધતો ગયો, તેમ તેમ પ્રકાશ મળતો ગયો. નજદીક જતાં દીવો દેખાયો. આહા! અહીં આફ્રિકન દેવીનું સ્થાન જોયું. કેટલાંક જંગલીઓ નાચતાં જોયાં–દેવી જાણે હસતી–ખુશ થતી જોઇ! કનક તો એક તરફ છુપાઇ ઉભો રહયો, પણ તરતજ દેવીએ તેની સમસ્યામાં જાણે કહી દીધું હોય, કે કોઇ પ્રદેશી માનવી આ ગુફામાં આવી ચડયો છે! તરતજ એ લોકો આસપાસ જોવા લાગ્યાં. તેઓ જંગલી અવસ્થામાં હતાં. તેનો ગુહ્ય ભાગ માત્ર છાલથી આચ્છાદિત થયલો હતો, બાકી તો ખોટાં ખરાં મોતી અને સાચા સોનાના ગંઠ્ઠા અને કડાં, કલ્લાં અને બંગડીઓથી શરીરો ભરેલાં.

હતાં. કનક તો ગભરાયો, ને છેલ્લે પકડાઇ ગયો. ભક્તજનો ખુશ થતા થતા દેવીની કને તેને લાવ્યા, અને ભોગ લ્હેવાને દેવીને વિનતી કરી!

કુદરતી કોપ અથવા ગમે તે કારણે પણ દેવીના મ્હોંમાંથી એવું નીકળ્યું, કે આફ્રિકા પ્રદેશમાં એક સ્થળે રક્ત રેડાય છે, તે મ્હારા પ્રકોપનુંજ પરિણામ છે; જ્યાં સુધી તે રક્ત બંધ ન થાય, ત્યાં સુધી નવીન પ્રદેશનું રકત પીવા મારી ઇચ્છા નથી!

કનક તરત વેળા તો બચી ગયો, પણ તે પછી તેનુ શું થયું, તે હવે પછી જાણીશું!

વાંચનાર! તમને યાદ આપવાની જરૂર છે, કે ટ્રાન્સવાલમાં બોયર લડાઇ ચાલતી હતી, અને તે પ્રસંગે આપણી માનવંત બ્રિટીશ સલ્તનતને લડાઇમાં ઉતરવું પડયું હતું; એ લડાઇની સીધી કે આડી રીતે સમજાવટ–પટાવટથી જે અંત આવ્યો, તેમાં ત્યાંના ઇન્ડીયનો પણ દુ:ખી થયા હતા. અને ચોકસ હક બાબતમાં જે અસહ્ય પ્રસંગ આવ્યો હતો, તે વેળા આપણા કાઠિયાવાડી વીરનર શ્રીયુત ગાંધીએ જે બચાવ કર્યો હતો, તેની યાદ આ સ્થળે આપવી યથાયોગ્ય લાગે છે.

---

## પ્રકરણ ૬ ઠું.



### સત્યાગ્રહ પ્રતિ મહાશય ગાંધી.

જીવ્યા કરતાં જોયું ભલું,
ખાવા કરતાં ખોયું ભલું;

× × ×

જીવનની ઉચ્ચ રેખા અને મહાત્મશાળી પ્રારબ્ધનો અંક લખાવી લાવેલા, આપણા મહાત્મા મોહનલાલ કર્મચન્દ ગાંધીના આફ્રિકાના

સત્યાગ્રહની પ્રતિજ્ઞા, આપણા ભારતના વીરમંડળમાં સદાકાળ સજાગૃત રહી છે ! સ્વર્ગસ્થ ગોખલે અને ફીરોજ મહેતાના ભગીરથ પ્રયત્ન, આપણા અખંડ હૈયાત મહાત્મા દાદાભાઇના અનુકરણીય ગણાઇને સ્વર્ગમાં વિરાજતું ભારતમંડળ પણ તેની બોલબાળા વદે છે! અને એજ રીતે નિર્મળ, નીડર, ને નિસ્પૃહ જીવન ઝુલાવીને મહાશય ગાંધીએ દેશીઓનું હિત કર્યું છે, તેનો આભાર ભારતથી ભૂલાવાનો નથી. શરીર દમન કરવું, ઇન્દ્રિયનિગ્રહ કરવો, અને જીવનને નિર્મળ બનાવવું, એ સત્યાગ્રહનો મહિમા, મિ. ગાંધીએ આપણને પ્રમાણસહ પ્રત્યક્ષ બતાવી આપ્યો છે. અનાજથી ઇન્દ્રિયોના અંકુરો, કદી નિરંકુશ થઇ શકતા નથી, ને તે માટે ઋષિ–મુનિજનોનાં વૃત્તપાન, ને ફળાહાર, માનસિક પૈષ્ટિકતા આપે છે, એટલુંજ નહિ પણ એ ઉર્ધ્વ વૈરાગ્ય, જનક વિદેહી સમાન, આ સંસારમાં રહીને મુક્તિપદ આપી શકે છે, આ ભારતીય ધર્મગ્રંથોનો સિદ્ધાન્ત અમલમાં મુકી બતાવ્યો છે. મિ. ગાંધીના આ આત્મિક ગુણો માટે આપણે પ્રશંસા કરવાની અગત્યજ નથી.

"હીરા મુખસેં ના કહે, યહી હમારા મોલ !" હાથકંકણને આરસીની જરૂર નથી, સૂર્યનાં કીરણને પ્રકાશ આપવાની જરૂર નથી. સત્પુત્રનાં વખાણ કરવાની જરૂર નથી, તાવેલાં સત્તાણુંનાં સુવર્ણને ઓપ લગાડવાની જરૂર નથી.

ત્રાન્સવાલમાં કોળાહોળ થયો, હાલના આપણા ઇન્ડીયા ઓફીસના વડા પ્રધાન મિ. ચેમ્બરલેન તે વખતે બ્રિટિશ આફ્રિકા પ્રદેશના પ્રધાન હતા. વાક્ચાતુર્યતાના બળે, બોયરો સામે યુદ્ધ ઉત્પન્ન કરાવ્યું હતું, ને છેવટે જય મેળવ્યો હતો; તે વેળાએ આપણા ભાગ્યવંત સપુત ભારતીય વીર ગાંધીએ ત્યાંના દેશીઓપર આવેલી આફ-

તમાં, કારાગૃહનું દુષ્ટ સેવન કરીને સ્વદેશ બન્ધુઓ તરફથી અસહ્ય કષ્ટ સહન કર્યું, અને સત્યાગ્રહને પકડી રાખીને છેવટે આપણી માનવંત બ્રિટિશ સરકારની છાંયામાં નિર્ભય વ્યવહાર શરૂ કરી દીધો.

नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके
जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन ।
इति महति विरोधे मूयमाने समाने
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्त्ता ॥

વાંચનાર ! આફ્રિકા નિવાસી હિન્દીઓનાં દુઃખ દારિદ્ર ટળ્યાં, પણ કનકની શી વલે થઇ, તે તરફ લક્ષ દઇએ; અને તેમના જીવનની કંઇક નવીન રેખા જોઇએ !

---

## પ્રકરણ ૭ મું.

### કનક ઉપર આફ્રિકન દેવીની પ્રસન્નતા.

કોઇ પ્રચંડ ભાગ્યયોગે આ આફ્રિકન દેવી આપણા હીંદી જવાન ઉપર પ્રસન્ન થઇ ગઇ ! કનકરાય ભૂલ્યો ભટક્યો જે ગુફામાં જઇ ચડ્યો, અને જે જંગલીઓના હાથમાં સપડાતાં, ભોગમાંથી બચી ગયો, તેના ઉપર દેવી એકદમ પ્રસન્ન થઇ ગઇ; પેલા જંગલી ભક્તોને દેવીએ સુચના કરી, કે એ તો કોઇ સ્વર્ગીય માણસ છે, માટે તેનો યથા ઘટીત સત્કાર કરવો. કનકનાં ભાગ્ય તો કનક જેવાં થઇ ગયાં. જંગલીઓ તેને પગે પડવા લાગ્યાં, સ્ત્રી પુરૂષો તેના આશિર્વાદ ચાહવા લાગ્યાં, અને કોઇ ફળ તો કોઇ ફૂલ અને કોઇએ જળપાન લાવી હાજર કર્યાં. કનકે સમયસુચકતા વાપરીને દેવીને માન આપ્યું. પોતે દેવીને પગે પડયો; અને જે કંઇ

પ્રસાદી આવી, તે પ્રથમ દેવીને ચરણે મુકવાને કનકે ઇશારત કરી–એથી દેવી વધારે પ્રસન્ન થઇ. તેને લાગ્યું, કે આ કોઇ કુલીન અને શ્રદ્ધાવાન માનવી લાગે છે. દેવીભકતે જ્યારે ઇશારતમાં કનકની સ્થિતી પુછી, ત્યારે કનકે સમજાવ્યું, કે પોતે મહાદેવીનો ભકત છે; સ્વપ્નામાં દેવી આવ્યાથી હું દર્શનનીજ ઇચ્છાએ આ પહાડી પ્રદેશમાં ફરતો આવ્યો છું. આ સમસ્યાથી દેવી વધારે હર્ષિત થઇ, અને પોતાના ભકતને ન્યાલ કરી દેવાની ઇચ્છા કરી–ભકતજનોને હુકમ કર્યો, કે આ માણસને સોનું, હીરા અને માણેકની ભેટ કરવી. તરતજ જંગલી આફ્રિકનોએ ખીણમાંથી કાચું સોનું, ને અણોલ હીરાની ટોપલી લાવી આપી. કનકે તેમાંથી થોડી થોડી પ્રસાદી, પણ ગર્ભિત ધન જેવી લઇ લીધી. આ પ્રસાદી લઇને, દેવીને પગે પડીને આંખમાં આંસુ લાવી, ઇશારતથી સમજાવ્યું, કે મહાદેવી! તમે પ્રસન્ન તો થયાં, પણ આ વસ્તુ મ્હારે ક્યાં અને કેવી રીતે સંતાડીને લઇ જવી? મ્હારૂં વતન બહુ દુર છે. અને એ સ્થળમાં જતાં, અનેક પ્રદેશો ઉલ્લંઘવા પડશે; તેમ કરતાં, ને મ્હારી આ હાલત જોતાં, આ કિમ્મતી પ્રસાદી જોઇને, બીજા પ્રદેશી લોકો મને ઉલટો હેરાન કરશે!" આ મનેચ્છા જાણીને, દેવીએ તેને સમસ્યાથી સમજાવ્યું, કે તું નિર્ભય રહે! ત્હારે જ્યાં જવું હોય, ત્યાં આંખ મીંચીને સ્મરણ કરી લ્હે, એટલે તું ત્યાં પહોંચી જઇશ. મ્હારા પાર્ષદો, તને પવન–વિમાનમાં પહોંચાડી દેશે! વળી જ્યારે મ્હારી જરૂર પડે, ત્યારે યાદ કરજે." કનકને તો પ્રભુ પાયા! તેણે તો આંખ મીંચીને મધુરીના મેળાપનું સ્મરણ કર્યું, કે વિમાનથી પળ–વિપળમાં તે હીંદ ભૂમિના ટાપુમાં આવી ચડ્યો!

---

# પ્રકરણ ૮ મુ.



## મળી દૃષ્ટોદષ્ટ! ભવાટવીની ભ્રમણા!

"મધુરી બ્હેન! તમારા આગમનથી અમને બહુ આનંદ અને સંતોષ થયો, પણ તમારી આ ચમત્કારીક અવસ્થા જોઇને મને અતિ પરિતાપ થયો છે!" મંદારિકા બોલી.

"મ્હારાં ભાવી, મંદાર બ્હેન! પણ પેલું કોણ? મ્હારા વ્હાલા સ્વામીનાથ તો નહિ?" મધુરીએ કનકને જોયો, દૃષ્ટે દૃષ્ટ મળી ગઈ, અને વ્યાકુળી વિભાવરી બોલી ઉઠી.

"પ્રેમઘેલી પ્રમદાની વિભ્રમણા તો જુઓ?" મંદારિકાએ સુમનને કહ્યું—

"મધુરી! તને ભ્રમણા થઇ છે કે શું? કનકરાય તે અહીં ક્યાંથી હોય! અને જો જીવતાજ હશે, તો—

"જીવતાજ છે, મેં તેનેજ જોયા, મ્હારી દૃષ્ટિ ખરી છે"

"સ્વપ્નામાંયે આ બનાવ ભલે સત્ય પડે!—

"પણ તે ક્યાં ન્હાસી ગયા!" મધુરી ચોમેર જોવા લાગી.

"બહેન! તને જો તેમણે જોઇ હશે, તો જરૂર તે તને મળવા આવશેજ!"

"પણ તેને ક્યાંથી એમ ખબર હોય, કે હું પાપીણી, અરે અભાગિણી—દુઃખિણી મુંબઇ તજીને બનારસમાં, વખ્ખાની મારેલી, છતે પતિએ એક વૈધવ્યતા વેઠતી અહીં આવી છું! કલંકનો કાળો ડાઘ લઇને, શત્રુના વૈરનું બલિદાન થઇને અહીં આવી છું! મને શોધવા જવા દો ને!"

"નારે ના—તું કરતાં હુંજ જઇશ—" સુમને કહ્યું.

"પણ તેટલામાં તો તે ચાલ્યા જશે!—" મધુરીએ ગભરાતાં કહ્યું.

"દુનિયાનો છેડો ધર ?"

"જો ઘેર જશે, તો નક્કી તે મરી જશે. મ્હારા વૈરી તેને ગમે તેવું સમજાવશે, ને હું ન્હાસી ગઇ છું, એમ કહેશે, તો વધારે તેને દુઃખ થશે !"

"ત્યારે તો હું શોધી લાવું, તું નિરાંતે બેશ !"

"હું સાથે આવું તો !"

"અધીરી મધુરી ! આમ ગાંડી–ઘેલી કેમ બની છું ?"

"મને હવે ધિરજ નથી રહેતી, સુમન ! મને મ્હારા નાથને મળવું છે."

"પણ તે પોતેજ હશે ત્યારે કની ?"

"છે, મેં બરાબર જોયા છે !"

"તો તે તને જોયા પછી કેમ ચાલી ગયો ?"

"તે કોણ જાણે–પણ મેં જોયલા મ્હારા પતિજ હતા. મને ને તાકી તાકીને જોતા હતા !"

"જો તેમ હોત, તો જરૂર તે અંદર આવત, યા તને સમશ્યા કરીને પણ બોલાવત !" –

"તે કદાચ સંભ્રમમાં અચકાઇ ગયા હોય, પણ હવે મને જવાદે, યા તું મ્હારી સાથે ચાલ–

સુમન અને મધુરી આ રકઝક કરે છે, ત્યાં જાણે આ ગેબી સ્વર સંભળાયો–

> કનક કટોરી કર ચડી, ધરી સુધા મુખસાથ;
> પણ પર નર વશ જોઇને, ઢળી પડી છે હાથ !
> કનક ગયો કરથી હવે, ફૂટયું કર્મ કપાળ;
> હાથ ચડેલો હીરલો, ગયો પ્રભુ દરબાર !

કનકનાજ આ શબ્દો જાણે મધુરીને કાને પડયા હોય, તેમ તે ચોંકી ! ખરે આ સ્વર અનાયાસે મધુરીને કાને પહોંચ્યો. જ્યાંથી સ્વર આવતો હતો, તે તરફ દોડી, પણ કનકને ન જોયો. વ્યાકુળી–

નિર્બળ પ્રમદા ઠેસ-ઠોકર ખાઇને મુર્છિત થઇ દરવાજા કનેજ પડી; સુમન અને મંદારિકાએ તેને બેભાન હાલતે ઉપાડી લીધી, અને તેની સારવાર થવા માંડી ! વાંચનાર ! તને ખરે વિસ્મય લાગશે ! આ મધુરીના પૂર્વ ભાગની શરૂઆતમાં તો તેં આ સુખવાસી ઉભય જોડેલાંને નિલગિરીની શિતળ ટેકરી ઉપર જોયાં છે-અને અહીં તો આ અકાળ ઉત્પાત–દાવાનળ પ્રકટયો છે, તો તેની શાન્તિ કેમ થઇ શકે ! ખરે, એ વાર્તા જાણવાની તારી અધિરાઇ વધશે, તો ઉત્તર ભાગ તરફ જરૂર નજર કરજે, ત્યાં તને આ સુખવાસી જોડલાંનો સુખસંસાર જોવા મળશે. ને તેથી ત્હારો આત્મા ઠરશે. કયાં નીલગિરી ! કયાં આફ્રિકા ! કયાં મુંબઇ, અને કયાં બનારસ ! નીરૂ કયાં ? સુમન કયાં ? કનક કયાં ? ને મધુરી કયાં ? દૂર્બીનમાં જુઓ તો એકત્ર, અને ભાગ્યમાં વિખૂટાં ! ઇશ્વરની ગતિ અદ્દભૂત છે; કર્મયોગ વિચિત્ર છે !–હાલ તો આ પૂર્વ કથા ભાગ અહીંજ સમાપ્ત થાય છે.

બીગરી કોન સુધારે,

નાથ બીન–બીગરી કોન સુધારેરે !

સત્ય જો કે બહુ મોડું પ્રકટે છે, પણ તેથી પાપ કંઇ અચળ રહેતું નથી.

Innocence are Paity is not always successful in this world. Shakespeer.

"નિર્દોષતા અને પવિત્રતા હમેશાં નિયમ તરીકે ફતેહમંદ ઉતરતી નથી." પરંતુ આખરે સત્યનો જય છે.

**પૂર્વ ભાગ સમાપ્ત.**

આ કથાનો "**ઉત્તર વિભાગ**" તરફ વાંચનારે લક્ષ આપવું. તેનું નામ શું ?

**ઉત્તર—મધુરી.**

॥ ॐ ॥

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા-નં. ૨૫.

# ઉત્તર-મધુરી

અથવા

# પ્રેમ ઘેલી પ્રમદા.

સચિત્ર—નવલકથા.

ગીતિ.

જોડી વિણ જનમ વૃથા જગ જાણુ;
પુષ્પ જેમ સુગંધ વણ પરમાણુ—
નયન કમળ દળ બેઉ બન્યાં પણ નહિં કીકીની તાણુ;
સુંદર ચન્દ્રવદન પણ અંદર નહિ નાક નિશાન—
વિકટ વાટ સંસાર તણી ત્યાં સુખનો એક વિશ્રામ;
ભવ-જંગલમાં મંગળરૂપે જોડી છે જળ ધામ.

"ધોળસાજી"

લખનાર તથા છપાવનાર,
ગોપાળજી ક. દેલવાડાકર.
કિન્ડરગાર્ટનીસ્ટ—મુંબઈ.

વિ. સ. ૧૯૭૬. ઈ. સ. ૧૯૨૦.
દ્વિતીયાવૃત્તિ-પ્રત ૧૦૦૦.
કિં. રૂ. ૧.

"નર-નારી સંગમ અહીં તહીં જ્યાં જોઇએ,
ઉપર-નીચે ને આસપાસ બસ હોયે;
કહે, સૂર્ય એકલો, નહિ! નહિ! એ તો;
સંગે નિજ સલુણી **પ્રભા** દેવી સહ રે'તો—
કહે ચન્દ્ર એકલો, ના-ચન્દ્રિકા સુસંગે,
નભ સંગે તારા રમે અટલ નવરંગે—
સાગર પણ સરિતા સંગે,
તરૂ રહે લતા સહ અંગે;
મીન જલ વળ પળ ન પ્રસંગે,
નથી સુખી એકલું આ સંસારે કોઇ એ;
જોડા વણ જુક્તિ જીવનની ન પરોઇએ—

**( મરાઠી કાવ્યનું અનુકરણ.)**

× × × ×

**शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।**
**न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वथा ॥**

"જે કુટુમ્બમાં સ્ત્રી, પત્ની, દુહિતા, સ્નુષા વગેરે સમ્બંધવાળી સ્ત્રીયો દુઃખિ હોય છે, તે કુળ, તત્કાળ વિનાશ પામે છે; પણ જે કુટુમ્બમાં તેને દુઃખ નથી હોતું, તે કુળમાં હમેશ ધન-ધાન્ય ને સંપત્તિ-સન્તતિ વૃદ્ધિ પામે છે." **भृगु-संहिता** (મનુ-૩-૫૭)

# અર્પણ.

ભવસાગરની ભાગ્ય યોગિની !

સૃષ્ટિનાં સાચાં સુખોનો સંચય કરીને, સંસ્કાર
સુધી સ્નેહ સંપાદન કરી, શાન્તિ—ગેહમાં
સ્વામીની સેવા લઈ, મુક્તિ—પદ પામનારી
સુશીલ સુંદરીઓ ? સ્વર્ગના ઉંડાણ
આત્મારામ પદને પહોંચતાં સુધી,
અભિલાષ રક્ષક લેખક, આ
ગ્રંથ, દેવી—સ્નેહે અર્પણ
કરેછે. તે ગ્રાહ્ય
કરશો !

લેખક.

# પ્રસંગાનુભૂતિ !



પ્રાચીન ઐતિહાસિક અને પુરાણીક કથાઓથી સમજાય છે, કે પૃથ્વીપર ભાર થવાથી, યા દૈવી કોપ ઉત્પન્ન થવાથી દેવ-દાનવોનાં મહાયુદ્ધ પ્રકટાય છે; અને જીવ-પ્રાણીના ઉધ્ધાર અર્થે, ગીતામાં જણાવ્યું છે, તેમ યુગેયુગે પ્રભુને અવતાર ધારણ કરવા પડે છે ! આ દંતકથાઓ, માત્ર સાંભળવામાં યા વાંચવામાં આવે છે. વાયુવેગી વિમાનો, આત્મસંયમથી જણાતા અગમ-નિગમના બનાવો, અને યોગી-મુનિયોનાં ત્રિકાળજ્ઞાનની વાતો સાંભળીયે છીયે; પણ હાલના બનાવો તરીકે, પાશ્ચિમાત્ય રણયુધ્ધના સમયની જે જે નવીનતા જોવા જાણવામાં આવી છે, તે ઉપરથી જણાય છે, કે ભારતના વીરજનોમાં શોધકશકિત અનુપમ હતી ખરી, ને તે કાળે કરીને લોપ થઇ ગઇ છે !- અસ્તુ ! હાલના વિગ્રહથી. હાલ ભારતમાં અન્ન-પાન મેળવવાનો આધાર, પાશ્ચિમાત્ય બુધ્ધિબળનાં સાહિત્ય સાધનો ઉપર રહેલો છે તેને લીધે, કાગળો, રંગીન કપડાંઓ, અને તેવાં બીજાં સાધનોની મોંઘવારીમાં, પુસ્તકો પ્રકટ કરવાનું કેટલું કઠીણ થઇ પડયું છે, તે અનુભવી જાણી શકે છે. જે દેશોની પેદાશ છે, ત્યાં પણ વર્તમાન-પત્રો ને પુસ્તકો છપાતાં અટકી પડયાં છે, ને તેના પરિણામે, આપણે પણ મોંઘવારીમાં પુર્ણ ધસડાયા છીયે, છતાં વાંચકવર્ગને યથાઘટીત વાંચન પુરૂં પાડવાનો પરિશ્રમ ચાલુ રાખ્યો છે. આશા છે કે આ બીજી આવૃત્તિનીયથાઘટીત કદર અને સત્કાર થશે !—(સં. ૧૯૭૩, ઇ. ૧૯૧૭.)

**મધુરી** અથવા પ્રેમ-ઘેલી પ્રમદાના નવીન **ઉત્તર-ભાગ** તરીકેજ આ ભાગ હોવાથી, અનુસંધાન પ્રસંગમાં, કેટલાક અન્ય લેખોને અનુકુળ સ્થાન આપવામાં આવ્યું છે; ને જ્યાં જ્યાં તે પ્રસંગ આવ્યો છે, ત્યાં ત્યાં તેમનો આભાર માનવામાં આવ્યો છે, ને અત્રે પણ સન્નિષ્ઠાથી, સદુપદેશ દાખલ, જનહિતાર્થે ઉપયોગ કરવા છતાં, પુનઃઉપકાર માનવાનું ભૂલી જવું જોઇતું નથી.

જેઠ- ૧૯૭૬.<br>
જુલાઇ-૧૯૨૦. } લેખક.

ॐ શ્રી.

ડેલવાડાકર-વાર્તામાળા નં. ૨૫ (A)

# ઉત્તર-મધુરી

અથવા

# પ્રેમ-ઘેલી-પ્રમદા.

સચિત્ર સંસારી નવલકથા.

## ઉત્તર-ભાગ.



ધન્ય ધન્ય એ દિવ્ય દમ્પતિ સંપતિમાં સુખ માણે;
વિપત્તિમાં જે પ્રિત-સરવર જળ, પ્રેમેથી પી જાણે.

"ધોળસાજી."

## પ્રકરણ ૧ લું.



### સંસાર-સરોવરપર વિરલ-હંસા!

"જાનકી મૈયા? તમારો પોપટ શું માણસની વાણી જેવો પઢતો બોલતો અને વાત કરતો હતો?" મંદારિકાએ પુછ્યું.

"ખરે, કોઇ દૈવી જીવ તો ખરો!" મધુરીએ વિસ્મય થઇને કહ્યું.

"**गतं न शौचामि कृतं न मन्ये**" ગઇ વસ્તુનો મનમાં કદીયે શોચ ન કરવો. જળના પ્રવાહ પેઠે, વાયુના વેગ પેઠે સર્વ વસ્તુ ફરતીજ રહે છે. ઝાડોને નવપલ્લવો, પુષ્પો અને ફળો આવે છે, અને પાછાં ખરી પડે છે; જન્મ મરણની એજ રીતે પરિક્રમા થાય છે! કર્મ પ્રમાણે અનેક જાતિ–વિજાતીયમાં અવતાર લ્હેવા પડે છે. એક બીજાના રૂણાનુબંધ પ્રમાણે વૈરયોગ કે સ્નેહ—પ્રસાદી મેળવે છે; જેમ પ્રભાતનાં કીરણો, સાયંકાળ થતાં અસ્ત થઈ જાય છે, તે રીતે દેહ અને પ્રાણનો, તેમજ સ્નેહી અને સંબંધીઓનો વિમોહ–વિયોગ થઇ જાય છે. જગત પોતાનું કરીને માને છે—મનાવે છે પણ કોઇ કોઇનું નથી. માયાના પ્રભાવે સુખ–દુઃખ માની લ્હેવામાં આવે છે. શોક અને હર્ષની એ દૈવી લીલા છે, પશુ હો, કે પંખી હો, માણસ હો, કે જડ પદાર્થ હો, પણ સ્નેહનેજ દુઃખ છે! "**स्नेहानिमूलानि दुःखानि !**"—જાનકી મૈયાએ હૃદયનો ભાર, અને અનુભવનું દ્વાર જાહેર કર્યું, મધુરી અને મંદારિકાના મનને બહુ આનંદ થયો।

"મૈયા! તમારે તો હવે કોઇ પણ રીતે, કોઇ પણ જગ્યાએ પવિત્ર મન અને પૂર્ણ સંતોષ સાથે નિર્મળ જીવન પુરૂંજ કરવું છે, તો અમારે ત્યાં નિવાસ કરીને, અમને કૃતાર્થ નહિ કરો?" મંદારે ઘણા પ્રેમભાવથી નિમંત્રણ કર્યું. નીરૂ ઘડીભર નીચું જોઇ રહી, અને અંતર અતી શોકથી ભરાઇ આવતાં—અશ્રુધારા ચાલવા માંડી.

"માજી! તમે તો રડો છો! શા માટે? શો શોક સાંભરી આવ્યો?" મધુરીએ દયાર્દ્રવચને પુછ્યું.

"કંઇજ નહિ! પણ મને સંસારનાં સુખ–દુઃખ સાંભરતાં આ ક્ષણિક દેહને હવે પુનઃ વ્યથામાં નહિ નાખવો, એ નિશ્ચય ઉપરજ મેં અશ્રુપાત કરીને વનવાસ લીધો છે!"

"મૈયા! આપને કોઇ પણ રીતે ગ્લાની થાય, એવો અમારે ત્યાં પ્રસંગ નહિ આવે! તમારા સહવાસથી અમને બહુ આનંદ

થશે. જીવન કૃતાર્થ થશે, અને અમારા સંસારમાં ફળદ્રૂપ સુધાવૃક્ષનો પવન, આત્માને શિતળ કરશે!" મંદારિકાએ આગ્રહ કર્યો.

"બ્હેનો! આજ જે સમય છે, તે કાલે નથી; આજે જે સ્નેહ અને લાગણી છે, તે સાંજે નથી. ને હમણાં જે વિચાર છે, તે ઘડી પછી નથી! આપણે સ્ત્રીજાત છીયે. પરબન્ધનમાં જીવન ગાળીયે છીયે. આપણો દેહ, પ્રકૃતિ અને ધર્મ સ્વતંત્ર નથી. બાળકપણમાં મા બાપની છાંયામાં, યુવાન સમયે પતિની સેવામાં અને વૃદ્ધકાળે પુત્રના તાબામાં રહીને જીવન ગુજારીયે છીયે. જો એમ છે, તો પછી પતિની ઇચ્છા વિના, આજ્ઞાવિના કંઇ પણ સ્થાયી વિચાર અમલમાં મુકી ન શકાય, તેનો વિચાર કરજો!"

"અમારા પર અમારા પતિનો પવિત્ર અને સ્વર્ગીય પ્રેમ ભર્યો વિશ્વાસ છે, મૈયા! ને અમને પણ તેમનો ભરૂસો છે, કે તેઓ અમારી ઇચ્છા અમાન્ય નહિ કરે." મધુરી અને મંદારિકા બન્નેએ સમજાવ્યું.

"સંસારી વિટમ્બના ભોગવવાની અને સ્નેહનાં બળથી જે જે વ્યથા ઉત્પન્ન થાય, તે તે સહન કરવાની શક્તિ ધરાવીને રહીએ, તોજ સુખી થઇ શકીએ; પણ અનેક આડા-અવળા સંજોગો આવ્યાથી કામ ક્રોધ, લોભ, મોહ અને મત્સર આપણને વિકૃત બનાવી દે, તે વેળા આપણે પરવશ બની જઇએ છીયે, ને પ્રારબ્ધનો કોઇ અવળો યોગ આવ્યાથી આપણી આશાનુ ગાડું અવળુંજ ચાલવા માંડે છે; આ સર્વ પ્રપંચો અને વિકારી માર્ગમાં મને શા માટે લઇ જવાનો આગ્રહ કરો છો?" મૈયાએ સમજાવ્યું.

"પણ અમને ઘેર બેઠે ગંગા ક્યાંથી મળે?" મંદારે કહ્યું.

"એ જળ-પાન તમે કરી શકશો?" જાનકીમૈયા બોલી.

"નિર્મળ અને પવિત્ર પાન કોણ અભાગી ના કરે?" મધુરીએ પ્રત્યુત્તર આપ્યો.

"ત્યારે હું વિચાર કરીને કહીશ. આજે તમે તમારે આશ્રમે પધારો. મ્હારે સ્નાન–સન્ધ્યાનો સમય થયો છે, વિદેહી ગુરૂના આત્માના કલ્યાણ અર્થે આહુતિ આપવી છે, સાયંકાળ થવા આવ્યો છે."

"દેવી! નિશ્ચય ફેરવશો નહિ, અમારો સત્કાર સ્વીકારજો." "અને અમને સ્ત્રીબોધનો ઉપદેશ કરજો. અમે તમારાં ઋણી અને આભારી થઇશું." મંદાર અને મધુરીએ, જતાં જતાં નમીને બે હાથ જોડીને કહ્યું. અને છુટાં પડયાં!

વાંચનાર! તને આશ્ચર્ય લાગશે! મધુરીના આગલા પૂર્વભાગમાં તેં આ મનોહર અને માયાળુ પાત્રોને અવદશાના ખડકો ઉપર અથડાતાં જોયાં છે, અને ફરીને પહેલાજ પ્રકરણમાં નિલગીરીના સ્થાનમાં અસલ દૃષ્ટિએ નિહાળવા માંડયાં છે, તેનો ભેદ અને ચમત્કાર શો છે, તે જાણવાની આતુરતા તમને અતિ વધી પડતી હશે! ચિન્તા નહિ! ડોકટરો અવશાન સુધી આશા આપીને અંતરના ભેદને આમ તેમ ડોલાવે છે! વકીલો, મુકદમાના છેવટના વિરૂદ્ધ ચુકાદા પછી પણ વરિષ્ટ કોર્ટની અપીલમાં જીતવાની આશાઓ આપતા રહે છે; દરદી અને અશીલ બન્ને બિચારાં તણાયાંજ જાય છે, તો પછી આપણે માત્ર વાંચનના પરિણામની ધિરજ કેમ ગુમાવીશું? હાંક સુલેમાન ગાલ્લી, અલ્લાહ સચ્ચા હય! પ્રારબ્ધ અને પુરૂષાર્થ સાથેજ છે. ધિરજનાં ફળ મીઠાં છે!

ત્હારી નજર–આરશીમાં છેવટ જે સીનેમેટોગ્રાફીક સીન ત્હેં જોયો, તેમાં બનારસની પવિત્રભૂમિકામાં મંદારિકાના નિવાસની અંદર મધુરી તથા સુમનને, તથા કનકના ભાવદર્શક પ્રતિબિંબને પણ જોયું છે; તો તે પ્રસંગનો પુનરૂદ્ધાર કેમ થયો, એ તરફ નજર કરીએ.

---

# પ્રકરણ ૨ જું.



## નિર્દોષ ભૂલનો મહાન ભોગ!

" મધુરી બ્હેન ! તમે બહુ નાજુક મનનાં છો ! તે દહાડે તમને એકાએક શું થઇ ગયું ? તમારા પતિ તમને સાંભરી આવ્યા હતા, કે શું ? "

" મંદારિકા ? પડે તે જાણે ! મારી નજર એટલી હદ સુધી ભૂલ કરે તેવી નથી, પણ આ તો જોયલી વાત પણ ખરી ખોટી પડી ! જો કે હજી મને તો સંદેહ છેજ, કે મેં જોયલા તે મ્હારા સ્વામી જ હતા ! "

" અને કદી હતા, એમ તકરાર ખાતર માની લઇએ, તો તેથી શું ? "

" તેથી શું ? જો તે એમ જાણે, કે હું મ્હારૂં આશ્રમ છોડીને અહીં ચાલી આવી છું, ને તે પણ બાળકોને અંદર એકલાં મૂકીને, તો તેના મનમાં મ્હારે માટે શું વિચાર આવે ? "

" પણ તમે એટલુંયે કલ્પી શકતાં નથી, કે તેઓ અહીં ક્યાંથી આવે ? અહીં આવે, પણ અહીં કંઇ દરિયો તો નથી ? અને ધારો, કે કદી મુંબઇ આવી ચડયા હોય, તો તારથી ખબર આપે, પણ વળી કંગાલ હાલતે અહીં તે એમ આવે ? વળી તમે કહો છો, તેમ તેમના મનમાં હવે શંકા જેવુંયે નથી; અને સુમનરાય અહીં છે, તેમ પણ તે જાણતા નહિ હોવા જોઇએ ! વળી તમે કહેલું કે સુમનરાયના સંબંધ માટે તેમને ખોટી શંકા છે, તો તે પણ હવે રહેલી નથી, એમ તેના દ્વારિકાંથી આવેલા માંદગીના પત્રથી તમને જણાયું છે; માટે આ સર્વ હકીકત જોતાં તમારે ભય રાખવાનું કંઇ નથી, મધુરી બ્હેન ! "

" તોપણ મને થોડા વખતમાં રજા આપો. મ્હારા બે પુત્રો અને બાબાભાઇ મુઝાતા હશે ! "

" તમે આવ્યાં, એજ જો કે મ્હારા પર તો આભાર થઇ ગયો છે, પણ થોડા વધુ દિવસ રહેશો, તો અમને બહુ આનંદ થશે ! "

" હું કંઇ ઉપકાર કરવા આવી નથી. મ્હારી હાલની દશા ઘણી કફોડી છે, અને મ્હારાં બે બાળકોને અહીં સેન્ટ્રલ કોલેજમાં મુકવાનો વિચાર હોવાથી તથા સુમન અહીં છે, તે જાણીને કેટલીક સલાહ લેવા આવી છું ! તેમાં એક પંથ ને બે કાજ, તમારૂં નામ પણ સાથે જોડાયું, પછી દુધમાં સાકર મળી; પણ હવે મ્હારો જીવ અધીરો થઇ રહેલો છે, બાળકો એકલાં છે. માટે મને રજા આપો, બહેન । "

" ભલે, તમારી ઇચ્છા પ્રમાણે કરીશું, પણ તમે મીસીસ બીઝંટને મળ્યાં ? તમને તેમણે શી મદદ અને સલાહ આપી ? "

" તેમણે મ્હારાં બાળકોને મોકલવાને સલાહ આપી.

" બીજું નવું શું જોયું ? "

" તેવું તો કંઇ નહિ, પણ મ્હારાં વીરમતી બહેનનો ભલો પુત્ર ભગીરથ ભેટી ગયો, એ મ્હોટો આનંદ થઇ ગયો ! "

" ભગીરથ તે કોણ ? વીરમતી કોણ ? "

" મ્હારા સુમનભાઇનાં આગલાં પત્નિ, જે જાપાનમાં પરણ્યા હતા, તેનો એકનો એક પુત્ર ભગીરથ ! બિચારી ભલી બાનુ, પ્રસુતિમાં ગુજરી ગઇ ! "

" અરેરે, મા વિનાનું બાળક કેવું દુઃખી થયું હશે ? "

" ના–સુમનભાઇનાં હૈયાત પત્નિ નીરંજની બહેન એવાં વિદ્વાન ને શાણાં છે કે, તેમણે પોતાના પુત્ર સુરથ પેઠેજ ભગીરથને ઉછેર્યો છે ! "

" ત્યારે નિરંજની બહેન કયાં છે ? "

"તેનો કશો પત્તો નથી, પણ—

"ત્યારે સુમનરાયની પત્નિ હજી હયાત છે ખરી?"

"હા......ના—પણ શું તમે તે હકીકતથી બીનવાકેફગાર છો?" મધુરી ચમકી—વાતમાં વિઘ્ન પડયું.

"હા, ને તે માટેજ મેં તમને પત્ર લખ્યો હતો. સારે નસીબે તમે આવી ચડયાં. હવે મને તેનો ખુલાસો કરો, ને સલાહ આપો, કે મ્હારે શું કરવું?"

"સુમનભાઇને પરણવું! હવે બાકી શું રહ્યું છે?"

"બધુંયે! હું હજી તદન પવિત્ર છું. મેં હજી તેમને પતિરૂપે કદી પણ ચાહ્યા નથી, કે બોલાવ્યા નથી. મ્હારા ગાર્ડિયન તરીકે તેઓ રહે છે. અને અમારે શરત થઇ છે, તેમાં જો બન્નેના પાસા સવળા પડે, તોજ લગ્ન થઇ શકે!"

"ત્યારે હજી તમારે બાજીનો દાવ પુરો કરવાનો છે?"

"હા! સુમનરાયે હજી મને કશી હકીકત જણાવી નથી. માત્ર તે તો યોગીરૂપે જ હરદ્વારમાં, સંતના આશ્રમે મળી ગયા. કર્મયોગે મ્હારાં માતપીતા અકાળ ગુજરી ગયાં. ને સુમનરાય ત્યાં હાજર હોવાથી તે મને સોંપી ગયા—પણ લગ્ન માટે કંઇ હાથ આપી ગયા નથી! હવે ધર્મ પ્રતિજ્ઞાથી કહો, કે સુમનરાયના મનમાં પાપ ન કહેવાય?

"તેમાં પાપનો સવાલ નથી. ભગીરથની માતા હયાત હતાં, ને નિરૂ બહેન ગુમાયલાં પાછાં સાંપડયાં હતાં! હાલ તે ગુમાયલાં જ છે. ને કદી સાંપડે, તોયે તમને શી હરકત છે? એ બાઇ અદેખી કે અળખામણાં નથી. તે તમારી સેવા ઉઠાવે તેવી છે!"

"પણ એવા સંજોગમાં આવવું શા માટે જોઇએ?

"તે તમારી મરજીની વાત છે. ભાગ્યયોગ બળવાન છે."

"ભગીરથ પુત્ર અહીં છતાં, તેમને તેઓ મળ્યા હોય, એમ પણ લાગતું નથી—કેવા કઠોર?"

"કદાચ તેને ખબર નહિ હોય! કેમકે ભગીરથ તો હરદ્વાર ગુરૂકૂળમાં હતો!"

"હશે, પણ ત્યારે તમે કહો છો, તેમ નિરંજનીનો પુત્ર સુરથ કયાં છે?"

"તે મા–દીકરાની મને ખબર નથી. હું તો હાલમાં મ્હારી વ્યાધીમાં પડી છું. પરંતુ મ્હારી તો તમને એ સલાહ છે, કે સુમનરાયથી તમે સુખી થશો. કેમકે તેમનો તમારા પ્રત્યે ચાહ છે. એકવાર મેગેઝીનમાં તમારો ફોટો આવેલો, તે મને બતાવેલો હતો. ને ઇચ્છા પણ જણાવી હતી. વળી તમે મુંબઇ આવ્યાં, ત્યારે પણ કદી જોયાં હશે, માટે સ્નેહનાં લગ્ન સુખકર ગણીને શુભ મુહુર્ત જોઇ સુખી થઇ જાઓ!"

"હાલ તો સુમનરાય રજપુતાનામાં ગયા છે, ને વળી મ્હારે કુટમ્બ કલેશ ચાલે છે; પિત્રાઇઓ કોર્ટે ચડેલા છે, તેનો નિવેડો આવ્યા વિના હું લગ્ન કરી શકું, તેમ પણ કયાં છે બ્હેન!"—

"પ્રભુ સૌ સારૂં કરશે, પણ કહો, મને કયારે મુંબાઇ જવાની રજા આપશો?"

"સુમનરાય આવ્યા પછી હું એકલી કેમ રહી શકું!"

"તે તો ઉદયગઢના મહારાજાની મહેમાનીમાં તલ્લીન થઇ ગયા હશે; રાજ્ય–પરોણાનો ભરૂંસો નહિ!"

"ત્યારે પ્રભુ ઇચ્છા–પણ મને તમારી વર્ણવેલી વાત ઉપરથી એમ લાગે છે, કે મ્હારો નિવાસ મુંબઇમાં થવો અશકય છે. જો સુમનરાયની પત્નિ હૈયાત હોય, તો કદી પણ હું લગ્ન નહિ કરી શકું! તેમજ તેમણે પોતાની ધર્મપત્નિનો ત્યાગ કર્યો હોય, અને બાળકો પ્રત્યેની ફરજ પણ વિસરી ગયા હોય, તો લગારે વિશ્વાસ રાખી

ન શકુ; કેમકે મ્હારે માટે પણ તેવો પ્રસંગ કાં ન આવે?" મંદારિકાએ દુખાતા ને દુભાતા દીલે પોતાની પ્રિય સખી સમજીને, મધુરી કને ખુલાસો કર્યો—

"ભાવીયોગ મિથ્યા થવાનો નથી. પ્રભુએ સર્વ માટે, સર્વ વસ્તુ નિર્માણ્ય કરી છે; જાપાનમાં ક્યાંથી સ્વજ્ઞાતિની કન્યા મળી શકે? હરદ્વાર ને બનારસમાં તમારો ભેટો ક્યાંથી થઇ શકે? વિધીલેખ બળવાન છે. માટે હાલ ખોટા સંકલ્પ ન કરશો. પ્રભુ સૌ સારૂં કરશે. સુમન સાથે તમારો લગ્નયોગ નિર્માણ્ય થયો હશે, તો તમારા સંદેહ કંઇ કામ આવવાના નથી. માટે ધાર્યું દૈવનું થવા દો, ને તેમના પર ભરૂંસો રાખો! આ જુવોની અમારા ભાગ્યે જળમાં આગ ઉત્પન્ન થઇ છે, છતે ધણીયે વિધવા અવતાર આવવાનો દેખાય છે, તેનું કેમ કરીએ? માટે પ્રભુ ઇચ્છા બળવાન છે!"

હજી આ પ્રકરણ ચાલે છે, ત્યાંજ મુંબઇથી અરજન્ટ ટેલીગ્રામ આવ્યો, અને મધુરીને ત્યાંથી ઉપડવાનું ઠર્યું. મંદાર બહુ દીલગીર થઇ, કેમકે સુમનનો સહવાસ પસંદ કરવાનું વિમાસણ રૂપ થઇ પડયું.

---

## પ્રકરણ ૩ જું.



### મંદારિકાને મધુરીની ભેટ?

"બ્હેન મંદાર? તમારો ને મ્હારો પરિચય જો કે બહુજ થોડો છતાં, તમારી ઉચ્ચ મનોભાવના, અને પ્રેમાળ હૃદયથી મ્હારા મન ઉપર ઉંડી છાપ પડી ગઇ છે; અને હું આશા રાખું છું, કે તમે એક લાયક માબાપની કન્યા, કુલીન કુળવધુ, અને એક પુજનીય માતા ગણાશો! તમને શીખામણના શબ્દો કહેવાની જરૂર નથી.

કુદરતે જેમ તમારામાં રૂપ આપ્યું છે, તેમ ડહાપણનો પણ દરિઓ ભર્યો છે; તોપણ હું અહીંથી મુંબઇ જઉં, તે પહેલાં બે બોલ કહેવાની છુટ લઉં છું!" મધુરીએ, સહવાસ છોડતી વેળા કહ્યું.

"કહો, મ્હોટાં બ્હેન, કહો! મ્હારાં વડીલ માતા જેવાં તમને હું ગણું છું, ને તેટલાજ માટે મેં મ્હારા ભાવીની ચાવી તમારા હાથે બનાવવા ચાહી છે, મ્હારા સુખ દુઃખનાં હવે હું તમનેજ જોખમદાર ગણીશ!"

"જો બ્હેન! માતા તો જન્મ આપે, કર્મ નહિ; ગોર તો પરણાવી આપે, ઘર ચલાવે નહિ! એ વિવેક વાર્તામાં કહેવું સારૂં, બાકી મનને ગમ્યું તે મોતી! મ્હારાં માબાપ કંઇ મ્હારાં શત્રુ હતાં? પણ ભાગ્ય અવળું પડયું, ત્યાં તેમનો શો દોષ? મારે માત્ર એટલુંજ કહેવાનુ છે, કે તમે હવે યુવાવસ્થામાં છો. અગ્નિ–ઘૃતનો સમાગમ પ્રવાહી બનાવે છે! સુધરેલા પણ વિચાર વગરના નકલી મનોવેગને દાબી રાખજો. ધર્મ અને વિવેકને વિચારજો. તમે બાળક અને સંસારથી અજાણ, અટુલી અવસ્થામાં છો–ઇન્દ્રિયનિગ્રહ સર્વથી થતો નથી. મોહ અને પ્રેમ બન્ને વસ્તુ યુવાન–આનંદને આંધળાં બનાવે છે–લગ્ન કર્યા પછી જેમ ઠીક લાગે, તેમ કરજો; તમે હાલ એકલાં છો–અને થોડો સમય વ્યતિત કરવા માટે હું તમને આ એક ન્હાનો **નિબંધ*** આપું છું; મહિલા સમાજમાં એક વિદ્વાન લેખકે મૂકેલો આ પ્રબંધ મનન કરવા યોગ્ય છે. સારો ઉપયોગ કરવા અર્થે, આશિર્વાદ યોગ્ય આ વાંચન છે. તે તમે નિવૃત્તિ વેળા વાંચજો, ને તેનો સારો ઉપયોગ કરજો." મધુરીએ તે નિબંધ

---

* "મહિલા સમાજ The women her charm & Power: નું સંક્ષિપ્ત કથન.

મંદારને આપ્યો—

"મ્હારાં સાચાં સ્નેહી ! તમારો ઉપકાર થયો, જગતમાં સારૂં લગાડીને રાજી કરનારાં, અને છાપરે ચડાવીને મ્હેકાવનારાં તો બહુએ મળે છે, પણ ખરા હૃદયથી પોતાનાં ગણીને અનુભવસિદ્ધ તથા હીત-કારક માર્ગ દર્શાવનારાં વીરલાંજ હોય છે; તમે મ્હારી માતાજીની ગરજ સારી છે, હું તે ઉપકાર કેમ ભૂલીશ ? "—મંદારે ગદગદીત કંઠે મધુરીને ભેટી પડતાં કહ્યું.

"મંદાર મ્હેન ! તમારૂં સૌભાગ્ય વૃદ્ધિ પામશે. તમે સુખી થશો. મ્હેં તો માત્ર માનવી-ધર્મ બજાવ્યો છે, તેમાં ઉપકાર કે બદલાની કશી જરૂર નથી. માત્ર એટલુંજ કે જો મ્હારો આ અળ-ખામણો દેહ પડી જાય, તો મ્હારાં બે નિર્દોષ બચ્ચાંની કોઇવાર ખબર—એટલું બોલતાં મધુરીનું હૃદય ભરાઇ આવ્યું, ને અશ્રુ છોડી મુકયાં. મંદાર પણ રડી પડી; સ્નેહના સાચા દૈવી—અંશો પ્રકટી નીકળ્યા.

"મ્હારૂં આ વચન છે, કે પ્રભુ તમને સુખી કરો. તદપિ જ્યારે પણ મ્હારી સેવાની જરૂર પડે, ત્યારે સંકોચાયા વિના મને બોલાવજો, યા આજ્ઞા ફરમાવજો. હું તન મન ને ધનથી તમને સેવા આપીશ.

"તમારી મને ખાત્રી છે, મ્હેન ! ત્યારે હવે હું રજા લઉ છું. પણ હવે એટલુંજ કે મન માને, તો સુમનરાયનો સ્નેહ સ્વિકારજો—ને માબાપ પ્રત્યેની ફરજ, લજ્જા અને કર્મ વિસરશો નહિ." આટલું કહીને મધુરી રવાના થઇ, મુંબઇ તરફ પ્રયાણ કરી ગઇ—મંદારિકા અટુલી થઇ !

વાંચનાર ! મધુરીએ આપેલી પત્રિકામાં શું હતું, તેનું અધ્ય-યન, મંદાર સાથે તું પણ કરી શકશે—

---

# પ્રકરણ ૫ મું.



## બાળકોના અપહરણથી દિવાની બનેલી મધુરી.

બાળકોનાં નિર્દોષ સુખ અને માયાળુ માતાના હેતની કથાઓ મહાભારત, ભાગવત અને રામાયણમાં, ગુજરાતી અને અંગ્રેજી નાટકો તથા વાર્ત્તાઓથી વાંચનારાંઓનો ખ્યાલ હશે, કે માતપીતા અથવા પતિના વિયોગનું સંકટ, સુંદરીઓ સહન કરી શકે છે; પર્વતના પ્હાણા સાથે, કે આકાશના દેવ સાથે, જમીન અને દરીયા સામે કે આફતના અનેક જાતના બીજા ઓઘ સામે લડી શકે છે, પરંતુ બાળકોના વિયોગ સામે એક વિકરાયલી વાઘણ છતાં નરમ બળહીણ બકરી જેવી બની જાય છે, એટલુંજ નહિ પણ તેના અપહરણથી દિવાની બની જાય છે.

મધુર મોહમાં લપટાયલા કેટલાક જુવાન પુત્રોને યાદ રાખવાનું છે, કે પત્નિને જે નજરે જોઇને માબાપોના—ખાસ કરીને માતાજીના માયાળુ હેતનો તિરસ્કાર કરી, તેના અનુભવ સિદ્ધ ઠપકાથી બેપરવા બનીને સુધારાના સંગમપર ચડી જઇ, જે જે દુરાચરણ ચલાવો છો, તે તમે પોતે બચ્ચાંનાં માબાપ થઇને તે હાલત જોયા પછી વિચારજો; પણ તે પહેલાં જો સારાં શિક્ષણથી ઘડાયલા હોય તો જરૂર એક ખરા ઇશ્વરના નામને ઓળખીનેજ માબાપોને પાળતા રહેજો.

બનારસમાં મધુરીને તાર મળવાથી, તે હાંફતે શ્વાસે, ને ઉકળતે લોહીએ એકદમ મુંબઇ આવી પહોંચી! આહા! અહીં આવતાં તેણે શું સાંભળ્યું?—પોતાના એ ઉછરતા પુત્રોનું અપહરણ! પોતાના આશાધાર વહાલા પુત્રોનો વિયોગ? કોણ લઇ ગયું, યા કેમ

ન્હાસી ગયા, તેનો કોણ પત્તો આપે ! ચોમેર જગત તો શત્રુ થઇ પડયું હતું ! દુઃખિ મધુરી એક સુખવાસી માબાપની લાડકી પુત્રી છતાં, સાસરાનાં સુખ મેળવવાની અભાગી રહેલી, તે છેવટે પાછી અભાગીજ રહી !

"અભાગી તારામતી ! આખરે પતિએ પણ તને તજી ! અને એકનો એક પુત્રાધાર, તે પણ ગયો ! ત્યારે હવે શા માટે જીવવું ? ઓ સમુદ્ર ! ત્હારા તરંગો ઉછાળીને આ પામર જીવડાને ત્હારી ગોદમાં હાથી દે ! આકાશ દેવતાઓ ! તમારી જુદી જુદી શકિતઓથી આ લાચાર અબળાને તમારી તરફ ખેંચી લ્હો ! ઓ અગ્નિ દેવ ! મરી ગયા પછી તો તું નકામો દેહને બાળે છે ! ચિતામાં પડયા પછી તો ત્હારૂં જોર ચાલી શકે છે, ને તું ચલાવે છે, પણ જીવતા દેહે વિનાગ્નીએ દઝાતી–બળતી ને કંપતી આ કોમળ મનની અબળાને ભસ્મ કરી દે ! ઓ વાયુ ! જો અગ્નિ દેવ નથી માનતો, તો હવે તુંજ ગરમીને હરીને આ દેહમાં પ્રાણ–વાયુ સાથે મળી જા–ને અચેત શરીરને ભૂમિ સાથે મેળવી દે ! વરૂણ દેવ અને સાગરદેવ તો મૂળથીજ દુર જઇ બેઠા ! પહાડ અને દીશાઓ પણ શુન્ય થઇ ગઈ ! સૂર્ય–ચંદ્ર ને અગ્નિ–વાયુનાં સ્વરૂપો પણ અવળાં થયાં, તો હવે શું કરૂં ? શું મ્હારો સૂર્યવંશી રાજા હરિશ્ચન્દ્ર પણ અવળો થશે ? શું સત્યતાના અંશો બળી જશે ! "

આમ વ્યાકુળી–વિભાવરી બનેલી રાજા હરિશ્ચન્દ્રની મહારાણી સતી તારામતી, દિવાની હાલતમાં બેભાન બના હતી, તેવીજ, બલ્કે તેથી પણ વધારે ભયંકર હાલતમાં આવી પડેલી મધુરી હૃદય ફાટ રૂદન કરી, પથ્થરને પણ પીગળાવતી હતી; અનાધાર વરસતા વરસાદને પણ અશ્રુ જળથી શરમાવતી હતી. જમીન ભીંજાવતી હતી.

કોણ છાની રાખે ? કોણ આશ્વાસન આપે ? કોણ કેહે કે તું મ્હારી છું ! દીકરી છું, કે વહુ છું ! માતા છું કે પ્રિયા છું ! પડે તે ભોગવે !! અફસોસ !

વાંચનાર ! જગતમાં ચડતી–પડતી તો સૌને માથે આવે જાય છે. વખત તો તાપ–છાંયડી પેઠે આવ્યા કરે છે, પણ રાત ઉપર રાત પડે, એવી ત્રાસદાયક આફત આવે છે, તે સહન કરનાર તો કદી કરતાં હશે, પણ જોનારનાં હૃદય પણ કંપાવીને અશ્રુધાર ચલાવે છે ! નીરૂના દુઃખની તો અવધી આવી રહી, પણ આ મધુરી જેવાં કોમળ પાત્રની કેવી ગતિ થઇ ! પતિએ તજી, ને પુત્રો પણ ગયા, ધીમત જેવો મહાકાળ શત્રુ હવે પુઠે પડ્યો. સધવા છતાં વિધવા બનાવાને ન્યાતીજનો સામાં થયાં અને તો પણ તે પિતાના દ્રવ્ય તથા મીલ્કતની ટ્રસ્ટી તરીકે, અને શત્રુ–જગત સામે ખડી રહેવાને એક હિમ્મતવાન મરદ તરીકે કોનાથી ઉભી રહી હતી ? પુત્રોથી !–

પુત્રો ગયા–બધું ગયું. હિમત ગઇ, અને વખત ફાવી ગયો ! આખરે અબળાનું શું ગજું ! દીવાની બની ગઇ–અરેરે, ચોમેર શત્રુઓએ ઘેરી લીધી–દશાએ દીવાની કરી દીધી ! ભાવી !

મધુરીપર આફત ગુજરે છે. એ બધું વૃતાંત હાલ બાજુપર રહેવા દે ! પુત્રો સૂર્યકાન્ત અને ચન્દ્રકાન્ત કયાં ગયા, તેની હાલ તપાસ રહેવા દે, વહેમી કનક કયાં ન્હાસી ગયો, ગુમ થઇ ગયો, તેને પણ જવા દે. પ્રથમ આપણે સુમનની અને મંદારિકાની વચ્ચે જે સાગર ઉછળ્યો છે, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

## મંદારિકાનું પૂર્વ પ્રતિ દર્શન.

(સ્વપ્ન માર્ગે ભવપ્રવાસ)

પૂર્વ જન્મ અને પુનર્જન્મનાં સાક્ષાત્કાર સિંદ્ધાન્તો, શાસ્ત્રવેત્તાએ જુદી જુદી રીતે વેદ—વેદાન્ત, અને ઉપનિષદોથી બતાવી, આપણી માનસિક સિદ્ધીને અવિચળ કરી દીધી છે. અવતાર સિદ્ધીને છિન્નભિન્ન કરી નાંખનારા, કેટલાક પાશ્ચિમાત્ય વિદ્વાનોના અનુમત હાલમાં ફરી ગયા જણાય છે, અને જે નાસ્તિક મતવાળા હતા, તે પણ જર્મન કૈસરની આપ બુદ્દીથી ચાલતું યુરોપી રણયુદ્ધ પછી પ્રભુત્વ અને તેનાં અસ્તિત્વને માન્ય કરવા લાગ્યા છે. સમયની બલિહારી છે! જગત બદલાય છે, કે જગતની વૃત્તિ બદલાય છે, તે વાત બાજુપર રાખીએ, તો પણ શાસ્ત્ર કે સિદ્ધાન્ત બદલાતા નથી. માનુષી પ્રકૃતિની ત્રિગુણી અવસ્થા, જેને જાગૃતિ, સુષુપ્તિ અને નિદ્રા કહેવામાં આવે છે, તે અવસ્થામાં કર્મનાં પ્રતિબિંબો અનેક રીતે પ્રદર્શિત થાય છે, ને તે રીતે કોઇવાર ન ધારેલું, કલ્પેલું, કે ન જોયેલું પણ દેખાય છે; આ સર્વ પૂર્વકર્મના પડછાયા સિવાય બીજું શું?

મંદારિકા એક ઉત્તર પ્રદેશના ઉચ્ચ અને કુલીન નાગર કુટુમ્બની કન્યા, અને તે કેળવાયલી તથા ચતુર છે, એ સમજાયલું છે. તેનાં માબાપ અકાળ મરણથી સ્વર્ગસ્થ થયાં, ને તે પ્રસંગે સુમનની ત્યાં હાજરી હોવાથી, તથા પૂર્વનો ઋણાનુબંધ મળવાથી ભાગ્યની દોરી લાગી રહી, પણ હજી સંસ્કારથી જોડાવાનો પ્રસંગ ન આવ્યો; કંઇક મંદારના મનમાં વિભ્રમ થયો, અને કંઇક સુમનના મનમાં

સંતાપ થયો. સુમનના વિચિત્ર વેગથી, ને તેના વૃતાંતની કંઇક રેખા જણાવાથી મંદારને શંકા થઇ, ને તે ખરી હતી; તેણે મધુરીપર વિશ્વાસ રાખ્યો, ને તેની કનેથી જે હકીકત મળે, તે ખરી ગણીને પછી લગ્ન કરવું. આ નિશ્ચયમાં તે નિષ્ફળ નિવડી, કેમકે કંઇ મધુરીએ સ્પષ્ટ સમજાવ્યું નહિ!

મધુરી બિચારી બનારસમાં આવી ચડી, તે કંઇ મંદારને માટે નહિ, પણ અલબત મંદારિકાના પત્રથી તેને આકર્ષણ થયું. સુમન વળી આ ત્રીજી સ્ત્રીના મેળાપમાં ક્યાંથી મસ્ત થયો, એ જાણવાના, અને પોતાનું દુઃખ રડીને, સલાહ—શાન્તિ મેળવવાની, મંદારે તક આપી, તે લ્હેવાની મધુરીની ઇચ્છા તથા મુંબઇમાં ઉઠેલા પોતાના ભાગ્ય—દાવાનળમાંથી દુર થઇને, બનારસ જેવા તિર્થધામમાં, સુમનના આશરા તળે—યાને દેખરેખ તળે નિર્ભય રહેવાનું પણ ગમ્યું; તે ઉપરાંત પોતાના એ પુત્રોને શિક્ષણ આપવાની પણ સારી તક હાથ આવશે, તે પણ સાથે મળ્યું; ને તેથી તે અહીં બનારસમાં, ખાસ મંદારિકાના પત્રથી આવી, પરંતુ તેને પણ સફળતા મળી નહિ!

મંદારિકાને, મધુરીએ જતાં જતાં થોડુ સમજાવ્યું, અને તે પહેલાં તો સુમન પોતેજ ત્યાંથી રવાના થઇ ગયો, એટલે મંદારની વિભ્રમણા વધી પડી. મંદારને એમ પણ કલ્પના કાં ન થાય, કે કદાચ મધુરીના આવ્યા પછી સુમનનું મન ફરી ગયું હોય, ને તે કંઇક બ્હાને ચાલી ગયો હોય! અથવા તો એમ પણ કાં ન થાય, કે પોતે જે હાલતમાં મળ્યો, તેથી ઉલટીજ સ્થિતી જાહેર થવાથી, મંદારિકાનું અપમાન લ્હેવા કરતાં ન્હાસી છુટવું વધારે સારૂં ગણ્યું ન હોય? ગમે તેમ હોય, પણ મંદાર, વિમાસણમાં તો પડી તે પડી!

મંદારને વિશેષ તો વિચાર કરવાનું હાલ એ હતું, કે તેના પિત્રાઇઓએ વારસા—હિસ્સા માટે મંદારની સામે કેસ માંડયો હતો.

જો કે મધુખ સિદ્ધાન્ત મુજબ અને મરનાર પિતાના વીલ પ્રમાણે તેની સ્વોપાર્જીત મિલ્કતમાં તેના પિત્રાઇઓ કંઇપણ ભાગ માગી શકે નહિ, તે છતાં આ છોકરીને સતાવવા, તથા ખાસ કરીને તો પોતાના કુટુમ્બની કન્યા કોઈ પારકા દેશમાં ધન સહિત જાય, તે જોઇ શકવાના ઇર્ષા ભર્યા રોષથી આ તોફાન ઉભું કર્યું હોવું જોઇએ! વળી મરનારની ક્રિયા કર્યા બદલ પણ કોર્ટ વિચાર કરીને છેવટે પિત્રાઇને થોડું અપાવશે, એ પણ સામાપક્ષે ધારેલું હશે; તે ઉપરાંત જો લાંબી લાંબી વાતો કરીને, ભય તથા અશાન્તિને લીધે જુવાન છોકરી ડરી જાય, તોય લાભ થાય, એ રીતે અનેક ત્રાસનાં ફળ ચાખવાને આ પિત્રાઈ ગીધડા તૈયાર હતા; પણ મંદાર કંઇ ગુજરાતી પ્રજા જેવી પોચી ન્હોતી, તે તો બહાદુર બાપની બેટી હતી—તે ઉત્તરપ્રાંતના શિતળ વેગવતાં ઝરણાંનાં પાણી પીને ઉછરતી હતી, તથા બંગાલ જેવા વીર–પ્રદેશમાં જન્મીને કેળવણી પામી હતી, તેમ તેના બેરીસ્ટર મિ. મનહરકુમારે બીડું ઝડપ્યું હતુ, કે મંદારિકાનેજ વારસાધિકારી ઠરાવવી; આ હિમ્મતથી તે મસ્ત રહેતી હતી—મનહર કુમાર એક નાજુક વયનો અને ન્હેરેદાર બંગબાસી જુવાન હતો. અને તે અલ્હાબાદની હાયકોર્ટમાં પ્રેકટીસ કરતો હતો.

સુમન સાથે એકવાર મનહરકુમાર બેરીસ્ટરને મંદારિકા મળી હતી, ને તે પ્રસંગ પછી સુમન તથા મંદારના મનમાં, દૃષ્ટિમાં, પ્રેમમાં ને આત્મશ્લાઘામાં વધારે અંતર દેખાતો હતો—પણ પ્રકટ કંઇ ન્હોતું!

મંદાર એક રાત્રે ભરનિદ્રામાં સુતી હતી; તેને સ્વપ્નમાં પોતાના પૂર્વાવતારનો પ્રસંગ પ્રકટ્યો! જો કે મંદાર તે શું જાણે કે આ વાત પૂર્વની છે!

વાંચનાર ! ત્હારે આ સ્વપ્નનો ભવ્ય અને રસાળ પ્રસંગ વાંચવો હોય તો "વર-ઘેલીવનિતા" પુસ્તક, હાથમાં લ્હેજે, ત્યાંથી તને મૂળ વૃતાંત મળશે.

જાપાનમાં સુમનનો મેળાપ, માતપીતાનો અકાળ મરણ-પ્રસંગ, અને વીરમતી નામે મંદારિકા, પૂર્વાવતારની વિરાંગના, તે સાથે સુમનનો વિવાહ-તે પછી મુંબઇ પ્રયાણ, અને ત્યાં પુત્ર પ્રસવ થતાં થયલું મરણ, એ સર્વ જોયું; પણ અવશાનપર પોતાના પુત્ર ભગીરથને જોયો, અને નીરૂને પણ જુદા નામે જોઇ, ને સ્મરણ થતાં એકદમ ચમકી; આંખ ઉઘાડતાં કંઇ નહતું, પણ થોડાજ કલાક પછી તેણે ખરેખર સ્વપ્નામાં જોયેલો ભગીરથ નજર આગળ આવી ઉભો રહ્યો:-

આહા ! તેને જોઇને જાણે એકાએક મંદારિકાને પ્રેમાવેશ ઉત્પન્ન થયો, ને તેનું વૃતાંત સાંભળ્યું !

ભગીરથ અહીં કેમ આવ્યો હતો, તે હવે જાણીએ.

---

# પ્રકરણ ૭ મું.



## ભગીરથની ભેટ-નવો ભેદ !

" ત્હારૂં નામ ભગીરથ ? " મંદારિકાએ પત્ર લ્હેતાં પુછ્યું.

" હાજી, હું ભગીરથ ! મીસીસ બિઝંટે મને મોકલ્યો છે. " ભગીરથે એ હાથ જોડીને કહ્યું.

" વારૂ, આવ અહિં બેશ. " મંદારે પાસેની ખુરશીપર બેસવા કહ્યું, અને પત્ર ઉઘાડી વાંચવા બેઠી.

" મ્હારા હૃદયમાં શોક ને ગ્લાની કેમ થાય છે ! " ભગીરથે મન સાથે પુછ્યું. ઘડીભર મંદાર સામે જોઇ રહ્યો.

" તું કોનો બાળક ? "

"વીરમતી—અરે, મારા પિતાનું નામ તો સુમનરાય"—એટલું કહેતાં તો ભગીરથ રડી પડયો! મંદારની આંખમાં દયાર્દ્ર ચિત્તે આંસુ આવી ગયાં!

"મેં તને જોયો હોય, એમ લાગે છે; પણ તું રડે છે, કાં?"

"ના જી—કંઇ નહિ! એતો મને—મને—"

"બોલ—બોલ! તને તારી માતા યાદ આવ્યાં, કે પિતા?"

"બન્ને—પણ તમને જોઇને!"

"મને જોઇને?" મંદાર હસી!

"હા, જાણે તમે મને મ્હારી માતા જેવાં વ્હાલાં લાગતાં ન હોય?" ભગીરથે નિર્દોષ ભાવે કહી દીધું!

"પણ હું તો હજી પરણેલીયે નથી! હા—સમજી!" મંદારને લાગ્યું, કે રખે મધુરીયે, શાળામાં જઇને, પોતાના ઉતરવાના સ્થળની, ને હું કદી સુમન સાથે લગ્ન કરીશ, એવી વાત કહી હોય, ને તેથી ભગીરથ બોલતો હોય!

"તમે શું સમજ્યાં, બાઇ? માફ કરજો, હું તમારી સાથે છુટ લઇને પુછું છું; જો તે તમને ગમતુ ના હોય, અગર અવિવેક જેવું લાગતું હોય, તો હું ના પુછું! મને મધુરી માસી કહેતાં હતાં, કે હું જ્યાં ઉતરી છું, તે બહેન બહુ સારાં છે.-
મ્હારાં માજીને પણ તમે—

"ઓળખું છું, એમજ કેની?"

"હા—જી;" ફરીને ભગીરથ રડી પડયો.

"તને ત્હારી બા યાદ આવે છે, ભાઇ?"

"કેમ ન આવે! તમારા જેવાંજ હતાં! પણ બિચારાં ગયાં.

"ગુજરી ગયાં, ને તે પછી તું કોના આશરામાં—કેટલો વખત રહ્યો? મને ત્હારી વાત જાણવાનું બહુ ગમે છે!"

"તે બધું તો મારાથી કહેવાશે નહિ, મ્હારી છાતી ભરાઇ આવે છે. હું બીજી વખત તમે કહેશો, ત્યારે આવીશ; પણ મારી બા ગુજરી ગયાં, ને મારા પિતાની પહેલી સ્ત્રી નીરૂબહેન, જે ગુમાયલાં હતાં, તે પાછાં મળ્યાં–તે પછી પિતાજી કંઇક ચાલી ગયા, ને મને હરદ્વારના ગુરૂકુળમાંથી માતાજી બિઝંટ અહીં તેડી લાવ્યાં. તે પછીની હકિકત હું કંઇ જાણુતો નથી—"ભગીરથને વધુ કહેવાની મરજી થઇ.

"તને જાણવાની ઇચ્છા થાય છે?"

"મ્હારા પ્રત્યે તેમનો પ્રેમ હોત, તો હું જાણુત—પણ મ્હારી કોઇ સંભાળ કે ભાળ પણ લ્હેતું નથી. નીરૂ બહેન પણ દુઃખિ હશે. તેનો પુત્ર સુરથ પણ કયાંયે હશે!"

"તે બધો વાંક ત્હારા પિતાનો?"

"તે હું કેમ કહું! માતપીતાના અવગુણ કંઇ પુત્રથી કહેવાય?"

"ત્યારે જો તું મ્હારે ત્યાં રહે, તો?"

"બીઝંટ માતા મને રહેવા ન દેય! તમારો ને મ્હારો શો સંબંધ, કે હું તમારે ત્યાં ભારરૂપ થઇને રહું?"

"તું, સુમનરાયનો પુત્ર હોય, તો તે મ્હારીજ જ્ઞાતિનો છું, ને—

"તમે મારા પિતાને ઓળખો છો?"

"હા—પણ–

"મને વખત બહુ થઇ ગયો છે."

"મ્હારા પિતાની વાત સાંભળવા ગમતી નથી?

"પણ તે નિરાંતે આવીશ, ત્યારે સાંભળીશ–મને કંઇ જવાબ લખી આપવાનો છે?"

"કહે જે, હું જાતે તમને મળી જઇશ–પણ તું—

"તમે ત્યાં આવશો, પછી હું તમારી ને બીઝંટ માજીની ઇચ્છા હશે, તો પાછો સાથેજ આવીશ–રજા લઉં છું." ભગીરથ ઉઠયો–ને નમન કરી ચાલવા માંડયો.

"વારૂ, આવજે! મુઝાઇશ નહિ. કંઇ જોઇએ, તો મને કહેજે!"

"વારૂ, બહેન!" એટલું ગદગદતે કંઈ કહીને ઝડપથી ચાલતો થયો. મંદારિકા, ઘડીભર તે દેખાયો, ત્યાં સુધી જોઈ રહી; તેનાયે મનમાં કંઇક વિચિત્ર પ્રેમભાસ થયો—અને ભગીરથ ગયા પછી, તે ઓચીંતીજ પાસે પડેલા પલંગપર ઢળી પડી, ને ચોધાર આંસુડે રડવા લાગી.

પૂર્વની વાત ખરી હોય, ને પોતાના પુત્રને તે બીજા ભવમાં મળતી હોય, યા ગમે તેમ, પણ તેના હૃદયનો ભાર અશ્રુથી ખાલી થવા લાગ્યો.

શું તે ભગીરથની માતા વીરમતીનો નવો અવતાર છે?

મંદારિકા પલંગપર અચેત પડી. બેભાન બની ગઇ, ને ખરે તેના મગજમાં એક ચિત્ર આવ્યું.

સુમન, પોતાની મૃત પ્રિયાને યાદ કરતો હોય, મૃત વીરમતી, સૌભાગ્ય શૃંગારે, તેને વાસના–દેહે આવીને દુર જોઇ આશ્વાસનનાં વચનો સંભળાવતી હોય, તેમ લાગ્યું.

ચિત્ર ખડું થયું, ને જળ–માર્ગેજ અલોપ થઇ ગયું. પછી ભગીરથ ભેટ્યો. ને મંદાર જાગી!

---

## પ્રકરણ ૮ મું.

### સુખના સરોવર ઉપર આશાનો ભગ-ધ્વંસ!

કેટલીકવાર ખોટું થાય છે, તેમાંથી સારૂં પરિણામ પ્રાપ્ત થાય છે; પણ ઘણી વેળા સારામાંથી, જળ—અગ્નિવત્ દાવાનળ પ્રકટી જાય છે! કુદરતની કળાને કોઇ પહોંચી શક્યું નથી. ભાગ્યદેવીની

અકળ લીલા, કોઇ જાણી શકયું નથી. અલૌકિક સંજોગ, અનિવાર્ય બનાવ, અકલ્પિત પ્રસંગ, અને વિચિત્ર મેળાપ, એક સ્વપ્ના તુલ્ય, પણુ દૈવી ચમત્કાર સરખા અનુસંધાનરૂપ જોવામાં આવે છે; જળાશયમાં પવનનો ધીમો વેગ, જેમ જળની લ્હેરો લ્હેકાવે છે, તેમ સ્નેહનો આનંદ પણ તે રીતે ઘૂમાવે છે; પણ તે લેહેરો, એવી રીતે અદૃષ્ય સમાઇ જાય છે, કે તેની કલ્પનાજ થઇ શકતી નથી.

સુમનની ભાગ્યરેખા અને તેનો સ્થિતી–પ્રવાહ કોઇ રીતે કલ્પી શકાતો નથી. તેની યુવાની પર પડેલો આઘાત, તે પછી સુખમય સંસાર, અને તેમાં એકાએક ઉઠેલો ઉત્પાત કેટલો વિભ્રમણીય લાગે છે!

નીરૂની સંસ્કારી ભાગ્ય–છાંયડીપર કેવા કેવા તાપના પડછાયા પડતા રહે છે! ખરે, તે તો દયાજનકજ છે. બિચારી ભલી સ્ત્રીના ભાગ્યમાં સુખજ નહિ! બચપણમાં માતા મરી ગઇ. ભલી ભાભીના સહવાસમાં ઉછરીને અંતે સુખવાસીઆ સહવાસમાં આવી, તો ત્યાં પણ ઘરની ઉઠી વનમાં ગઇ, ને ત્યાં આગ લાગી! કોઇ પૂર્વના વૈર યોગે, ધણી–ધણીયાણી વચ્ચે વિષાદ ઉત્પન્ન થયો–ને દેશત્યાગી થઇ ગયાં! ઉન્હાળાના પરિતાપથી નવાણો જેમ સુકાઇ જાય, ને વર્ષા ઋતુમાં વળી પુનઃ જળમય થઇને હસતાં–રમતાં દેખાય, તેમ વીરમતીના વિદેહ પછી પૂર્વ પ્રસંગ તાજો થયો. પણ ઉભયનાં અંતઃકરણમાં ઓછાપો, અવિશ્વાસ અને અનાનંદ રહેવાથી ભાગ્ય–પ્રવાહ નબળો પડી ગયો, ને રવડી ગયાં!—

આ બનાવ તો જાણે એમ માનીયે, કે જન્મ દુઃખિ તે જરા દુઃખિ! પરંતુ મધુરીના ભાગ્યનું પ્રતિબિંબ તો જુઓ! મુર્ખો કનક પણ કોઇ રીતે રસ્તે ન પડયો. એક ગુણી, ધૈર્યશાળી, સુશીલ અને નમ્ર પત્નિ, ધનવંત પિતાની માનીતિ, ને વ્હાલી માતાની લાડકી પુત્રી, પોતાના કુચ્છંદી પતિની સેવામાં પણ તત્પર છતાં, અનર્થ

અધર્મ, કૂતર્ક કે કુસંગનું જેને સ્વપ્નુંયે નથી, એવી દેવી સમાન મધુરીનો હાલનો સંસાર તો જુઓ ! અફસોસ ! સં-સાર ભલે કહે, પણ તેમાં કશોયે સારો સાર દેખાતો નથી. મંદારિકા પર સુમનનો પત્ર, ઉદયગઢથી અત્રે વાંચવા આવ્યો. આહા ! ભાગ્યચક્ર કેવી રીતે ફર્યું, તો જુઓ ?

પરમ પવિત્ર પ્રેમાંગના—

મંદારિકા !

આલ્હાદજનક ઉભરાયલા અંતઃકરણથી, અને કંઇક નિવૃત્તિ તથા શાન્તિ થવાથી, તથા આશાનાં કીરણો ઝળકતાં જોવાથી, ને માત્ર એકજ મહા ભાવીના ઝુલા પર પૂર્વદત્ત સંસ્કાર મધુર પંખિણીનો પરિચય સફળ નિવડશે, એ સચોટ માની લીધા પછી જે નિરાંત લાગે છે, તે સર્વ ૠતુના આમ્ર રસથી આનંદ પામીને પત્ર લખું છું. સ્નેહમાં વિવેકનાં અસ્રો નિર્મળ થાય છે. ગુરૂ—વિદ્યાર્થીનો, મિત્ર—મિત્રનો, અને પ્રેમી—પ્રેમનો ભિન્ન ભિન્ન પણ ચડતો ઉતરતો આગ્રહી વિવેક હોય છે, એ સુત્ર તમારા લક્ષ બહાર નથી !

મ્હેં, તને-વિવેક ત્યાગી લખું છું—જો પૂર્વાભાવ અનુસન્ધાય નહિ તો મિત્રતા કંઇ ગઇ નથી; ને તે છતાં છેવટ બન્ધુ—ભગિનીનો પણ સંસ્કાર જવાનો નથી; તેથી યુવાની, ધન અને અભાવથી મદમસ્તપણામાં ઓછું ન આવે, એટલા માટેજ ખુલાસો કરૂ છું, યાને સ્નેહ જેવો શાન્તિનો આશ્રમનો કિલ્લો તૂટી ન જાય, એ સુખ-દુઃખના શુકનો શ્રવણ થતાં અટકી ન જાય, તેટલા માટે આ પિંજણ કર્યું છે, તે ક્ષમા થશે.

હું તને-એકલી મૂકીને તો ગયો—પણ ના, મધુરી બ્હેન ત્હારી સાથે રાખીને ગયો—છતાં મ્હારા મનની વ્યાકૂળતા એટલી વધી ગઇ હતી, કે હું જો છુટો ન પડયો હોત, તો આપણા પ્રેમનું અથવા

-સંબંધનું પરિણામ કંઇક ખોટું આવત! જો કે સંસારી સંબંધમાં જોડાવું, એ તો આપણીજ ઇચ્છાની વાત હતી, કંઇ મૃત-માતપીતા એવા બન્ધનમાં મૂકી ગયાં નહતાં, તો પણ પરસ્પરના અંતઃકરણમાં એવો ભાસ હોવાથી-હાલ વિપરિત દશા જોઇ શકત!

ત્હારા મનમાં ધીમે ધીમે કંઇક મ્હારા પ્રત્યે અભાવ વેગ કરતો મેં જોયો! શા માટે? તે હું કંઇ કહી શકતો નથી, પણ જે આવેશ મૂળ હતો, તે ના જોયો-પછી મધુરીની નિર્મળ પણ નિર્દોષ છતાં ગર્ભિત વાતથી તને સંકલ્પવિકલ્પ થયો હોય, યા ગમે તેમ પણ આનન્દ ના લાગ્યો. અને સમય પણ વિશેષ દુર્ઘટ દેખાવા લાગ્યો.

ઉદયગઢના મહારાજા જ્યારે દ્વારિકાં પધારેલા, ત્યારે મને તેઓ પોતાને ત્યાં તેડી ગયા હતા. રાજા અતિ ધાર્મિક અને પ્રભુ પ્રતિ અન્ધશ્રદ્ધાળુ છે. તેમની ઇચ્છા મને પોતાની હાજરીમાં, કુટમ્બ-સેવ્ય માટે રાખવાની હતી. પણ કોઇ કલ્પિત યોગે મને ઉઠાડયો, ને હું ખરે શહેરમાં આવી પહોંચ્યો. હું ત્યાં શામાટે આવી ચડયો, તે વાત અગુડ રાખ્યાથી, યા મ્હારી યોગ દશાની ખરી વાત ન જણાવ્યાથી, તને સાનંદાશ્ચર્ય થયું હશેજ, અને તેનો કંઇક મર્મ, ભેદ યા શંકા જણાયાથી, તને તો હું ઠગારો, ધુતારો યા સ્વાર્થી લાગ્યો હોઇશ, પણ ના-તેવો તો હું નથી. પ્રેમનાં લક્ષણોનો વરતારો કોઇકજ કહાડી શકે-જાણી શકે છે. તેનાં અંગ-સુત્રો કંઇક વિચિત્ર જગતનાજ શબ્દ-કોષમાં સમાયલાં છે, ને તેથી જગતને જે ખોટું તથા પીળું દેખાય છે, તેમજ વ્યવહાર અને વિવેક માર્ગને જે વિભિન્ન દેખાય છે, તેથી તે હલકું પડતું નથી. છતાં તને અભાવ દૃષ્ટિએ લાગ્યું હોય તો ભલે, મને લાગ્યું નથી, ને તેથી હું તો નિર્મળતા જોઉંછું-

મહારાજાએ મને સેન્ટ્રલ કોલેજમાં જોયો-ઘડીભર તો ખમચી રહ્યા, પણ પછી જ્યારે મ્હારૂં મોં મલક્યું, ત્યારે તેમણે બોલવાની

હિમ્મત કરી-ને પુછ્યું. "અહીં ક્યાંથી, આ વેશે?" મેં તેમને બે હાથ જોડીને યથાયોગ્ય રીત ઉત્તર આપ્યો. તેના મનનું સમાધાન કર્યું, અને પૂર્વદશાની અશ્રુદ્વારા વીગત સમજાવી. તેમનો અતિ આગ્રહ મને સાથે લઇ જવાનો હતો. તે છતાં મેં ના પાડી, અને પાછળથી આવવા વચન દીધું.

હું તને ટુંકી વાત કહીને અરધું સમાધાન કરૂં, તે કરતાં આપણી અવદશાનો અંત આવતાં સુધી, થોડું ઘણું પણ છુપાયલું ભાગ્ય અને અસહ્ય દુઃખ પણ સહીને છેવટે સુખની સીમાપર ચડતાંજ બધું કહેવું શું ખોટું, તેથી મેં વધુ વાત ન કરતાં, ફક્ત આઠ દિવસમાંજ આવવાનું કહીને ગયો. પણ મધુરીએ તને ટુંકી કહાણી કહી હશે, ને તને સંતોષ થયો હશે. મધુરી ત્યાં કદાચ હશે નહિ, નીકર મને તે તો જરૂર પત્ર લખત, પણ હવે તુંજ ખબર આપજે. તે ક્યાં છે? કેસનું શું થયું છે? ને તું કેમ છે? મને તો આ રાજકુટમ્બે જાણે ઝકડી લીધો હોય, એવી દશા છે; પણ તે છતાં મને ત્હારા પ્રેમ જેટલો મોહ કે લોભ લાગતો નથી. કહે-મ્હને શી આજ્ઞા છે? ત્હારા પત્ર પછીજ હું મારૂં પ્રવાસી -મન, આગળ ચલાવીશ-

સ્નેહીને, વિયોગ તો યમ જેવો લાગે છે-સ્નેહી પોતેજ શત્રુરૂપ દેખાય છે, પણ તે સમુદ્રની ભરતી પેઠે! જ્યારે બન્ને મળે છે, ત્યારે શાન્તિ થઇ જાય છે, ઉભરા સમાઇ જાય છે, ને તેજમાં તેજ મળી જાય છે! અસ્તુ— દર્શનાતુર

**સુમન.**

આ પત્ર વાંચતાં પહેલાં તો મંદારનું મન ચકડોળે ચડી ગયલુંજ હતું, સુમનના આત્મારામે પણ પરોક્ષ જાણી લીધું હશે, કેમકે મંદારિકા વિમૂખ થઇ ગઇ, એ નકી છે. સુમનના પત્રની કશી દરકાર કર્યા વિના; લાંબાં લચ અને ગોળ ગોળ કથનો પર કાન દીધા વિના, તેમજ તેનો કશોયે પ્રત્યુત્તર આપ્યા વિનાજ અલ્હાબાદ ચાલી

ગઇ! મનહર કુમાર રોય બેરીસ્ટરના બંગલા તરફ હૃદય ને દૃષ્ટિ પહોંચી ગઇ! તારથી ખબર આપી દીધી કે મંદારદેવી સ્ટાર્ટ થઇ છે, પણ હજી બનારસના સ્ટેશનપરથી ગાડી ઉપડે, ત્યાં તો મંદારને એક અજબ ખુશાલીનો તાર મળ્યો કે—

"કેસ તમારા લાભમાં ચુકાયો છે."

આ ખબરથી તો મંદારને વધારે ખુશાલી ઉત્પન્ન થઇ, અને રીપ્લાઇ આપ્યો કે —

"હું તમને મુબારકબાદી આપવા નીકળી ચુકી છું. અને "રીસીવ" કરજો!

આહા! મંદાર કેટલી હર્ષાતુર થતી, પોતાના ધારાના હિમાયતી પર ફીદા થઇને વિજયનાદ કરતી દોડી હશે? પ્રતિપક્ષીનાં કાળાં મોં થયલાં જોઇને, અને પોતાના યંગ બેરીસ્ટરની કુશળતાનું સુફળ મળેલું જોઇને, તે એકદમ બેવડી હર્ષાતુર થઇ રહી. જો કે હજી બેરીસ્ટરને તેણે નજરે જોયો નહતો, પણ બહુજ વખાણ સાંભળ્યાં હતાં, ને માત્ર એટલું જોયું હતું, કે તે વર્તમાનપત્રના ફોટામાં દેખાવડો, હસમુખો, ને ભવ્યકાન્તિવાળો લાગતો હતો. મંદારને તે ગમતો હતો; પણ તે વેળા બીજા ભાગ પર તેમની દૃષ્ટિ આડી હતી, હવે તેનીજ સામે સીધી થઇ ગઇ, દુધમાં સાકર મળી ગઇ! પ્રભુ જાણે, વળી નવું પ્રકરણ કેવું નીવડે છે! પણ જ્યાં સગુણી અને સ્વરૂપા સુંદરીની મનેચ્છા, પોતાના ભાવી ક્ષેત્રમાં લાવવાની હોય, તો એવો ભીષ્મ જેવો કયો વીરનર હોય, કે જે પિતા ખાતર, આવતા વૈભવને અફળ દશામાં મુકે?—

મંદાર તો રેલ્વેમાં રવાના થઇ, ત્યારે સુમન પણ ઉદયગઢથી મોટારમાં રવાના થયો! મંદારને જ્યારે અભાવ થયો, ત્યારે સુમનને કાં અધીરાઇ નહિ થઇ હોય! ઇશ્વરેચ્છા—જોઇએ કે હવે શું થાય છે? હાલ તો સુખનાં સરોવર પર આશાનો બગ-ધ્વંસ થયો છે!

---

# પ્રકરણ ૯ મું.

## આશાના તરંગો—સ્ત્રીયોની મહત્તા!

મંદારિકા, બનારસથી અલ્હાબાદ તરફ જવાને રવાના થઇ. અ-ટુલી જીંદગી અને સ્ત્રીજાતનાં વિહ્વળ મન પર નવા પ્રિય જન પ્રત્યે કંઇક કુદરતી દીલ લાગ્યું હોય, મોહ થયો હોય, એવી અંધ–શ્રધ્ધા બેસવાથી, તારમાં અટકાયત થયલી છતાંયે તે ચાલી, પછી ભલા માટે યા ગમે તે કુદરતની ઇચ્છા પ્રમાણે. પણ ચાલી.

ફર્સ્ટ કલાસ લેડીઝ કમ્પાર્ટમેંટમાં શાન્ત નિદ્રા આવી જાય, અને શિતળ પવનની મધુરી ધીરી લ્હેરકીના તરંગો, અંગ પર પ્રસાર થવાથી, દુઃખિ મનને પણ શાન્તિ થઇ જાય, એટલું છતાં, મંદારનું મન કંઇક ચકડોળે ચડી ગયું–સુમન પ્રત્યે તેનો અભાવ શરૂ થઇ ગયો. સુમનના પત્રનો કશો પ્રત્યુત્તર નહિ આપવાની મનેચ્છા હતી, છતાં થોડી લીંટી લખી હતી–પણ તે પત્ર ટેબલ ઉપરજ પડી રહેલો હતો, એ ભાન ઉતાવળી મંદારને રહેલું ન્હોતું, ને તેથી કંઈ નુક-સાન પણ ન્હોતું, પણ કુદરતનો ભેદ કંઇક જુદોજ હતો.

મંદાર, અગ્નિયંત્રમાં બેસીને ચાલી! પોતાના ભાવીનો તંત્ર જો યુવાન બેરીસ્ટર સાથે બંધાય તો? બન્નેનાં હૃદય એકત્ર થઇને વિશુધ્ધ પ્રેમનો લ્હાવો મળે તો કેવું સારૂં! પ્રભુ જો એ ગુણી નરના હૃદયમાં આ ક્ષુલ્લક અને નિરાધાર મંદારની દયા આવે તો કેવું ભલું! કેવો સુંદર યુવાન છે? કેવો હિતચિંતક અને ફાંકડો પુરૂષ છે? કહે છે કે કાયદા સંબંધી તે બહુ પ્રવીણ અને ન્યાયાસનનો માનીતો જુવાન છે. વળી દેખાવડો અને બાહોશ છે. પેલા સુમનરાય જેવા પણુ–ચોર અને બહુરૂપીને પલ્લે પડીને, જીવન ગાળવા કરતાં આ

મહાત્મ મનોમયી ભાગ્યશાળી પુરૂષના હૃદય—ઝુલા પર ઝુલાવાનું મળે તો કેવું સારૂં ? દીનદયાળ! કૃપાળુ પ્રભુ! હું અબળા અનાથ છું; મ્હારી તરફ દયા કરીને મને એવા પ્રતાપી, પ્રાગલ્ભી અને પુરૂષાર્થી પતિ મેળવીને મ્હારા જીવનનું કલ્યાણ કરજે! આ રીતે મનના આક્રંદમાં માર્ગ પસાર કરતી, સ્હેજ નિદ્રા પર ચડી, અને ઘડી પળમાંજ પાછી આંખ ઉઘડી ગઇ. નિદ્રા તો વૈરિણી થઇ, અને મન વિહ્વળ બની ગયું. અંતે બેગમાંથી નવો આવેલો ભગિની સમાજનો નિબંધ વાંચવા બેઠી.

નથી દીલ લાગતું ક્યાંયે પછી કર કામ કંઇ લ્હેવું;
નિયમ જનનો સદા એવો લગાડી ચિત્ત કંઈ દેવું—

"આટલાં આટલાં પુસ્તકોનો અભ્યાસ કરવામાં આવે છે, પરંતુ તેમાંથી કશું વર્તનમાં ઉતારવામાં આવતું ન હોય, તો તે તમામ ફોકટ છે, માટે એક ખાંડી વજન જેટલાં પુસ્તકો વાંચો, તે કરતાં તેમાંથી એક અધોળ જેટલું પણ વર્તનમાં ઉતારવાનો પ્રયત્ન કરો.

જગતમાં અનેક શાસ્ત્રો છે, તે દરેકનાં નામ હું તમારી પાસે લેવા માગતો નથી, પરંતુ તેમાંથી તમે તમારા વર્તનમાં જેટલે અંશે ઉતારો તેટલું શાસ્ત્રનું રહસ્ય તમે પ્રાપ્ત કર્યું, એમ માનવાને કશી હરકત નથી.

આપણે અનેક પ્રતિજ્ઞાઓ કરીએ છીએ, પરંતુ તે પાળવાને કંઇ પણ લક્ષ્ય રાખતાં નથી. તે યોગ્ય નથી જે જે પ્રતિજ્ઞા કરવામાં આવે; તે તે સચોટ રીતે પાળવી જોઇએ, દેહ પડે, તો પણ કરેલી પ્રતિજ્ઞા ચુકવી જોઇએ નહિ.

* * નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડે તે પ્રાપ્ત થશે, એવું ઇશ્વરી વચન છે.

* * "તમારો પ્રયાસ ભારે છે. મનોરથ પણ તેવોજ છે. ફતેહમંદ થાઓ એ ઇચ્છું છું."

"સાથે એ પણ માગું છું કે—**કયાંએ કૃત્રિમતા ન પેસી જાય, એ તપાસજો.** અત્યારે ઘણાં કાર્યોમાં કૃત્રિમતા પેસી જાય છે, ને પછી ફળ કંઇ પ્રાપ્ત થતાં નથી."

પોતાના કાર્યને વિષે તલ્લીન થઇ શકે, એવા પુરૂષોની હિંદમાં ભારે જરૂર છે. * * *

સ્ત્રિ કેળવણીને આપણે માત્ર કન્યા કેળવણીથીજ પહોંચી વળવાના નથી. હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નનો ભોગ થઇ આપણી નજરેથી અલોપ થઇ જાય છે, તેઓ ગૃહિણી બને છે ! આ પાપી રિવાજ જ્યાં સુધી આપણામાંથી નહિ જાય, ત્યાં સુધી પુરૂષોને સ્ત્રિશિક્ષક બનતાં શીખવું પડશે. તેઓની આ વિષયની કેળવણીમાં આપણી ઘણી આશાઓ છુપાએલી પડી છે. આપણી સ્ત્રિઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી, આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખ દુઃખની ભાગીયણ ન બને, ત્યાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે.

આપણામાં સ્ત્રિને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે, તેને જડમૂળથી ઉખેડવી જોઇએ. * * *

બીજી તરફથી વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રિને ઢીંગલીદેવી ગણી તેની પૂજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજાદોષમાંથી પણ નીકળી જવું જરૂરનું છે. * *

**જેમ શંકર ને ઉમા, રામ ને સીતા, નળ ને દયમંતી હતાં, તેમ આપણી સ્ત્રિઓ આપણી ગોષ્ઠિમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્‌ગારો સમજતી,**

**તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણા શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે, ત્યારેજ—પણ તે પહેલાં નહિ—આપણો ઉદ્ધાર સંભવે છે.**

આપણે જડતા (ઇનર્શીયા) રૂપી શક્તિના દાબ તળે કચરાએલા ન હોઇએ, તો આપણે બાર કે પંદર વર્ષની બાળા ઉપર કદિ પ્રસવની મહા વ્યથાનો બોજો નજ મૂકીએ. એ વિચાર કરતાં પણ આપણને કંપારી છુટવી જોઇએ !

તમારૂં જીવન આદર્શમય બનાવો. રોમમાં તો આદર્શ પણ ફરી ગયો છે, પરંતુ હિન્દમાં તો આદર્શ ભૂલવામાં આવ્યો નથી. હિન્દુ કે મુસલમાન આપણે સર્વે આપણા પૂર્વજોનાં વારસદાર છીએ, અને એ વારસો ત્યારેજ સંભાળી શકીશું, કે જ્યારે જીવનના આદર્શો પર સતત લક્ષ્ય આપવામાં આવશે. આપણા પૂર્વજોમાં સાત્વિક વૃત્તિ પ્રધાનપદ ભોગવતી હતી, પરંતુ આજે તે નાશ પામેલી જણાય છે. **"જ્યાં જોઇએ ત્યાં દંભી જીવન જણાય છે. હરકોઇ કાર્ય પ્રસંગે અસત્ય બોલવાનું ડગલે અને ડગલે થઇ ગયું છે, તે દુર કરવું જોઇએ, અને જીવન સત્યમય બનાવવું જોઇએ."**

શ્રીયુત ગાંધીજીનાં આદર્શરૂપ અભિવચનો વાંચ્યા પછી મંદારના હૃદયપર ઉંડી અસર થઇ, અને બીજો ભગિની સમાજનો લેખ વાંચવો શરૂ કર્યો.

"કોઇ પણ કાર્ય સફલતાથી પાર ઉતારવા માટે શિક્ષણની જરૂર છે. સ્ત્રીઓમાં શિક્ષણની ખોટ છે, એ તો સર્વત્ર કબુલ થએલી વાત છે. આ શિક્ષણની ખોટ પૂરી પાડવા માટે, આ સંસ્થાએ એક ઉત્તમ માર્ગ લીધો છે, ને તે એ છે કે દરેક સ્ત્રીઉપયોગી વિષયની ન્હાની ન્હાની સરળ ભાષામાં પત્રિકાઓ તૈયાર કરાવવી, અને તેનું

દરેક દરેક ઠેકાણે વાંચન કરાવવું, તેની સમજણ પાડવી, તે વિષય સંબંધી ચર્ચા કરવી, આ રીતે આ વિષયો સ્ત્રીઓનાં મગજમાં ઠસાવવાનો પ્રયાસ કરવા માંડયો છે. પત્રિકાની ૪૦,૦૦૦. પ્રતોની વહેંચણી શહેરોમાં તેમજ ગામડાઓમાં કરવામાં આવી છે. ગામડે ગામડે ફરીને આ ચોપડીઓ વંચાવવા માટે ન્હાનાં ન્હાનાં વાંચનાલય ઉભાં કર્યાં છે. એટલુંજ નહિ પણ એ વાંચનો બરોબર સમજાયાં છે કે નહિ, તેમાં શી શી મુશીબતો નડે છે, શેમાં શેમાં સમજણ નથી પડી, કેટલી સ્ત્રીઓ વાંચનનો લાભ લે છે, એ બધાંનો રિપોર્ટ મંગાવીને તેનો નિકાલ કરવામાં આવે છે. વળી વાંચન ઉપરાંત ઠેકઠેકાણે સ્ત્રીઉપયોગી ભાષણો પણ કરવામાં આવે છે. મોટી સ્ત્રીઓ માટે જરૂર લાગે ત્યાં શિક્ષણ વર્ગો, ઉદ્યોગ વર્ગો શરૂ ફરવામાં આવ્યા છે. આ પ્રકારના કાર્ય માટે ખરેખરા ઉત્સાહી સ્વાર્થ ત્યાગી સેવક, સેવિકાઓની જરૂર છે. પૈસા, કીર્તિના લોભ વગર નિષ્કામ ભાવે કામ કરનાર માણસો મળવાં બહુ મુશ્કેલ છે. એ તો કામ કરનારજ જાણે છે. તો આવી વૃતિવાળાં સ્ત્રીપુરૂષો ગામડે ગામડે ફરી ફરીને તૈયાર કરવાનું ઘણું વિકટ કામ, આ સમાજના ઉત્સાહી સેક્રેટરીએ કર્યું છે, તે ખરેજ ધન્ય છે. એમના જેવા અડગ કાર્ય કરનાર ના હોય તો એક વર્ષ જેટલા ટુંકા સમયમાં આટલું વિશાળ, આટલું સંગીન કામ થાત નહિ. મહાત્મા ગાંધીજી કહે છે તેમ એમને તો રાત દિવસ, ખાતાં પીતાં, જાગતાં સુતાં, બેસતાં ઉઠતાં ભગિની સમાજ મનમાં વસી રહેલી છે. એઓ તેના આત્મા થઇ રહેલા છે. પરંતુ આવા એકનિષ્ઠ અનેક પુરૂષોની હિંદને ઘણી જરૂર છે. કારણ કે જે મહાન સેવા તેમણે હાથમાં લીધી છે, તેની અગત્ય આપણને બહુ છે. સ્ત્રીઓ પુરૂષના કાર્યમાં, પુરૂષોની વાતચીતમાં ભાગ લેતી, વાદવિવાદ કરતી તેમનાં માનસિક સ્વપ્નાં, સંસ્કારો સમજતી, પોષતી થશે ત્યારેજ

આપણા દેશનો ઉદ્ધાર થશે. આવા પ્રકારના ઉંચા આશયવાળી સ્ત્રીઓ ઘણી નીકળી શકતી નથી, કારણ કે તેમને દોરનાર કોઇ નથી. એ પ્રકારના નાયક થવાનું કામ આ સમાજે ઉપાડેલું છે. એકંદર રીતે જોતાં આ વ્યવહારૂ કાર્યનું ભવિષ્ય તો ઉજળું જણાય છે. મહાન ઇંગ્રેજ લખનાર રસ્કિન કહે છે કેઃ—

God appoints to every one of His creatures a separate mission, and if they discharge it honorably, if they quit themselves like men and faithfully follow that light which is in them, withdrawing from it all cold and quenching influence, there will assuredly come of it such burning as in its appointed mode and measure shall shine before men, and be of service constant and holy. Degrees infinite of lusture there must always be, but the weakest among us has a gift however seemingly trivial, which is peculiar to him, and which worthily used will be a gift also to his race for ever.

For all may have, if they dare to choose,
a glorious life or grave.

અર્થાત, ઇશ્વર દરેકે દરેક મનુષ્યને કાંઇક કામ સોંપે છે, અને જો તે યોગ્ય રીતે બજાવે, અને દરેક વ્યક્તિ પોતપોતાના અંતર્દીપની આજ્ઞાનુસાર વર્તન કરે, તો અપૂર્વ પવિત્ર પ્રકાશ ઉદ્દભવે છે. પ્રકાશમાં જૂદા જૂદા દરજ્જા તો હોયજ, પરંતુ અશક્તમાં અશક્ત, સામાન્યમાં સામાન્ય મનુષ્યમાં પણ કાંઇક શક્તિ રહેલી હોય છે, કદાચ એ શક્તિ ઘણી અલ્પ હશે, તો પણ જો તેનો યોગ્ય ઉપયોગ

થાય, તો જનસમૂહને અત્યંત લાભ કરી શકે. જો મનુષ્ય ધારે, તો દરેક જીવન યશસ્વી થઇ શકે. આ પ્રમાણે સ્ત્રી, પુરૂષ, બાલક, બાલિકા આત્મબલ વાપરે, તો સંસારમાં સ્વર્ગ ઉત્પન્ન કરી શકે. તે આત્મબલ પ્રેરવા, જાગૃત કરવા, તેની વૃદ્ધિ કરવાને આ સમાજ યત્ન કરે છે. એજ એનો ઉદ્દેશ છે.

આપણા દેશમાં હવે સેવાની ભાવના પ્રબળ થતી જોવામાં આવે છે. પરંતુ હજી તે ભાવનારૂપ છે, તેને વ્યવહાર રૂપ કેવી રીતે આપવું, તેની સમજણ નથી. અમે શું કરીયે ? કેમ કરીયે ? એવા પ્રશ્નો પૂછાય છે. આવી વૃત્તિવાળી ઘણી બ્હેનો માલુમ પડે છે. એ સહુ બ્હેનોને માહિતી આપવી, આપણા આદર્શ સમજાવવા એ આપણી સમાજનું કર્ત્તવ્ય છે.

દેશની ઉન્નતિ માટે, પ્રગતિ માટે, આપણા દેશમાં તેમજ અન્ય દેશોમાં જૂદા જૂદા પ્રકારના ઉપાયો લેવામાં આવે છે. આપણાજ દેશનો વિચાર કરીએ તો બ્રાહ્મ સમાજ, આર્યસમાજ, પ્રાર્થના સમાજ, પૂના, મુંબઇ, જાલંદરનાં સેવાસદન, વિદ્યાલયો, સુરત, મુંબઇ, અમદાવાદનાં વનિતાવિશ્રામો, વિદ્યાલયો, જૂદા જૂદા શહેરોનાં સેવામંડળો, ગુરૂકુળો સર્વેનું પ્રયાણ એકજ તરફ છે. સ્ત્રીપુરૂષ બન્નેને યોગ્ય જ્ઞાન આપીને પ્રાચીન ભારતવર્ષની વિભૂતિ પુનઃ સ્થાપિત કરવી, આ ઉચ્ચ આદર્શ પૂર્ણ કરવાને માટે સ્ત્રીપુરૂષ બન્નેની જરૂર છે. કોઇ પણ તરેહની ચળવળ થાય, ત્યારેજ બળ પ્રાપ્ત થાય છે. તે સિવાય તો નિદ્રિત અવસ્થામાંજ રહેવાય છે. દૃષ્ટાંત તરીકે સ્વદેશી વસ્તુઓ વાપરવી, દેશના વેપારના ઉત્તેજન માટે, દેશનું માન જાળવવા માટે, દેશ પ્રતિ પ્રેમની લાગણીથી સ્વદેશી વસ્તુઓ વાપરવી, એ મતનો પ્રચાર કરવા માટે બંગાળના ભાગલા (paritition of Bengal) ની જરૂર નહોતી. એ ભાવના કાંઇ ત્યારપછીથી

જન્મ પામી નથી. પણ સ્વદેશી ચળવળને એ કારણને લીધે ઘણો જુસ્સો મળ્યો, તેનું ઘણું પોષણ થયું, કાંઇક જીવ આવ્યો, તે બાબત માટે લોકો વિચારતા થયા એમ ભાન થવા માંડયું કે સ્વદેશી વિરૂધ્ધ વર્તન તો દેશ દ્રોહ છે, માટે એ ખાટું છે, અને ગેરવ્યાજબી છે. પોતાના દેશના ભૂખે મારીને, બીજા દેશને તવંગર કરવાનો રસ્તો છે. પોતાના દેશના વેપારની વૃધ્ધિ વગર દેશની આબાદી કદી થઈ શકે નહિ. દેશના ઉદ્યોગ વગર વારેવારે દુકાળનાં સંકટ પડે છે, ઉદ્યમ પડી ભાગે છે, અને દારિદ્ર આવેછે.

ત્યાર પછીજ, હિંદુસ્થાન એક સંયુકત પ્રજા છે તેનો, ખ્યાલ આવ્યો. ભારતવર્ષ એક બળવાન પ્રજા છે તે માટે જ્ઞાતિની ભિન્નતા, પ્રાન્તિક મતભેદ, સહુ દૂર કરીને આપણાં બાળકોને એમ શીખવવું જોઇએ, કે આપણે ભારતવાસી છીએ. આ પ્રમાણે ઉદ્ગાર કરતાં બાળકોમાંથી ભવિષ્યનું હિન્દ ઉત્પન્ન થશે, ભવિષ્ય ભારતમાં સર્વ પંથ એક થશે, પરંતુ એ પરિસ્થિતિ લાવવા માટે વાતો કરવાની જરૂર નથી, આદર્શને અનુરૂપ વર્તન કરવાની જરૂર છે. એજ ચળવળની જરૂર છે. આ પ્રમાણે હિંન્દની સેવા એજ મહાન જનસેવા આપણે મન છે. માટે બહેનો જાગૃત થાઓ, ઉઠો, બાથ ભીડો અને જ્યાં સૂધી ઇષ્ટ પરિણામ આવ્યું નથી, ત્યાં સૂધી બેસી રહેશો નહિ.

આપણા આચાર અને વિચારમાં એક રાષ્ટ્રિયતાની ભાવના થવી જોઇએ. અને તે ભાવના જાગૃત કરવા માટે કેળવણી, સંસ્કારની જરૂર છે. વિવિધ પ્રકારના જ્ઞાનથી સુસંસ્કાર આવી શકતા નથી. અર્વાચીન કેળવણીનું લક્ષ્ય રાષ્ટ્રિયતાની ભાવનાની ખીલવણી એજ છે. એમાં માનસિક, ધાર્મિક, અને નૈતિક કેળવણી સહુનો સમાવેશ થાય છે. ભારત વર્ષને ભારતવર્ષીય બનાવવો, રાષ્ટ્રિય ભાવનાને એક રૂપતા આપવી, વ્યવસ્થિત કરવી, આપણા પ્રયાણનું રેખા દર્શન

કરવું, આ સર્વ કાર્ય આપણે કરવાનું છે. આપણે માટે બીજાને કરવા દેવાનું નથી. આપણો કાર્યક્રમ આપણેજ ઘડવાનો છે. કોઇનો કરી આપેલો કાર્યક્રમ આપણને અનુકુલ નથી, આપણામાં એટલી શક્તિ આવેલી છે.

પ્રાચીન જ્ઞાન, વિદ્યાને અર્વાચીન રૂપ આપવું, એ આપણા શિક્ષણનું લક્ષ્ય સ્થાન કરવાનું છે. અનેક પ્રકારના આદર્શ શોધી કહાડવાના છે. જીવનના, કર્ત્તવ્ય પ્રદેશના, અને સ્વતંત્રતાના નવા મત, શહેરી તરીકેના નવા વિચારો, પ્રેમ અને મિત્રતાનાં રૂપાન્તરો આ અને એવી બીજી બાબતોનો નિકાલ આપણે ઉત્સાહપૂર્વક કરવાનો છે. આ નવા કર્ત્તવ્ય પ્રદેશમાં સ્ત્રીઓની માનસિક શક્તિનો જૂદા પ્રકારનો વિકાસ કરવાનો છે. જે બુદ્ધિના શિક્ષણથી નમ્રતા, કોમળતા ઇત્યાદિ નાજુક, રસિક, સ્ત્રીત્વનો ભંગ થાય તેવી કેળવણી. તે ખરી કેળવણી કહેવાય નહિ. ચારિત્ર્યની દૃઢતા, તેની ખીલવણી, એજ કેળવણીનો ઉદ્દેશ રાખવો જોઇએ. Intellectul accomplishment બુદ્ધિની ખીલવણીને પ્રાધાન્ય આપવાનું નથી. આપણા દેશના ઇતિહાસ અને સાહિત્યમાં સ્ત્રીત્વની ભાવનાનું ચિત્ર આલેખાયું છે, તેને માટે ખરી લાગણી ઉત્પન્ન ના થઇ હોય, તેને માટે યોગ્ય ગર્વ ઉત્પન્ન થયો ન હોય ત્યાં સૂધી આપણી કેળવણી અધૂરીજ કહેવાય.

કેવા પ્રકારની સ્ત્રીઓ દૃષ્ટાંત યોગ્ય આપણે ગણીશું ? શરીરે મજબુત, સમયસૂચકતાવાળી, દીર્ઘ દૃષ્ટિવાળી. કસોટીને વખતે હિંમતવાળી, એવી સ્ત્રીને આપણે માન આપીશું નહિં ? તેનાં દૃષ્ટાન્ત આપણા ઇતીહાસમાંથી મળે છે, ચિતોડની પદ્મિની, ચાંદબીબી, માનસી રાણીનાં જીવન આપણને શું બીજું શીખવે છે. ? ભક્તિમાન, તત્વજ્ઞાની સ્ત્રી કવિની આપણે પ્રશંસા કરતાં હોઇશું તો મીરાંબાઇનું દૃષ્ટાન્ત મ્હોં આગળ છે. રાજ્ય કારભારમાં કાબેલ સ્ત્રીને અનુસરવું હશે, તેને રાણી

ભવાની, અહલ્યા બાઇ, લક્ષ્મીબાઇનાં દૃષ્ટાન્ત છે. આદર્શ પત્નીનાં દૃષ્ટાન્ત તો અનેક છે. કુમારિકા જોવી હોય તો ઉમાનો આદર્શ છે. સ્ત્રીત્વની પરાકાષ્ટાનો સમાવેશ ગાન્ધારીમાં થયો છે. એવો બીજો દાખલો આપણને કોઇ પણ દેશના ઇતિહાસમાં મળશે નહિ. આટલું તો ચારિત્ર્યના વિકાસ માટે.

આ સઘળાની સાથે સ્ત્રીઓએ વધારે કર્ત્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે. જીવનની સર્વ સ્થિતિને અનુકુળ થતાં તેને શીખવાનું છે. પત્ની થતાં તેને સ્ત્રીત્વ શું છે તે જાણવાનું છે, અને સ્ત્રી થતાં પહેલાં મનુષ્યત્વનું ભાન પ્રાપ્ત કરવાનું છે. અને તેજ ક્રમ પ્રમાણે કન્યાની કેળવણી આપવી આવશ્ય છે. અને તેટલા માટે સામાન્ય સાહિત્ય ઉપરાંત વિજ્ઞાન, ઇતિહાસ, અને ભૂગોળનું જ્ઞાન આવશ્યક છે. ભારતવર્ષના નૈતિક આદર્શે આ સમયમાં જૂદું રૂપ લીધું છે. રાષ્ટ્રિય અને પ્રજાકીય આદર્શનો એમાં સમાવેશ થાય છે. આપણા દેશના ભૂતકાળનો સંબંધ અને સ્થિતિ જાણીને બેસી રહેવાનો વખત નથી. પરંતુ જગતના અન્ય દેશો સાથે તેનો સંબંધ કેવો છે, અન્ય દેશોની પ્રગતિ કેવા પ્રકારની થાય છે, તેનું જ્ઞાન આવશ્યક છે. અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાના બે રસ્તા છે. મેજીકલેન્ટર્ન. સીનેમાના દેખાવો તથા માતૃભાષા. અને તેને માટે ન્હાની મોટી શાળાઓ, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, સ્ત્રીઓના વર્ગો, વાચનગૃહો, વ્યાખ્યાનમાળાઓ એ સાધન છે. પરંતુ આ શાળાઓ, આ વર્ગો આપણા દેશની પરિસ્થિતિને અનુકુળ હોવાં જોઇએ, વિરૂધ્ધ હશે, તો નિષ્ફળ જશે. અને જાય છે. અમદાવાદ, સુરત, પૂના જેવાં મહિલાવિદ્યાલયો દરેક દરેક જીલ્લામાં કહાડવાં જોઇએ; અને તેના કાર્યક્રમમાં પ્રસંગાનુસાર ફેરફાર કરવો જોઇએ. પહેલું પગલું આપણે ભરવું જોઇએ. ઘણી ઇસ્પીતાલો નર્સોને તૈયાર કરવાની ઇચ્છા રાખે છે, માગણી કરે છે, સારી સ્થિતિની

સ્ત્રીઓ આ કામ કરવાનો આરંભ કરે તો સારી નર્સો, દાક્તરો થઇ શકે, પરંતુ સ્ત્રીઓ આગળ પડતાં હજી ડરે છે. છોકરા છોકરીઓ માટે બોર્ડીંગોની મોટાં શહેરોમાં જરૂર છે. તેની દેખરેખ માટે સારા કુટુંબની મેટ્રનોની જરૂર છે. શિક્ષકોની જરૂર છે. આ બધું કામ હવે આપણે જલદી કરવાનું છે. દરેક પ્રજાને માથે ભવિષ્યની પ્રજાને શિક્ષણ આપવાનું કર્ત્તવ્ય પ્રાપ્ત થએલું છે, મહત્વનું આ એક નિર્મિત કરેલું કર્ત્તવ્ય છે. હવે જો અર્વાચીન જાગૃતિના મહત્ત્વનાં તત્ત્વોની ભાવના માતૃભાષામાં ઉત્તરે, તો મુશ્કેલી ઘણે અંશે દુર થાય. એ ઉજળો દિવસ લાવવા માટે ભારતમાતા અનેક વ્રતોની આશા રાખે છે. ખરા ધર્મનિષ્ઠ, કર્તવ્યનિષ્ઠ ઉપાસકોની આશા રાખે છે. સ્ત્રી વર્ગમાં કેળવણીનો પ્રચાર કરવા માટે સેંકડો સ્ત્રીપુરૂષોએ એકઠાં મળીને કામ આરંભવાનું છે. લાંબી રજાના વખતમાં પોતાના ઘરમાં કે ગામડામાં વરસ દિવસે કાંઇ નહિં તો દરેક શિક્ષિત વ્યક્તિ બાર પાઠ આપે તો તેને લીધે કેટલો લાભ થાય! વળી કોઇએ માતૃભાષાનું સાહિત્ય વધારવા માટે પ્રયાસ આરંભવો જોઇએ. ચોપડીઓ અને ચોપાનીઆં શિક્ષકો કરતાં ઘણું વધારે કામ કરી શકે છે, અને એટલા માટે આ જમાનાના સાક્ષરોને વિનંતી કરીશું કે નવા જીવન, નવા આદર્શ, માટે નવું સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે, કે નવા આદર્શો, નવાં તત્ત્વોની ચર્ચા કરવાની જરૂર છે? અત્યારનું આપણું સાહિત્ય બહુજ શુષ્ક અને નિરસ છે. તેમાં કાંઇ ઉંડી, ગંભીર, છાપ કે જુસ્સો નથી. બુદ્ધ, અશોક, ચંદ્રગુપ્ત, અકબર વિગેરે મહાન પુરૂષોના ખરા જીવન જાણવા માટે ઇંગ્રેજી ભાષા શીખવાની—સારી રીતે જાણવાની જરૂર પડે તો—ભારત વર્ષનો ઇતિહાસ સ્ત્રીઓ કેવી રીતે મનમાં ઉતારી શકે? રશીઆના મહાન પીટરની મા રાણી કેથરીન ઘણીજ ઉત્સાહી, બળવાન અને બુદ્ધિશાળી હતી. તેણે રશીઆના સાહિત્યને જે ફાળો આપ્યો

છે, તે ખરેજ પોતાના સ્વભાવનું પ્રતિબિમ્બ છે. એક વ્યક્તિ પણ પ્રજા અને દેશને પોતાના લખાણુથી કેટલી મજબુત અસર કરી શકે છે, તે એનાં રચેલાં નાટકો અને નવલકથાઓ ઉપરથી માલુમ પડે છે. વળી જ્યારે એની પાછલી અવસ્થામાં પોતાનાં દોહિત્રોને શિક્ષણ આપવાનો પ્રસંગ આવ્યો, ત્યારે પોતાની મેળેજ રશિયન સાહિત્યનો વધારો કર્યો. ઇતિહાસનાં અનેક મોટાં મોટાં પુસ્તકો રચ્યાં, રચાવ્યાં. કેટલાક કોશ તૈયાર કરાવ્યા, ફ્રેંચ ભાષામાંથી તત્વજ્ઞાનના ગ્રન્થો પણ રશીઅન ભાષામાં ઉતરાવ્યા.

રશીઅન સ્ત્રી લેખકો પુરૂષોના કરતાં વધારે સારા ગ્રંથ લખતી, અને પુરૂષોને કહેવું પડયું કે all of you Russian women, are higher and more vigorous than we men. ઘણા ઉંચા સંસ્કારવાળા પુરૂષો કરતાં સ્ત્રીઓનાં લક્ષણુ ચઢીઆતાં આવતાં. રશિઅન સ્ત્રી લેખકોમાં પ્રથમ પદ તો રાણી કેથરીન અને તેની સખી પ્રિન્સેસ ડાશકોવનુંજ હતું. કેટલીક સ્ત્રી કવિ થઇ હતી, પણ વધારે હિસ્સો નવલકથામાં હતો. સ્ત્રી જાતિનાં દુઃખ, કુટુંબ જીવનની, પ્રેમની કથા, દુષ્ટ માતાની વર્તણુક, સમાજની નિષ્ઠુર રૂઢિઓ વિગેરેનાં ચિત્ર સ્ત્રીઓએજ આલેખ્યાં છે, ને તેથી તે ચિત્રો ઘણાં આબેહુબ છે. આ પ્રમાણે રશિઆના સાહિત્યમાં સ્ત્રી લેખકોએ ઘણો ઉમેરો કર્યો છે, કારણુ કે પોતાના સાહિત્યની વૃદ્ધિની જરૂરીયાન તેઓ સંપૂર્ણ સમજ્યાં હતાં. આ જમાનાનાં લેખકો વર્તમાન કાળની કીર્તિના લોભની ઇચ્છા છોડી દઇને સ્ત્રીઓ અને સામાન્ય જનસમૂહની ભાષામાં અર્વાચીન જ્ઞાન, શોધનો ઉતારો કરશે, તો ભવિષ્ય કાળમાં તેમની કીર્તિ ઘણી વધશે. સ્ત્રીઓના હિતને અર્થે નેતાનું આ કામ પુરૂષોએ કરવું જોઇએ. આ પ્રકારની ઉદારતા અને લાગણી આપણા પુરૂષોમાં છેજ એ નિઃસંશય છે, આપણું civilizasion altruistic એટલે આપણી

સંસ્કૃતિ નિઃસ્વાર્થવાદી છે. સતી કરવાનો ક્રૂર રીવાજ નાબુદ કરવાની ચળવળ કરનાર માણસ રાજા રામમોહનરાય પુરૂષજ હતો. લગ્નની વિશુદ્ધિ બાબત લડત કરનાર મહાન ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર પુરૂષજ હતો. સ્ત્રીઓ પોતાનો હિસ્સો એવા કાર્યમાં આપે એ ખરૂં પરંતુ આપણા કાર્યમાં આપણને વિશ્વાસ હોવો એ ઘણું અગત્યનું છે.

નવા જમાનામાં, નવા યુગમાં સ્ત્રીઓની સાથે રહીનેજ પુરૂષોએ કામ કરવાનું છે, એ તો સત્યજ છે; ઇંગ્લંડ અમેરિકા, જર્મની, તુર્કસ્તાન, રશીઆ, આ સઘળા દેશોમાં જ્યારે કાંઇ પ્રગતિ થઇ, ત્યારે ત્યારે સ્ત્રીઓનો મહત્વનો હિસ્સો તેમાં રહેલો છે, તે આપણે ઇતિહાસ તેમજ ચાલુ બીનાઓ ઉપરથી જાણીએ છીએ.

થોડા વર્ષ ઉપર તુર્કસ્તાનમાં રાજ્યની મોટી ઉથલપાથલ થઇ હતી; ત્યારે ત્યાંની સ્ત્રીઓએજ પુરૂષોને બળ આપ્યું હતું. યુરોપના સહવાસથી ત્યાંની પડદેનશીન સ્ત્રીઓમાં નવુંજ બળ આવ્યું હતું. જનાનખાનામાં રહેનારી સ્ત્રીઓ, સ્વતંત્રતા માટે પોકાર ઉઠાવતી હતી. ખરી ચિંતાના સમયમાં સ્ત્રીઓ ઘણાજ ઉત્સાહથી કામ કરતી. જે જે ગુપ્ત મિટીંગો થતી તે સ્ત્રીઓના મનની દૃઢતા અને અગમ બુધ્ધિને લીધેજ થતી. જો કે પ્રત્યક્ષ રીતે તેમનાથી કાંઇ થઇ શકતું નહિ, પણ પરોક્ષ રીતે તેમણે ઘણીજ કીંમતી સેવા બજાવી હતી, સ્વાતંત્ર્યનું ખરૂં રહસ્ય તેઓ સમજી શકતી નહિ, પરંતુ તેમની કિંમત તેઓ સમજતી. જે ટર્કી સ્ત્રીઓએ પોતાનાં બાળકોને સ્વાતંત્ર્ય પ્રીતિના પાઠ હાલરડાંમાંથી શીખવ્યા હશે, તે પોતાના પુત્ર પુત્રીઓને પરાધીનતા—ગુલામીનો ધીકકાર એ તો વારસામાં આપશેજ. આ સખ્ત જુસ્સાનું સબળ કારણ હતું. દુષ્ટ પરાધીનતાને લીધે માતાઓને, પત્નીઓને, સ્ત્રીઓને અસહ્ય સંકટ વેઠવાં પડયાં હતાં. પોતાનો એકનો એક પુત્ર વિના કારણે કારાગૃહ સેવે, પાલન પોષણ કરનાર પતિને ફાંસીને લાકડે

ચઢાવે, કુટુંબનું રક્ષણ કરનાર પિતાને દેશ નિકાલ કરવામાં આવે આવી દુષ્ટતાનું કાંઈ પણ શાંત્વન હોઇ શકેજ નહિ.ક્ષમાની ભાવના નષ્ટ થાય એ સ્વાભાવિક છે. આવાં સંકટ કોઇ પણ સ્ત્રી કદી ભૂલી શકે ? આ કારણોને લીધે સ્વતંત્રતાનો જુસ્સો તેમનામાં જાગૃત થાય જ અને તેમના બાળકોને તેજ પાઠ શીખવે એમાં કાંઇ નવાઇ નથી.

રાજની ઉથલપાથલ પછી આ સ્ત્રીઓએ પુરૂષો પાસે એવી માગણી કરી કે માત્ર રાજકીય હક્ક અમને આપશો, તેટલાથી અમે સંતોષ નહિ માનીયે; પણ અમારે તો સંસારિક બાબતોમાં પણ છૂટ જોઇએ છે. અમારે તો અમારા જનસમાજની ઉન્નતિ માટે તમારી સાથે રહીનેજ કામ કરવાનું છે. કારણ કે અમે જો હમારા આદર્શ નહિ સમજી શકીએ તો હમારા છોકરાઓને હમારે લાયકના નહિ કરી શકીએ. આ તેમની માગણી પુરૂષોને વાસ્તવિક લાગી. સ્ત્રી કેળવણી માટે પુરૂષોને સમ્મતિ આપવી પડી; જો કે અત્યંત યુરોપીયનમય થઇ ગએલી સ્ત્રીઓ તે ત્યાંના વૃદ્ધ તેમજ ઘણા જુવાનીઆઓને પસંદ નહોતીજ. કારણકે તેમને લાગ્યું કે ઘણાં ઉતાવળાં પગલાં ભરીશું, તો પ્રગતિને રોકાણ થશે, તેમને એમ લાગ્યું કે સંગીન સુધારા માટે, સ્ત્રીઓની ઉન્નતિ માટે, રફતે રફતે અને દેશને અનુસરીને સુધારો થવો જોઇએ. ત્યાંની ખરી હિતચિંતક સ્ત્રીઓને પણ એજ સત્ય લાગ્યું. સાલેહનુમ કરીને એક સ્ત્રી લેખક લખે છે કે "અમારે કાંઇ સદંતર બુરખો કહાડી નથી નાખવો, અમે તો માત્ર એટલું માગીએ છીએ કે અમને વધારે ઉદાત્ત કેળવણી આપો ! એવી કેળવણી આપો કે જેથી અમે અમારા પતિની સહચરી સહાયિની થઇ શકીએ, અને અમારા પુત્રોને કેળવી શકીએ. આજ જે અમને કેળવણી મળશે તેના ઉપર કાલની સામાજીક સ્થિતિનો આધાર છે." આ પ્રકારની લેખકને લીધેજ ટર્કીની સ્ત્રીઓ છેવટે વિજયી

આવે છે. એને લાગ્યું કે પુરૂષને મહેનતના બદલામાં થોડાક મશ્કરીની ઇચ્છા છે, તો ભલે એટલું દાન આપીશું. ખુશામત સહુને વ્હાલી છે, તેમાં કાંઇ પૈસા બેસતા નથી. આપણે વેંત નમીશું તો એ હાથ નમશે. આતો એક સ્ત્રી જાતની અસલથી ચાલી આવતી પૉલિસી છે. એનેજ લીધે સ્ત્રી જાતિની સત્તા ટકી રહે છે. હાલ ટર્કી સ્ત્રીઓ પુરૂષને બહારના જગત્ પર રાજ ચલાવવા દે છે, કેમકે તેઓ પોતાનું રાજ્ય પુરૂષો ચલાવી શકે છે. "અમને એવી કેળવણી આપો કે જેથી અમે તમને કેળવી શકીએ," આ માગણીમાં કાંઇજ અણઘટતું નથી. ટર્કીની સ્ત્રીઓની માગણી બરાબર આપણા જેવીજ છે. ફેર એટલોજ કે આપણામાં હજી એવો જુસ્સો આવ્યો નથી, બાકી આપણી મુક્તિ આપણા સિવાય બીજા કોઇના હાથમાં નથી, એતો નક્કીજ છે.

સ્ત્રીઓના હિસ્સા માટે આપણે એટલાં વરસ પણ પછાત જવાની જરૂર નથી. હાલમાં તાજોજ દાખલો રશીઆના ઉધ્ધારનો છે. રશિઆ એટલે રાજાનો સખત કારોબાર, એમજ અત્યાર સુધી આપણે જાણ્યું છે. પરંતુ આ જમાનાનો પ્રવાહ એટલો જલદી વહે છે કે કાલે શું થશે તેનો જરા પણ ખ્યાલ આજે આવી શકતો નથી. રશીઆની એ પ્રજા આજે રાજાનાં સખ્ત બંધનોમાંથી છૂટીને સ્વતંત્ર થઇ છે. જગતના ઇતિહાસમાં આ મહાન્ ઉથલપાથલ અપૂર્વ છે, કારણ કે ઘણાજ ટુંકા વખતમાં અને કાંઇપણ લોહી રેડ્યા વગર માત્ર જનસમૂહના સામાન્ય હિતને અર્થેજ આ ઉથલપાથલ થઇ છે. આ આપૂર્વ ઉથલપાથલ કરવામાં એક સ્ત્રી કેથરીન બ્રેશ કૅવસ્કાયાનું નામ આગળ આવ્યું છે. આ મહાન્ સ્ત્રીને રેવોલ્યુશનની ગ્રાન્ડ મધર (દાદી) એવું ઉપનામ આપવામાં આવ્યું છે. અત્યારે એની ઉમર ૬૭ વર્ષની છે. વીસ વરસ સુધી એ કેદની શિક્ષા ભોગવીને આજે સ્વતંત્ર થઈ છે. એનો ગુન્હો એ કે દેશને બંધનમાંથી મુક્ત કરવો એ એની મોટી આકાંક્ષા. આ

સ્ત્રીનું ચરિત્ર ખરેજ જાણવાલાયક છે. થોડાં વર્ષ ઉપર એક લેખકે નીચે પ્રમાણે તેની હકીકત આપી હતી. એણે પોતાના જીવનમાં અનેક સંકટ ખમ્યાં છે. અને કેદખાનામાં રહેવાને લીધે પાંત્રીસ વર્ષની વયે તેના કાપેલા ટુંકા વાળા સફેદ થઇ ગયા હતા. સખત હાડમારી, દેશવટો વિગેરે આપદા વેઠયા છતાં તેના દૃઢ સ્વભાવમાં અથવા સ્વમાન અને સ્વકર્તવ્ય સંબંધી ભાવનામાં કાંઇજ ફેર પડયો નહોતો. એણે ઘણંજ સારૂં શિક્ષણ લીધેલું હતું, પોતાના દેશની પ્રાથમિક શાળામાં તેણે પ્રથમ શિક્ષણ લીધું હતું, અને પછી સ્વિટઝર્લૅન્ડમાં તે શીખી હતી. ફ્રેંચ, જર્મન, અને અંગ્રેજી ભાષાઓ એ સારી રીતે બોલતી, અને સંગીત પણ સારૂં જાણતી. એકંદર રીતે એ ઘણીજ ચંચળ અને ચબરાક સ્ત્રી લાગતી હતી. બે વાર તેને કારાની ખાણોમાં સખત મજૂરીની શિક્ષા કરીને મોકલવામાં આવી હતી. અને ત્યાર પછી પણ સેલેનજીસ્ક નામની ઘણીજ ખરાબ જગ્યાએ પોલીસના સખત જાપ્તામાં તેને જોર જુલમથી રાખવામાં આવી હતી. ત્યાં તેની સ્થિતિ બહુજ દયાજનક હતી. કોઈ પણ સારાં સંસ્કારી સ્ત્રી પુરૂષોનો ત્યાં સમાગમ જરા પણ નહિ, અને આજીવિકાને માટે પણ સરકાર તરફથી ઘણીજ જુજ રકમ તેને આપવામાં આવતી. પત્રવ્યવહાર પર પણ પોલીસની દેખરેખ રહેતી. કુટુંબ, મિત્ર, બધાથી વિખુટું તેને રહેવું પડતું, અને ભવિષ્યમાં કોઇ દીવસ સારો દીવસ જોવાની તેને આશા નહોતી. ત્યાંને ત્યાંજ હાડમારીમાં થોડાં વર્ષ ગાળીને નિરાશામાંજ તેનું મૃત્યુ થશે એમ લાગતું, તે છતાં આ બહાદુર સ્ત્રીએ ધીરજ ખોઇ નહોતી. પોતાની જન્મ ભુમીની સ્વતંત્રતા માટે એને એટલી ઊંડી લાગણી હતી, અને એટલો વિશ્વાસ હતો કે સ્હામા માણસને દયાની અને માનની લાગણી થઇ આવતી. એ કહેતી હતી કે આપણે દેશવટો ભોગવીશું, આપણાં છોકરાં પણ કદાચ દેશ-

જ્ઞ ભાગવશે, અને તેમનાં છોકરાં પણ દેશવટા ભાગવશે, પરંતુ છેવટ તો સારૂં ફળ મળશેજ. ધન્ય છે આવી દેશભક્તિને, ને ધન્ય છે આવી હીંમ્મતને. થોડાં વર્ષ પછી આ સ્ત્રી ઈંગ્લાંડમાં આવીને રહી; અને રશીઆમાં સ્વતંત્રતાની ચળવળ ચલાવવા માટે પૈસા ઉઘરાવવા માંડી. પચીસ વર્ષ કારાગૃહમાં અને સાઇબીરીઅના રણમાં ગાળીને સુધરેલા દેશમાં તેણે જીવન ગાળવા માંડયું, અને અત્યારે હવે તેના દેશના લોકો તેને અમારી વહાલી દાદી એ ઉપનામે બોલાવે છે. કેટલાંક તેને અમારી મહાન વડીલ સ્ત્રી Grand old woman એ નામ આપીને પોતાના માન અને વહાલની લાગણી બતાવે છે. બલીહારી છે આવાં સ્ત્રીરત્નોની ! મહાન ટૉલ્સ્ટાયના લખાણ ઉપરથી માલુમ પડે છે કે ઘણી સ્ત્રીઓ પોતાના પતિની સાથે સઇબીરીઆના રણમાં દેશવટા ભોગવતી અને બીજાનાં દુઃખ એ રીતે ઓછાં કરવાનો પ્રયત્ન કરતી. કહેવાનું માત્ર એટલુંજ કે સ્ત્રીઓમાં કાંઇ ઓછી શક્તિ નથી.

અત્યારે આપણી સ્થિતિ કેવી છે ? ઘણાં વર્ષોથી આપણા લોકોને શસ્ત્ર વાપરવાનું છોડી દેવું પડયું છે. લ્હડાઇના પ્રસંગો જોવાના અનુભવ મળ્યા નથી, તેથી સ્ત્રી પુરૂષોમાં ભિરૂતા આવી ગઇ છે. વેપારી બુદ્ધિના લોક થઇ જવાથી લ્હડાઇની વીર કથાઓનો રસ રહ્યો નથી. હવે સમય ઘણો બારીક આવ્યો છે, જો ભોગજોગે આપણા દેશ ઉપર પરદેશી હુમલો થાય તો હિન્દના પુત્રોને રણસંગ્રામમાં જવું પડશે, અને હિન્દી માતાઓએ તેમને ઉશ્કેરવા પડશે. આપણી પુત્રીઓનું, સ્ત્રીઓનુ રક્ષણ શું પારકી પ્રજા આવીને કરશે ? આ ખ્યાલજ તિરસ્કારયુક્ત છે.

સ્ત્રીઓએ ઘણાં નવાં કાર્ય માથે લેવાં પડશે, અને તે કાર્યો સમજાવવાનું કામ, સમાજે અને સભાઓએ કરવું પડશે; અને જાણાં

જુદાં સ્થળોનાં કાર્યક્ષેત્રની માહિતી રાખવી પડશે. લોકોમાં જેમ શિક્ષણની આંકાંક્ષા વધશે, તેમ તેમ તેમને સાહિત્ય પુરૂં પાડવું પડશે. એકંદર રીતે વ્યવસ્થિત કામ કરવાની ટેવ આપણે પાડવાની છે. જુમેદારી લેતાં શીખવાનું છે. જ્યાં પહેલાં બે કાર્યવાહકોથી કામ થતું ત્યાં હવે બાર જોઇએ. અત્યારે તો આપણે જોઇએ છીએ કે એક સભાને માટે, મંડળો માટે સ્ત્રી અધ્યક્ષ કે સેક્રેટરી માટે કેટલી આપદા પડે છે. સર્વેએ આગળ પડીને કામ કરવાની હોંસ અને ઉત્સાહ રાખવો જોઇએ. કદાચ આપણા પુરૂષોને લ્હડાઇમાં જવું પડે તો કુટુંબનું આરોગ્ય અને બીજી બધી દેખરેખ આપણેજ કરવી પડશે. હાલ તો મોટા લોકની અધિકારી વર્ગની સ્ત્રીઓ છેક પરાધીન થઇ ગએલી હોય છે પોતાને કાંઇ આવડ હોતી નથી—દરકાર હોતી નથી, અને મોટાઇના અહંકારમાં તણાઇ જાય છે તેથી નથી કોઇના ઉપયોગમાં આવતી, કે નથી તેમનું માન પડતું.

માટે હવે આપણે એ જરૂરનું છે કે જેમ બને તેમ સ્ત્રી ઉન્નતિના પ્રશ્ન, એટલે સામાજીક ઉન્નતિના સઘળા પ્રશ્નો આપણે હસ્તક લઇને તેનો નિકાલ આપણે પોતેજ કરતાં શીખવાનું છે. હમણાં થોડાજ દીવસ ઉપર ગિરમીટીઆ મજૂરીની પૃથા દુર કરવા માટે સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વાઇસરોય પાસે ગયું હતું. તેમની માગણીના જવાબમાં તે નામદારે કહ્યું હતું કે હિન્દુસ્થાનમાં બ્રિટીશ અમલના ઇતિહાસમાં સ્ત્રીઓ જાતે આ પ્રથમજ વાઇસરોયને વિનંતિ કરવા આવી હતી. જો આ પ્રમાણે સ્ત્રીઓ સલાહ આપીને સરકારને મદદ કરે તો સરકારનું કામ ઘણું સરલ થાય, ખાસ કરીને સ્ત્રી કેળવણીના અભાવને લીધે સ્ત્રી પુરૂષની વચ્ચે બેશુમાર અંતર રહે છે. સ્ત્રીઓ જો કેળવણીમાં આટલી બધી પાછળ પડી જાય, તો દેશની ઉન્નતિ થઇ શકેજ નહિ. જો કે સાંસારિક રીતરીવાજો ઘણા પ્રતિબંધક છે.

પરંતુ તે છતાં સુશિક્ષિત સ્ત્રીઓએ એકઠાં મળીને સરકારને સલાહ અને મદદ આપવી જોઇએ. ઉપરાંત બીજી બાબતો છે! દાખલા તરીકે આરોગ્ય, સ્વચ્છતા, ક્ષય કે જે ખાસ કરીને સ્ત્રીઓને વધારે લગતા પ્રશ્નો છે. જો પ્રતિષ્ઠિત અને શિક્ષિત સ્ત્રીઓ પોતાથી અશિક્ષિત બહેનોને સુધારવા માટે મંડી રહે તો તેથી ઘણોજ લાભ થાય. સ્ત્રીઓએ જે કાંઇ કરવા માંડયું છે, તે ભવિષ્ય માટે શુભ ચિન્હ છે.

સ્ત્રીઓના કર્ત્તવ્ય પ્રદેશની આમાં રૂપરેખા આપી છે, તે ધોરણ પર આપણે કામ આરંભીશું. પધ્ધતિસર, વ્યવસ્થાપૂર્વક અને સંપથી ઉત્સાહપૂર્વક કામ કરીશું તો આપણી ફતેહ છે. તેજ તરફ આ આપણી સમાજનું પ્રમાણ છે. એને જેમ બને તેમ આપણે મદદ કરવી એ આપણી ફરજ છે " જ્યારે હિંદની પુત્રીઓ તેમના પુત્રોને પ્રોત્સાહિત કરતી થશે ત્યારે હિંદમાં મહાત્મા, વીર પુત્રો, તત્વ જ્ઞાનીઓ અને શુરાઓની પ્રજા બનશે." તથાસ્તુ.

આવાં પરગજુ કામ કરનાર અને સમાજ સેવા કરનાર બ્હેનો અને બંધુઓ સમક્ષ વિશેષ તો શું બોલી શકાય? પોતાના લાભને ખાતર અથવા તો માન અને વખાણ મેળવવા ખાતર દુનિયામાં માણસો ઘણી પણ ઉથલપાથલ કરે છે અને તેમાં કાંઇ મોડી વાત ગણવી જોઇએ નહિ. પણ જો બીજાઓના લાભને ખાતર તે થોડી ઘણી પણ મહેનત લે એ ખરેખરી મહાભારત વાત છે. એવી રીતે બીજાઓનું ભલું કરવાને ખાતર માણસ પોતાના લાભને જેટલા પ્રમાણમાં ભૂલી જઇ શકે તેટલા પ્રમાણમાં તેણે **પરમેશ્વરની** ખરેખરી સેવા કરેલી ગણાય. પરગજુ કાર્ય ગુપચુપ કરવાં અને તેવાંજ કાર્યો ફકત જગતુને બતલાવવા અર્થે કરવાં તથા જાહેર માન અને વખાણ મેળવવાની હોંસ રાખીને કરવાં, એ બેમાં ઘણો ફરક છે, જે

માનવીને સેવા બજાવવાને તેના આત્માનો હુકમ થાય તે માનવી બહારના દેખાવ, યા માન, યા વખાણુની ઇચ્છા વગર પોતાને જેમ ખરૂં સુઝે તેમ કાર્ય કર્યે જશે.

જ્યારે માનવીને કુલ માણુસ જાતની તેમજ કુલ પેદાશની એકયતાની થોડી પણુ સમજ પડે, ત્યારેજ આ લાગણી તેનામાં ઉત્પન્ન થાય છે અને તે સમજે છે કેઃ—હું અને તું એ બે કાંઇ જૂદા નથી પણુ બન્ને એકજ અંગના ભાગ છે; અને તે બન્ને ભાગોની હાલત સારી હોય તોજ આખું અંગ આરોગ્ય ભોગવી શકે.

એજ પ્રમાણે એક દેશની ઉન્નતિ માટે તે દેશના પુરૂષોમાં તેમજ સ્ત્રીઓમાં પણુ જાગૃતિ થવી જોઇએ, અને ત્યારેજ તે દેશ ઉચ્ચ અવસ્થામાં આવી શકે. ભગિની સમાજના સ્થાપકોએ આ જ્ઞાન પુરૂં ગ્રહણુ કરેલું માલુમ પડે છે. ગઇ સાલમાં તે સમાજે કરેલા કાર્યનો અહેવાલ રજુ કરનારા પુસ્તકમાંનો એકજ ફકરો વાંચવાથી આ ઉચ્ચ હેતુની સમજ મળે છે. એ ફકરો નીચે પ્રમાણે છેઃ-

" દેશમાં સર્વત્ર જાગૃતિ લાવી ચૈતન્ય રેડી, શિક્ષણુ ફેલાવી, **સ્વરાજ્ય** માટે તૈયાર થવાની ભાવના પ્રબળ થતી જાય છે. આ ભાવના સફળ કરવામાં સ્ત્રીઓએ પોતાનો હિસ્સો આપવોજ પડશે; અને પુરૂષોએ તેમને તે માટેની દરેક અનુકુળતા કરી આપવી પડશે.

સ્ત્રીનું હિત તેજ પુરૂષનું પણુ હિત છે, અર્થાત્ તેમનાં હિત જુદાં નથી. તેઓ બન્ને સાથેજ અધોગતિ પામે છે અથવા દેવ સમાન થઇ શકે છે, સ્વતંત્ર થાય છે અથવા ગુલામગીરીમાં બન્ધાય છે.

જ્યારે (૧) **જાગૃતિ,** (૨) **શિક્ષણુ,** અને (૩) **સ્વાર્થત્યાગ,** એક સરખાં—સ્ત્રીઓ તેમજ પુરૂષોમાં આવશે, ત્યારેજ દેશનું આખું અંગ એ ઉચ્ચ ભાવના સફળ કરવા ભાગ્યશાળી થશે."

જ્યાં સુધી ખરી સેવા કરવાની ઇચ્છા અને દેશના ભલાનો તથા બ્હેન-બંધુઓના ફાયદાનોજ વિચાર રાખી આ સમાજ પોતાનું કામ કરશે, ત્યાં સુધી તેને શુભ ફળ મળશે, તેમાં કાંઇ પણ શંકા નથી. આ સર્વ કામ આરંભવાં કાંઇ સહેલ નથી. અને તે માટે જેમ જાતિસેવા આપનાર બ્હેન-બંધુઓની જરૂર છે તેમ તેઓના પ્રયાસને ફતેહમંદ ઉતારવા માટે નાણાંની પણ જરૂર છે. બ્હેન તથા ભાઇઓ પોતે જાતિસેવા આપી આ કામમાં ભાગ લઇ શકતાં ન હોય તેઓએ **માતૃભૂમિની** ઉન્નતિના કામમાં યથાશકિત મદદ કરી પોતાની દેશભકિતની આરજુ તૃપ્ત કરવી.

ભગિનીસમાજ જેવાં સેવા કરનારાં મંડળો દેશમાં જગે જગે ઉભાં થાય, અને તે એક બે નહિ, દસ વીસ નહિ, પણ સેંકડોની સંખ્યામાં ઉભાં થાય, એવું જોવાને દરેક દેશહિતકારી સ્ત્રીપુરૂષ રાજી થશે."

આ લેખ પુરો થતાં તો માત્ર એકજ સ્ટેશન પછી ઉતરવાનું બાકી રહ્યું, એટલે મંદાર તરત ઉઠી અને મુખ-પ્રક્ષાલન કરીને શૃંગાર સજી લીધો. પોતાને લ્હેવાને કોણ આવે છે, તે ચિંતા કરતી, ગાડીની બારીમાં જોતી હતી. સ્ટેશન પર ગાડી આવતાંજ મનોહર કુમારને જોયો-ચ્હેરા પરથી તેમને કલ્પી લીધા, ને તેમની દૃષ્ટિ પરસ્પર થતાં મંદાર હસી-ચપળ બેરીસ્ટરે જાણ્યું કે આજ નવલ પંખિણી હશે! મંદારે જાણ્યું કે આજ ચંચળ શુકરાજ હશે! કુમાર તરત મંદાર નજીક આવ્યો અને બોલ્યો.

' આર યુ મિસ મંદારિકા દેવી ? "

" યેસ, માઇ લૉર્ડ, ! આર યુ મિ. કુમાર બેરીસ્ટર ? "

" યેસ, મૅડમ !-" તરત બને જણે સેકન્ડ કરીને કુમારે મંદારને ગાડીમાંથી હાથ પકડીને ઉતારી, રેલ્વેના નોકરે સામાન ઉતાર્યો, ને કુમારનીજ ગાડીમાં મુકયો.

"એક્સક્યુઝ ફોર ટ્રબલ, મિ. કુમાર!" મંદારે કહ્યું.

".નેવર માઇન્ડ મેડમ!

બન્ને હસ્તે ચ્હેરે, ઉભરાતા પ્રેમે અને ઉછળતા દીલે ચાલ્યાં. ગાડીમાં બેઠાં; ને બંગલા તરફ રવાના થયાં; પછી? પછી સુમન તરફ જો?

---

## પ્રકરણ ૧૦ મું.



સુમન! સુમનની મનોવ્યાધીનો પાર ન્હોતો, તેની વ્યાકુળ વ્યથા માત્ર તેનુંજ હૃદય સમજતું હતું અલબત નીરૂ અને તેની કર્મરેખા અવળી હશે, અને બંનેના પ્રતિકુળ ગ્રહભાવથી બનાવ નહિ હશે, પણ સુમનને તો એમ લાગ્યું કે કર્યાં કર્મ નડયાં છે! ખરેખર તેનું દીલ ડંખતુંજ હતું. તેને કશી રીતે ચેન પડતુંજ ન્હોતું-દ્વારિકાંથી ઉદયગઢ, અને ઉદયગઢથી હરદ્વાર ગયો, હરદ્વારથી બનારસ અને બનારસથી ફરીને ઉદયગઢ ગયો, પણ મનની અસ્થિરતાનો સુમાર ન્હોતો. બનારસમાં સુવર્ણ ચલ્લી હાથ ચડી છતાં, પરિતાપથી તેનું મન બહુ ખેદીત રહેતું હતું, ને તેનું કારણ તે કલ્પી શકતો ન્હોતો; આ કલ્પનાથી અને વ્યાધીથી મુઝાતો હતો. અને એ પ્રસંગમાં મંદારિકાએ લખેલો એક લેખ તેના હાથમાં આવ્યો હતો તે શું?

### કર્યાં કર્મનો પસ્તાવો!

કર તું કરથી જગ જે કરમો, ભર તે ભરતી પછી ઓટ વડે;<br>
કળજુગ તણો મહિમા જીવતો, કર-જો અહિંને અહીંયાંજ મળે;<br>
પસ્તાય પછી કરી સાહસને, નહિ કામ કદી બનશે વળતી;<br>
કરતાં મન ચેત સદા સ્વજને, શિખ માન ગુણીજનની સસતી!

મધ્યાન્હકાળ થઇ ગયો, ગ્રિષ્મનો ઉકળાટ વધી પડયો, શિકારમાં મસ્ત થયલો એક કુળવાન, પરંતુ લાલચમાં લચકી પડેલો એક પાખંડી કુમાર નિર્દોષ શિકારમાં લપટી ગયો—કુચ્છંદી બની ગયો!—પ્રભુની પ્રભુતા ભૂલી ગયો! સ્નેહીનો સ્નેહ વિસરી ગયો! બન્ધુની ભ્રાતૃભાવના હરી ગયો, અને કેવળ સ્વાર્થ, કેવળ નિરંકુશ મદ ધારીને બીજાનું ગમે તેવું દિલ દૂભાય, તેનો કંઇ પણ વિચાર ન કરતાં, એકજ પાપી ધારણાએ દુષ્ટ ઇચ્છાનો, મનોવેગ પુરો કરવા લાગ્યો.

વિલાસનગરીનો એકનો એક ગાદી વારસ આ રીતે વિકટ જંગલમાં શિકાર માટે નીકળી આવ્યો. એક કઠણુ નજદીકના સંત આશ્રમમાં આવી ચડયો. ઉન્હાળાના તાપથી તપી રહેલો અંતે એક ન્હાળા કને આવ્યો, તેનું નામ કનકશીલ હતું.

વાંચનાર! આ કુમારને પ્રથમ તું જાણી લ્હેજે! વિલાસવતી નગરીના ભારતીય મહારાજાનો તે કુંવર હતો! જ્યાં તે આવી ચડયો છે, તે પોતાના વડીલભાઇનો આશ્રમ છે! મહારાજાના મરણ પછી શત્રુઓએ તેના પર હલ્લો કર્યો હતો, અને તે વેળાએ આ વડીલ ભાઇએ, કનકશીલનું રક્ષણ કર્યું હતું, તેની હાલત દયામણી હતી. શત્રુઓના ત્રાસથી તે ભયંકર ખોમાં રહેતા હતા. અને ફળ—પાનના આહારથી તે નિર્વાહ ચલાવતા હતા. રાણીમાતા આ દુ:ખીકાળ જોવા જીવતાં નહતાં. ને પિતા પણ એવીજ હાલતમાં ગયા હતા! વડીલ ભાઇ ઇન્દ્રરાજે આખરે ન્હાનાભાઇ કનકનો હાથ ઝાલ્યો, તેને ધનુર્વિદ્યામાં પ્રવીણ કર્યો, અને અંતે કેટલાંક વર્ષ પછી ખાનગી સૈન્ય જમાવીને પોતાની વિલાસનગરી હસ્તગત કરી.

— ઇન્દ્રરાજની મમતા કનક પર હતી. તેના પર તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો અને વિલાસવતીનો વૈભવ માત્ર કનક હતો. જો કે

ઇન્દ્રરાજ ગાદીનો ખરો હકદાર હતો, તોપણ કનકને ગાદી આપવા પ્રતિજ્ઞા કરી હતી.

કનકના મનમાં ભ્રષ્ટ વાસના ઉત્પન્ન થઇ. એક તો સ્વતંત્રતા ને બીજો વૈભવ–શિકારનો શોખ વધી પડયો. અને તે વાત વડીલ ભાઇને પસંદ ન પડી, તેથી કલેશ થવા લાગ્યો! વળી એમ થવાથી રાજ્યગાદીના હક માટે મ્હોટી ચિન્તા થઇ. કેમકે કલેશમાં તખ્ત ગુમાવવાનો કનકને ભય પેઠો. રાજ્યલોભમાં તણાતો જીવડો એમ ન સમજ્યો. કે ભાવીમાં હોય તેટલુંજ ખાવાનું છે; પણ તેને તો સર્વ જગત પોતાનુંજ ભાસ્યું—

સબી ભૂમિ ગોપાલકી, ઇન્હમેં અટક કહા!
જીસકે મનમેં ખટક હય, વોહી અટક રહા!

નાદાન અને રાજલોભી કુમારે અંતે પોતાના વડીલભાઇને, કોઇ પાપી દ્વારા, એવું ઔષધ આપવા યત્ન કર્યો. ઇન્દ્રરાજ દિવાનો બની જાય, અગર અપંગ બની જાય, અફસોસ! આમ થતાં સુધીજ તેણે સંતોષ પકડયો, પણ તેના પર તરેહવાર અપવાદો મુકીને, જીવતી દેહે પૂર્વનું આ જગ–સ્વાર્થનું વેર લેવાનો વિચાર કર્યો./ અફસોસ! જગતમાં નીચ સ્વાર્થ શું ન કરી શકે! હરામી, અધમ ચાણ્ડાલો એકજ લોહીના છતાં, ઉપકારોનો બદલો દેવાનો તો રહ્યો, પણ ક્ષણ સ્વાર્થ માટે કેવાં ભુંડાં કર્મ કરે છે? જો કે.

ધરતી ધન કોઇ તણું ન થયું!
• થયું તો પણ સ્થીર કશું ન રહ્યું!
રહ્યું તોય પ્રસંગવશાત્ ગયું.
ગયું તોપણ વેર સદાય વહ્યું?–

જ્યારે દોડતાં થાક લાગે, અને વિશ્રામનું સ્થાન મળે ત્યારેજ તેનો શ્રમ જણાય! જ્યારે લોકો લડે, ને છેવટે બળ હરાઇને હારે,

ત્યારેજ તે પસ્તાય ! ત્યાં સુધી તો આંધળા વેગમાંજ તણાય; ને કોઇનું ન મનાય ! સત્ય કદાચ મોડું પ્રકટાય, પણ અસત્ય પેડે ઝળકીને પછી ખસતા તો નાજ ખવાય.

કુમાર કનકે વડીલભાઇ પર પૂર્વનું વૈર લ્હેવા યત્ન કર્યો છે, એ વાત ઇન્દ્રરાજના જાણવામાં આવતાં તરતજ તેણે પોતાની આશાને ઉપવનમાં માર્ગ આપી દીધો. કુમાર કનક હજી લાંબી દોડાદોડ કરે તે પહેલાંજ તેમે જણાવી દીધું. અને રાજ પાટનો સ્વતંત્ર અધિકાર આપી દેવા, ને હવે પછીનું જીવન કેવળ નિષ્કામ ભક્તિ વડે પુરૂં કરવાનો હેતું રાખીને ચાલી નીકળ્યો ! ગુપ્ત વેશે તે બહાર નીકળી પડયો; ક્યાં ગયો, તેની કોઇને ખબર ન રહી !

ઇન્દ્રરાજ પોતાની સાથે ફક્ત પેલી ઝેરી પિવાની દવા લઇ ગયો. ગયો તે ગયો !

પાછળથી કનકરાયને ગાદી મળી, અને આજે તેણે નિરંકુશ વર્તણુક ચલાવવા માંડી. સ્વચ્છંદી બનીને ગમે તેવું વર્તન આરંભ્યું.

એક તો જુવાન, બીજું ધનમદ, અને ત્રીજું નિરંકુશતા ! ન વડીલની શરમ, કે ન દુષ્ટાચરણનાં પરિણામનું ભાન ! આખરે તે શિકાર કેફમાં મસ્ત બની ગયો. નગરીના લોકો પણ ત્રાસી ગયા. પણ હજી તેનું પૂર્વ પુણ્ય હતું એટલે ઇશ્વર પણ કશી સજા કરી શકતો નહતો. પરંતુ સદાકાળ સાલુબી કંઇ નીભતી નથી, થોડાજ વર્ષમાં તે પોતાનાં કર્મને આધીન થઇ ગયો.

આજે તે શિકારી વેશે, વિલાસવતી નગરી છોડીને તૃષાતુર થતો કદણમાં આવી ચડયો. એક ન્હાનું નાળું હતું. ને ધીમો જળપ્રવ્હેળો ચાલતો હતો, ત્યાં આવ્યો; સૂર્ય મધ્યાને ઉતરતો છતાં, ડુંગર એવો છવાયલો હતો, કે નીચે નજર કરતાં અમાવાસ્યા જેવો અંધકાર લાગતો હતો. કુમાર તે તરફ આવ્યો, ને ધીરે ધીરે જળ પીવા ઉતરતાં

જળમાં ચન્દ્ર જોયો! અરે મધ્યાન્હે ચન્દ્ર ક્યાંથી! આજુબાજુ જોતાં દૂર ગુફામાં દૃષ્ટિ દોડી—ને ત્યાંથી પ્રતિબિંબ પડતું જોયું. પાણીની પ્યાસા થોભાવીને પ્રતિબિંબ તરફ ગયો. ત્યાં એક મનોહર મેનાને નિહાળી! ખરેખર એક નિર્દોષ અને ગુણીયલ મેના હતી; પણ તેના કંઠમાં સુંદર મણી હતું, તે લઇ લેવાની લાલચ થોભાવી ના શકયો! તરત તે નીચે ઉતર્યો અને આશ્રમમાં ગયો. સંત મહારાજ નિદ્રામાં હતા—પણ મેનાના કરૂણ સ્વરથી તે તરત જાગૃત થઇ ગયા હતા! આ સંત કોણ? પેલો ઇન્દ્રરાજ! આ શિકારી કુમારનો વડીલ બાઇ! આજે તેને ઓળખવાની કનક કુમારની શક્તિ ન્હોતી; કેમકે ઘણાં વર્ષ વીતિ ગયાં હતાં. અંતઃકરણજ એક ન્હોતું, તો ચ્હેરો ક્યાંથી પરખાય? પ્રસંગજ નહોતો, પછી પ્રેમ ક્યાંથી દેખાય? સહવાસજ ન્હોતો, પછી પિછાણ તે ક્યાંથી જણાય? વારૂ! કુમારે વડીલને ના ઓળખ્યો, પણ ઇન્દ્રરાજે પિછાણ્યો! કુમારે આવીને સ્વાર્થી નમન કર્યું!—સંત બોલ્યા:—

"કુમાર! શી ઇચ્છાએ આવ્યા છો? જળપાન કરશો?"

"હા—પણ મ્હારી ઇચ્છા પૂર્ણ થાય તો?

"આ મેનાની જરૂર છે, મણીની?"

"બન્નેની?"

"અસ્તુ!"

"આપે કેમ જાણ્યું, પ્રભુ?"

"માતાના ઉદરમાં વસેલાં શુદ્ધાત્મિક સંતને થોડું વિશુદ્ધ જ્ઞાન હોઇ શકે છે."

કુમાર આ મર્મભેદી વાક્ય સમજી ન શકયો. તેને તો એકજ સ્વાર્થ હતો.

"વારૂ, ત્યારે તે આપો."

"આપ સ્વહસ્તેજ લ્યો."

કુમારે પીંજરૂં ઉતાર્યું, તેવીજ મધુરી મેનાં બીજા દ્વારથી ઉડી. ગઇ! ગઇ તેવીજ શિકારી કુમારનો ભોગ થઇ પડી—જેવી તે ઉડી. તેવુંજ કુમારે પીંજરૂં મૂકીને બાણુ તાક્યું—મેનાં તરતજ નીચે પડી—પણુ. તેવામાં એક સાપ જે કુમારની પીઠ પાછળથી પસાર થતો હતો. તેના પર કુમારનો પગ પડતાં ઝડપથી તેણે ડંસ કર્યો—ને તેવોજ કુમાર ભૂમિપર પડયો. પળમાં પ્રાણુ ગયો—ને કર્યાં કર્મનો પસ્તાવો થવા લાગ્યો. ત્યારે તરતજ વડીલ ભાઇએ અશ્રુપાત કરતાં, પેલી ઝેરની દવા બતાવી—અને હવે કર્યાં કર્મનો પસ્તાવો ન કરતાં પ્રભુ સ્મરણુ કરવા જણુાવ્યું. જેણે પોતાના વડીલ ભાઇને, રાજ્ય લોભથી અળગો કરેલો, તેજ સ્થળે આજે પોતાનો દેહ રળવળતો જોયો ને વળી તે પણુ કર્યાં કર્મનું ભાન સામું આવી ઉભેલું તેનો પસ્તાવો કરતો મુવો.— આખરે ઇન્દ્રરાજ બોલ્યોઃ- —

> ચકવી નમીને પિયુને વિનવે, સમરો ઇશ, કાળ ચડયો શીરરે,
> ઉડતો શકરો નભમાં નીરખી, પૃથ્વીપર બાણુ ધર્યું બીલડે;
> કીરતાર કૃપા ભીલ નાગ ડસ્યો, તીર વાગ્યું જઇ શકરા શીરરે,
> જેહને રખવાળ ગોપાળ ધણી, ત્હેને હણુનાર કર્યો નરરે?

આખરે સ્વાર્થી ને સ્વછંદી કુમાર ભાવીને તાબે થયો. ને વડીલ ઇન્દ્રરાજ પોતાના ખરા હક તથા રાજ પદવી મેળવીને સુખી થયો— વાંચનાર! આ જગતમાં અહીંનું અહીંજ જોવાનું છે! નાહાન મસ્તાની પર ચડેલાં જુવાન જીવડાં એમજ સમજે છે કે—અમેજ છીયે. અમારાથી વળી કોઇ નથી! પતંગીયું દીવાની જયોતમાં મસ્તાન છે. માછલું ખાબોચીયામાંજ મસ્ત છે; તેઓ સૂર્ય કે સાગરનું ભાન ધરાવતાં

-નથી! આંધળાને મન સર્વ જગત સરખું છે. અસ્તુ! તેમને તેમનું કર્મ મુબારક!

વાંચનાર! મેના પાછી સજીવન થઇને જે મણી પોતાના કંઠમાં હતો, તે પહેરીને, જંગલ છોડી મંગળ વસવા ગઇ! રાજમહેલના ઝરૂખામાં ખમાં ખમાં કરતાં જનોની સેવા મેળવવા લાગી—અને શત્રુનાં કાળાં મોં શરમાવા લાગી. પઢતી ને ભજતી પંખિણી એક અનાથ બન્ધીવાન હતી. તે આજે રાજવૈભવી બની! પ્રભુ સૌનો બેલી છે. જેમ સુખ સદા કાળ નીભતું નથી, તેમ દુઃખ કંઇ સદા રહેતું નથી. અંતે સત્યનો સૂર્ય પ્રકાશતોજ છે.

આ લેખ વાંચીને તેનું હૃદય કંઇક અગડયું હતું. કેમ જાણે મંદારે એ લેખ, સુમનને દંડ કરાવવા લખ્યો હોય! જો કે હજી મંદારના મનમાં એટલી હદ સુધી સુમન પ્રત્યે અભાવ આવ્યોજ ન્હોતો. તેણે તો મધુરીના પ્રસંગ પર પત્ર લખી કહાડયો હતો, પણ સુમનને ખોટું લાગ્યું હતું, ને તે પછી તેની ચિત્તવૃત્તિ થોડો વખત મંદાર કનેથી ખસી જવાની હતી, વળી મધુરીના આવ્યાથી કદાચ રખે મંદાર ચેતી જાય—ને અપમાનથી નાસી જવું પડે, એ પણ ખોટું લાગ્યું હતું ને તેથી તેણે ઉદયગઢની તક મળતાં, થોડા દીનની મુદત માટે ગયો હતો—એ સંબંધી વિશેષ ભેદ ને વાત હવે પછી જણાશે—હાલ તો મંદારની મોજ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૧૧ મું.



### પ્રેમ-પરિમળની ખુલ્લી હવા!

"તમે મારાપર અતિ ઉપકાર કર્યો છે, મિ. રોય!" મંદારિકાએ શરમાતે ને ઉભરાતે અવાજે કહ્યું.

"ભાનુ! મ્હેં મ્હારી ફરજ બજાવી છે, ને તે પણ મ્હારા બેરીસ્ટરી ધંધાની રૂી લઇને!" મનહર કુમાર રોય બેરીસ્ટરે ખરી વાત કહી,–

"પણ તોયે કાળજી, ભાવ ને માન કેટલું?"

"વકીલો– બેરીસ્ટરો યા ડાકટરો પોતાના અસીલ તરફ, યાને તેને ખાતર તો નહિ, પણ ધંધાને ખીલવવા માટે પણ કાળજી રાખીને ફતેહ ન મેળવે, તો તે જશ પ્રાપ્ત કરેજ કેમ? જેમ જેમ પોતાના અસીલના કેસો વધુ પ્રમાણમાં જીતાય, તેમ તેમ તેની ઘરાકી વધતી જાય, ને ધંધાની પ્રખ્યાતી વધે! ડાક્ટરો જેટલાં દરદી વધારે સારાં કરે, અને પોતાના દરદી પ્રત્યે માન તથા વ્હાલથી જુએ, તો તે પ્રજામાં વધારે માનીતા થઈ પડે; તેમાં પછી ઉપકારનો સવાલ રહેતો નથી. એ તો સ્વાર્થની વાત છે, ને તે માટે ખાસ ધ્યાન આપવુંજ જોઇએ." એક સીધા બેરીસ્ટરે સાફ હકીકત સમજાવી.

"તમારી ઉમર હજી બહુ ન્હાની છે, ખરૂં?" મંદારે મોહ દષ્ટે પુછ્યું.

"હા, પણ એ સવાલનો જવાબ શું ઇચ્છો છો?"

"તમારા ઉપર કુદરત મહેરબાન છે!"

"હા, મ્હારી તંદુરસ્તી નિયમીત રીતે ચાલી જાય છે!"

"તમારી અર્ધાંગના અહોભાગી ગણાવી જોઇએ!"

"પરણવું કંઇ ફરજીયાત નથી!"

"વિશ્રાન્તિ માટે સાચાં સ્નેહીની તો જરૂર છેજ!"

"અમારા ધંધાના વિશાળ ક્ષેત્રની રોકાણમાં આટલી ન્હાની અવસ્થાએ અમારાપર તેનો એક બોજો ઉપાડવો પડે!"

"ને તેથી તમે લગ્ન કરવામાં ઉતાવળ નથી કરવાના?"

"યેસ! પ્રથમ તો આપણા વિચિત્ર દેશી રિવાજોમાં લગ્નની અંઇ કંઇ સ્વેચ્છિત નથી—માબાપોની ઇચ્છા પ્રમાણે કરવું, તે—

"પણ યુવાન ને કેળવાયલી કન્યા હોય, ને પુરૂષ પણ—

"તમારા જેવી કોઇ કન્યા હોય તો—

"તમે તો ક્ષત્રીય છો, ખરૂં ?"

"હા, પણ એ જ્ઞાતિભેદ કંઇ આપણાપર થોડી હકુમત ચલાવતી નથી!"

"હાલમાં તે ભેદ ક્યાં રહ્યા છે! મુંબઇની પારસણો કોઇ હીંદુને ને મુસલમાનને પરણી! બંગાળી લેડી, એક દક્ષણી ગૃહસ્થને પરણી! એક મુસલમાન ખ્રીસ્તીને પરણ્યો, તો પછી આપણાં બ્રહ્મ-લગ્નમાં વાંધો શો?"

"તમારી જાતિય કઈ? બ્રાહ્મણજ કે?"

"નાગર! બ્રાહ્મણની એક ચડતી પંક્તિ! ઋષિ-મુનિયોના સમયમાં ક્ષત્રીય બ્રહ્મ લગ્ન થતાં હતાંજ તો!"

"ખરેખર!" કુમાર હસ્યો.

"ને તેમાં પણ સ્વતંત્ર તથા સ્નેહાળ જોડાનાં લગ્નમાં ભેદ શો? દાખલા તરીકે ધારો કે હું બ્રહ્મ ને તમે ક્ષત્રીય, તો પ્રાચીન રીતિ નીતિ અને આર્ય ધર્મસંસ્થા મુજબ લગ્ન થાય તો તેમાં—

"તમે તો અંગ્રેજી પણ સારૂં જાણો છો, ખરૂં!"

"યેસ!" મંદારે આડી આંખે જોઇને કહ્યું.

"તમારી સાથે નિવાસ કરનારા ગૃહસ્થ ક્યાં ગયા, કે તમને એકલાં અહીં આવવું પડયું?"

"તેઓ મ્હારી મીલ્કતના સંભાળ કરનાર હતા, ને હાલ ઉદયગઢના મહારાજાને મળવા ગયા છે. તેમનો ત્યાં સંબંધ વ્યવહાર હશે!"

"એમ છે કે? ત્યારે તો હું ભૂલ્યો, હું તો ધારતો હતો, કે તે તમારા ભવિષ્યના—

"ના—મ્હારા ભાવી પતિ નથી, તેમ મેં કલ્પનામાંયે રાખ્યા નથી. હું સ્વતંત્ર છું. મને યોગ્ય પતિ મળશે, ત્યાં જીવન આપીશ. પણ શું તમે મ્હારા રક્ષણ માટે—

"અલબત, મ્હારાથી બનતું કરી શકું! તમારાં જેવી કેળવાયલી, ચંચળ, સ્નેહાળ, નમ્ર ને રૂપાળી બાનુની આ અટૂલી હાલતમાં તમે જે રક્ષણ માગો, તે આપી શકું! કહો, તમારી શી ઇચ્છા છે?"

"મ્હારે તમારી છાંયામાં રહેવું, એજ!"

"તમારી એ ઇચ્છા બહુ વાંધા ભરેલી નથી, પણ મ્હારા ધંધાને- "

"તેમાં હું મદદગાર થઈ પડું તો? જો કે સુધરેલા દેશની કેલવણી લઇને તેના સ્વચ્છંદી મરતબાને હું સ્વિકારનારી નથી, પણ પ્રાચીન આર્ય ધર્મ પ્રમાણે—પ્રેમી પતિની સેવા કરનારી નીવડીશ—હું લાડનો ગેરઉપયોગ નહિ કરૂં, પણ સ્વામીનો સ્નેહ—સંસાર શોભાવીશ!"

"અસ્તુ! તમારી ઇચ્છાને પ્રભુ સહાય કરશે."

"હું તે દેવનો ઉપકાર નહિ ભૂલીશ! બદલામાં, મ્હારી ને મ્હારા પતિની સેવા, નિ:સ્વાર્થ તેમને અર્પણ કરીશ!"

"તમારા સુવિચાર મને બહુ ગમે છે!"

"અને આ માંસલ શરીરમાં રહેલો પ્રેમ—પરિમળ?"

"તેમાં તો પુછવાનુંજ શું? પણ—

"હજી કંઇ વિચારવાનું છે? મ્હારા ભાગ્યમાં તમારા જેવા સ્નેહી ક્યાંથી મળે?"

"ધૈર્ય રાખવું પડશે, તો સૌ સારૂં થશે!"

"આશા તો અવસાન સુધી ધીરી છે, મિ. રૉય!"

"અને સ્નેહ કંઇ સ્વર્ગથી ઉતરતો નથી!"

"આપને હું શું કહું?"

"તમારું હૃદય કહે તે!"

"કુમાર! હું મ્હારા પોપટને એવુંજ નામ શીખવતી હતી!"

"કાં, વારૂ? હીંદુ રિવાજમાં પતિનું નામ ન લ્હેવાય માટે?"

"ના-પણ એ શબ્દ મને ગમે છે!"

"ને તે તમને સ્હેલથી મળી ગયો?"

"શુભ ચોઘડીઆનો સંબંધ બંધાયો હશે! તમે તો અહીં આવવાને મને અટકાવી હતી, પણ—

"કુદરત ઘસડી લાવી-એમ કે?"

"મને કંઇક અજબ રીતે દીલ ઉશ્કેરાઇ ગયું, તાર મળ્યો, ને ગાડી લેટ છતાં હું ના ઉતરી! જો કે કેસ તો ફતેહમંદ ઉતરીજ ગયો હતો, પણ આપનાં દર્શનની અતિ અભિલાષા હતી—

"તે પુરી થઇ; કહો હવે ત્યાં જવાની દોડાદોડ તો નથી કને!"

"છાંયા મૂકીને તાપમાં એકલું કોણુને ગમે? પણ જો છાંયા સાથે રહે, તો એ શિતલ સ્થળ બહુ સારૂં છે! હાલ વેકેશન પડી છે. આપની કોર્ટ બંધ છે. રજાનો સમય મ્હારા વ્હાલા પરોણા દાખલ નહિ રહો?"

"અહીં શું ખોટું છે! કહો તો નેનીતાલ, મરી અથવા સીમલા જઇ શકીએ, પણ હાલ ટૂ-લેટ થઇ ગયું છે.

"ને તેથી લગ્ન પ્રસંગ માટે એ સ્થળ રહેવા દઇને હાલ—

"ત્યારે શું તમે લગ્ન સુધી ઇમારતનો પ્લાન તૈયાર કર્યો?"

"તમારી ઇચ્છા હોય તો? પણ હવે મ્હારી સ્વતંત્રતાનો આ નિશ્ચય છે, કે જ્યાં સુધી મ્હારા પરમ હિતેચ્છુ કુમારનો દેહ કાયમ છે, ત્યાં સુધી આ દેહ બીજે જવાનો નથી!"

"પણ તમે એમ ન ધારશો, કે હું તમારી મીલ્કત જોઇને લલચાઇ જઇશ, યા રૂપ પર રીઝી થઇ જઇશ!"

"હું "લવ" શબ્દને સારી રીતે સમજી શકું છું. આપને એક રંજાબાર પણ એવું નહિ આવે!"

"ને તે માટે હું પણ પ્રભુનો ઉપકાર માનીશ! કારણ કે હીંદમાં "સ્નેહ" શબ્દમાં ગુંથાયલું પુષ્પ મળવું કઠણ થઇ પડે છે!"

"પણ ઇત્તર દેશમાં જેને "લવ" કહે છે, તે ભદ્દા અને મોહક ગણાય છે. જ્યાં કૉન્ટ્રેક્ટનાં લગ્ન, ત્યાં દૈવી-પ્રેમ કેવો?"

"યેસ-ને તે માટેજ હું એ દેશની મોહક સુંદરીયોથી દુર રહું છું. માત્ર કામની પુતળીયોનુંજ તે સ્વરૂપ કહે છે! કેટલાંક દેહને ગુંથાવવામાંજ તે પ્રેમની મોજ માને છે, પણ પ્રેમ વસ્તુના દૈવી અંશો, તે જાણતાં નથી!"

"સત્ય છે, ને તે માટે હું પણ અંદેશામાંજ હતી-જીવતર એ એવી અમુલ્ય થાપણ છે, કે તેને "સેફ્ટ" રાખવાની જરૂર છે, આપના દેહની તિજોરીમાં તો તે-

"સેફ્ટ" રહી શકશે પણ-

"હજીયે 'પણ' કેમ ના ગયું? કહો, મ્હારી રીકવેસ્ટ કબુલ?"

"કઇ?"

"બનારસ જઇને રહેવાની!"

"લગ્ન પહેલાં?"

"હા-મ્હારી સંપુર્ણ ઇચ્છા છે. એથા બેવડું કામ થશે, આપણો પરિચય વધશે-સ્નેહની ગાંઠ પાકી થશે, હૃદયની પરિક્ષા થશે. નિવૃત્તિનો સમય આનન્દમાં જશે, મ્હારી મીલ્કતની વ્યવસ્થા થશે!"

"ઠીક, ત્યારે કબુલ! પણ-

"હવે તમારા પણને બાજુ કરો-ને મને એકવાર ઘણાજ વ્હાલથી ભેટવા-

"આતુર-ઉતાવળાં થવાનું નથી-

"હવે કાયદા–વિવેક કે અટકાયત કામ આવવાની નથી. જો હૃદય શુદ્ધ છે, ને વૃત્તિ અચળ છે, તો શરીરના ઉભરાઓમાં વેગને અટકાવવાની–પવિત્રપણે ભેટવાની કશી અટકાયત નથી ! માટે– "બાપુજી ! ભોજન થાળી તૈયાર છે ! " રસોયાની હાંક વાગી.

બન્ને પ્રેમાળ પંખિડાંનો વિનોદ અદ્ધર અટક્યો, અને જમવા ઉઠ્યાં–તેમનાં ભોજન સમયે, પ્રવાસની વાત નકી થઇ ગઇ, અમે શાસ્ત્રીએ બનારસ ઉપડવાની તૈયારી કરી–ટ્રેનની બે બર્થ રીઝર્વ કરાવવા હુકમ થઇ ગયો, ને રાત્રીયે ઉપડી ચુક્યાં–પ્રેમ અને કર્મના અનુસંધાનથી ઉપડયાં, પણ દૈવે શું ધાર્યું ! આહા ! આ પ્રકારના બનાવો, કાં તો પ્રભુને ત્યાં ક્રુર ગણાતા હોય, યા દુર્દૈવ મનાતું હોય!

---

## પ્રકરણ ૧૧ મું.

### આશાની અવધી ! રેલ્વે અકસ્માત !

ભાગ્યચક્રના નાજુક આંટાઓને, ખડતલ અને આડાઅવળા કર્મના ડુંગરાઓમાં પ્રવાસ કરવો પડે છે ! માણસની જ્યાં સુધી મતિ–નજર પહોંચે, ત્યાં સુધી તે દોડે છે, પણ છેવટે દૈવ ઉપરજ શમવું પડે છે.

પાશ્ચિમાત્ય રણયુધ્ધના વીરલોના ફાંટામાં પ્રભુ શબ્દ વિસરાઇ ગયો હતો–કીચક ને દુર્યોધનની દશામાં અંધ બનેલા કેટલાક અભિમાનીયો ઇશ્વરને માનતાજ ન્હોતા, તેના મ્હોંમાંથી છેવટે ફનેહ માટે એમ નીકળી ગયું, કે "નિબાહ હરકે હાથ ! " God Save ! "

સુમન, ઉદયગઢથી એકદમ બનારસ આવવાને નીકળ્યો. તેની ધારણા એ હતી, કે મંદારના મનમાં પોતાની બુદ્ધિબળ માટે, યા

વ્યક્તિ માટે એમ ન આવવું જોઇએ, કે ફક્ત મંદારનીજ મીલકત, ને તેના સ્થુળ દેહ ખાતરજ તેણે પ્રેમ–જીવનને વેચી નાંખ્યું છે, ને તેથી બનારસમાં અકસ્માત્ મળી ગયલા ઉદયગઢના મહારાજાની ઇચ્છાને માન આપીને થોડા દિવસ માટે ત્યાં ગયો હતો; અને પોતાનો મરતબો તથા જીવન–ધનનો વારસો ચાલુ કરી પછી બનારસમાં આવી, લગ્ન કરીને, ઉદયગઢ ચાલી જવાનો વિચાર હતો. તેટલા દરમ્યાન મંદારના કેસનો પણ નિકાલ આવી જવાનો હતો, પણ આહા! પ્રભુની શી ઇચ્છા થઇ? મંદાર તો ભિન્ન પ્રેમ–પ્રદેશમાં નીકળી ગઇ, વિજાતીય લગ્ન સમારંભમાં સામેલ થઇ, ને સુમન પ્રત્યે અતિ તિરસ્કારભરી દૃષ્ટે જોવા લાગી.

સુમન એકદમ રજપૂતાના માળવા રેલ્વેમાં અજમેર લાઇન મારફત બનારસ આવી પહોંચ્યો. પરંતુ મંદારની તો અલ્હાબાદ ઉપડી જવાની ખબર મળી. સુમને ધાર્યું, કે કદાચ કેસ માટે ગઇ હશે, પણ તેટલામાં તો ટેબલ પર પડેલો, પોરટ ન થઇ શકેલો, મંદારનો લખેલો પત્ર મળ્યો; આહા! તેમાં શું ભયાનક તોફાન હતું, કે સુમન મુર્છિત થઇ ગયો! હા, પત્રની પહેલી બે લીટી વાંચતાંજ મુર્છિત થઇ ગયો! પ્રેમાળ મંદારના આશાજનક અમૃતમાંથી, ઝેરની ધારા નીકળેલી જોઇને, તેને વિષના પ્રભાવે મુર્છા આવી ગઇ! મંદારનો પત્ર કંઇ સુમન જેટલો લાંબો ન્હોતો. થોડો છતાં વધારે જખમકારી હતો.

મિ. સુમનરાય–

તમારા પત્રનો જવાબ આપવાને, યા તેમાં લખેલી કેટલીક સરાહગાતભરી બાબત સ્વિકારવાને હું ના પાડું છું! સ્નેહમાં પડદાની જરૂર હોતી નથી. પ્રેમનાં દિવાનાંને દલીલની દરકારજ નથી. હું મ્હારા માર્ગે જઉં છું. પ્રભુએ મને એકલીજ કરી છે, ને તમે

પણ સ્વાર્થભાગી થઇ ચાલ્યા ગયા છો, તો તમે તમારૂં કર્મ ભોગવજો, હું મ્હારૂં ભાવી ભોગવીશ.

લી. અનુગામી.
મંદારિકા.

ખરેખર આશાજનક સુમનને આટલી ચીઠીઓ શું મુર્છા માટે બસ નથી ? સ્ત્રી અને લક્ષ્મી બન્નેની સોરતી જો નિષ્ફળ નિવડે, ને તરસથી ટળવળતાંને હાથ ચડેલો પ્યાલો મોંયે મુકતાં ઢોળાઇ જાય, તો કેમ મગજને શોષાય ! પણ અભિમાન કોઇનું રહેલું નથી, જો કે મંદાર તો આજે એવડા વાયુના વિમાનમાં અભિમાનથી ઉડે છે, અને મનગમતી બેરીસ્ટરની બૈરી થવાની ઉમેદમાં છે, પણ પ્રભુનું ધારવું જુદું જ છે.

સુમન આખરે આ બાજીમાં પણ હારી ગયો. ઘણી આશાઓ, ઘણી ધારણાઓ, ને ઘણા તરંગોથી વિંટળાયલો શુકરાજ આખરે નિરાશાનાં જળ ને જમીનમાં મળી ગયો.

મંદાર પોતાનો બંગલો ઉઘાડો રાખીનેજ ગઇ હતી, યાને પોતાના વિશ્વાસુ નોકરને કબજે આપીને ગઇ હતી. તેને ધાસ્તી તો એ હતી, કે રખે પિત્રાઇઓ આવીને ધાંધલ કરે ! પણ તેના હૃદયમાં એ શાન્તિ થઇ હતી, કે પોતાનો ધારાનો હિમાયતી બેરીસ્ટર કુશળ છે, ને પૈસાથી પણ તેની મદદવડે શત્રુઓને દુર રાખી શકાશે. તે ધારણાથી તો સુલટુંજ થયું, ને જે ધારાશાસ્ત્રી તે તો જીવન-પાલક ને રક્ષણહાર થઇ ગયો.

સુમનને લાગ્યું, કે મંદારિકાને રૂબરૂ મળવું. ને તે માટે અલ્હાબાદ ઉપડી જવું જો વધુ દિવસ વીતિ જશે, તો કોમળ મગજની કામિનીને પેલો યુવાન્ બેરીસ્ટર, કબજે કરી લ્હેશે; કેમકે તે રૂપાળો, ને બોલીદરાજ છે; વળી મંદાર પણ નિરાશ થયલી, જેના

વડે દ્રૌતિક પામી. તેના શરણમાં જઇ ચડી છે! સુમનનો આ વિચાર ખરો હતો, ને તેથી તે રાત્રીની ટ્રેનમાંજ અલ્હાબાદ ઉપડી ગયો.

પ્રભુની લીલાનો કોઇ પાર પામતું નથી; અલ્હાબાદથી મંદાર અને તેનો ભાવિ પતિ મનહરકુમાર બેરીસ્ટર બન્ને ઉપડયાં, તેજ ટાઇમે બનારસથી સુમન પણ ઉપડયો; જ્યાં બન્ને ટ્રેન, વચ્ચેના ગંગાના પૂલ પર આવતાં, ગમે તે કારણે પણ બન્ને ટ્રેન અથડી પડી. આ રેલ્વેના અકસ્માત્‌માં કોણ કેવી રીતે બચ્યું, તે હવે પછી મળનાર રિપોર્ટથી જાણી શકીશું, પણ હાલ તો આ આશાવંત પંખીડાંઓ મંદાર, કુમાર અને સુમન સૌ પ્રભુ શરણ પડી ગયાં!

આ અકસ્માત સાથેજ બંગાળ–નાગપુર રૈલ્વે તરફ અકસ્માત્‌ થઇ ગયો–ને તે ટ્રેનમાં મધુરીના બે પુત્રો જે કનક હરણ કરીને કલકત્તા તરફ રવાના થઇ ગયલો તે પણ સૌ અથડાઇ ગયાં!

જગતમાં અભિમાનીયો ગમે તેવું બળ ધારીને આશાના કિલ્લા તોડવાને મથતા હોય, પરંતુ ધાર્યું ધરણીધરનુંજ થાય છે, અભિમાનનાં ઘર ખાલી છે.

વાંચનાર! હવે આપણે કયાં નજર કરીશું? નિર્દોષ બિચારી રંક દિવાની મધુરી તરફ!–ચાલ, ત્યારે મુંબઇ નગરીની ખબર લઇએ— "**ઉત્તર મધુરી**" ના બીજા ભાગ પ્રતિ નજર કરીએ–ખરેખર વાંચનાર! તું મુંઝાતો ગભરાતો હશે, કે પેલાં નિલગીરીની શિતળ હવામાં તો કનક, સુમન અને મંદાર–મધુરીને મોજ કરતાં જોયાં છે, અને અહીં તો બધાં જળ–ભૂમિકામાં ગરક થઇ ગયાં જણાય છે! ત્યારે તેનો ઉદય–અંત આવશે, કેમ? ધીરજનાં ફળ મીઠાં છે. જીવન–પ્રવાહનો વેગ એવીજ રીતે ઉડતો હોય છે. ચાલ, ગાડીમાં રવાના થા–સ્ટેશન પણ મળશે–મધુરી, દિવાની કાં થઇ ગઇ? તે પ્રથમ જાણ્યાનું લક્ષમાં રાખજે.

---

## અમારી ગ્રંથમાળાના અભ્યાગત ભિક્ષુકોને અર્પણ!



ગયો જન આ જગત છોડી પછી બકવાદ શો કરવો?
ગયું તીર હાથથી છટકી, પછી અપવાદ શો ધરવો?
હતે રણજીત સંગ્રામે જીવનની જ્યોત જોવાને,
રહ્યો મન ઓરતો સૌને-પછી અફસોસ શો કરવો?

---

ખોટું કરવામાં કદી નથી જોઇતી હામ;
વિલંબ છે નહિ તોડતાં, કઠણુ વિજયનાં કામ—

---

મસાલ હાથમાં ધરીને પીઠ પુંઠે દોડતા,
મવાલીયો કવાલી ગજલ ગાઇ નામ જોડતા;
ન કસ્તુરી કે હીંગનો વધાર જાણુતા હતા—
છતાં ધરીને સિંહચર્મ અજ બની બરાડતા!

---

ગુજરાતી નવલકથાના સાહિત્યમાં—કેટલાકોનાં હૃદય અકળાવીને, તેમની આશાને ઉથલપાથલ કરનારી, તથા આંખને વિભ્રમ બનાવીને કંપાવનારી, જનસમાજની પ્રિયદ્ "**નીલમ-માણેક**" ની વાર્ત્તા, પાંચમી આવૃત્તિમાં, (૪૦) હજાર નકલોના વેચાણ પછી જન્મ પામે છે; તે, તથા પચીસ નંબર સુધી પહોંચેલી ચડતી આવૃત્તિની અમારી વાર્ત્તામાળા માટે, કેટલાક પતંગો દીપક તેજ હરવાની લાલચે યા ઇર્ષાબળે **નવ-જીવન** દ્વારા ઝળકવા જતાં, અંતે **જળવાસ** થઇ ગયા—તેથી અમે દીલગીર થઇએ છીયે, ને તેના અનુયાયી **આર્ય** તથા **ભારતના** પુંઠે જેનારા બડવીરોની દયા ખાઇયે છીયે!—

**અસ્તુ.**

[illegible]-વાર્તામાળા નં. [illegible]

# ઉત્તર-મધુરી

## ભાગ બીજો.

સચિત્ર સંસારી નવલકથા.



## પ્રકરણ ૧ લું.



### કનકની મનોભાવના-કર્મયોગ!

આવે છે અવદશા જ્યારે, બુદ્ધિચાતુર્ય સૌ બળે,  
નૈષધી ભૂપયે ભૂલ્યો, સતી વન દમયંતિને—  
રાજ્યના લોભમાં ડુબી, ધૂતને પક્ષમાં લીધું—  
મચ્છ, ભક્ષણુ તણા વ્હેમે, દેવીનો ત્યાગ તો કર્યો।

---

રઘુવર જેવા ન્યાયશીલ, માની ક્ષુદ્ર કુવાણ;  
સીતાને વનમાં મુક્યાં, કર્મયોગનું દાન!

---

ધર્મરાજ સમા મહાવીર કર્મયોગ વિષે ભૂલ્યા,  
ગાધી સુત સમ કર્મ યોગી મોહ ને મદમાં ડૂલ્યા;  
દેવ ને મુનિઓ મનાતા તેમનાં બળ તો ગયાં,  
રાવણુ સમા લંકાંપતિ, સૌ કર્મને તાબે [illegible]!

મહારાજા અને ચતુર કર્મવાદી મહાત્માજનો, જો કર્મસંયોગે, ગ્રહદશાએ, યા કાળચક્રના ચકાવામાં ફસીને, વિવેક કર્મ ભૂલી જાય, અવળે માર્ગે ચડી જાય, તો કનક જેવા મોહમયી સૃષ્ટિના અધિભૂત માનવની શી શક્તિ! શંકાના સાગરમાં તણાતો મચ્છ, અંતે ભાગ્ય-સુખનો વધ કરીને બનારસથી મુંબઇ આવ્યો!

આફ્રિકાની દેવીની વાત ખરી માનીયે, કે ખોટી, પણ તે (ઍરપલૅન) વાયુ-વિમાન માર્ગે બનારસ આવી, ચડયો–અને ન ધારેલી રીતે તેણે, સુમન તથા મંદારિકા સાથે મધુરીને જોઇ! જો કે એ સમયે તેની દૃષ્ટિ કંઇક વિચિત્ર થઇ પડી; કેમકે આ પ્રસંગ ન બની શકે તેવો તેને લાગ્યો–અને તેની ખાત્રી કરવા માટે, તે એકદમ મુંબઇ ઉપડી ગયો! મધુરી કંઇ બનારસમાં હોય નહિ, અને સુમન કંઇ આ સુખવાસી મહાલયમાં, મહા રૂપવતી કોઇ યુવાન કન્યા પાસે, યોગ ત્યાગ કરીને ઝુલાપર ઝુલે, એ બને નહિ; પણ તે છતાં ખરી હકીકત જાણવાને, તે મુંબઇ તરફ રવાના થયો!–

મુંબઇમાં દાખલ થઇને એકદમ પોતાનો બંગલે જતાં પહેલાં, તેણે માધવાશ્રમમાં ઉતારો કર્યો. પ્રવાસ દરમ્યાન ચહેરો પલટાયલો દેખાતો હતો, અને ક્ષૌર પણ વધી પડેલું હતુ. વળી વિદેશી વેશમાં હતો. પાટલુન–કોટ અને અંગ્રેજી ટોપીનો વહેવાર હતો–પણ સ્વભાષા ગુજરાતી હતી. એટલે હિન્દુ તરીકે ખાત્રી દઇને આશ્રમમાં ઉતર્યો–ઉતરતાંજ તેણે ટેલીફોન હાથ ધર્યો, ને પોતાના બંગલાનો નંબર લેઇને બાતમી મેળવવી શરૂ કરી. બંગલામાં ફકત રામો ઘાટી એક-લોજ હતો. જુના અને વિશ્વાસુ નોકરને સોંપીને, ફકત બે પાંચ દીન માટેજ મધુરી બનારસ ગઇ હતી–કનકને ટેલીફોનમાં એટલીજ ખબર મળી–અને તેના ગુસ્સાનો પાર ન રહ્યો. પણ તેણે વૈર લ્હેવાની એક અજબ જુકિત કરીઃ–

કનકે સ્હેજ જાણવા જેટલું જાણ્યું, અને વિશ્રાન્તિ લઇ, ક્ષૌર કરાવી સ્નાન-ધ્યાન કરી, ભોજન લઇને બરાબર બત્તી વખતે બંગલા તરફ ગયો. તેના પુત્ર ચંદ્રકાન્ત અને સૂર્યકાન્ત ફરવા ગયા હતા-રામો એકલોજ માત્ર બંગલામાં હતો.—

દશાના ફેરફારથી બંગલાની હાલત પણ નબળી પડી ગઇ હતી, ઝાડ-પાન સુકાઇ ગયાં હતાં. ને બંગલાનો રંગ પણ ઝાંખો થઇ ગયો હતો.

કનક એકદમ બંગલાની અંદર આવી ચડ્યો. તેને જોતાંજ રામો બોલી ઉઠ્યો-હર્ષમાં બકી ગયો.

"શેઠજી! તમે એકાએક ક્યાંથી? બાઇ તો બનારસ ગયાં છે! અરે તે હમણાં હોત, ને તમને જોત, તો કેટલાં ખુશી થાત! તમે તો સ્ટીમરમાં-

"હા, હું ડૂબી નથી ગયો. સલામત ઉગર્યો છું, પણ ભયંકર હાલતમાં છું. બાઈ મને બનારસમાં મળ્યાં છે. ને હું પાછો બનારસ આજે રાત્રે જવા ધારૂં છું. હું એક ઝવેરી સાથે આવ્યો છું-તે લોકોએ મને માધવાશ્રમમાં સાથેજ ઉતરવા આગ્રહ કર્યો, ને આપણે ત્યાં થોડા કલાક માટે ખટપટ ન કરવા માટે હું તેમની સાથેજ રહેલો છું. પણ આપણા ન્હાના બન્ને શેઠ ક્યાં છે?"

"ચંદ્રકાન્ત ને સૂર્યકાન્તભાઇ? તે ફરવા ગયા છે, હમણાં આવશે-આપ હવે નિરાંતે બેસો. હું ચાય બનાવી લાવું!"

"ના-મ્હારાથી નહિ બેસાય! કેટલાક સંજોગો એવા છે કે મ્હારે જાહેર થવું હાલ કામનું નથી!"

"એમ તે શું છે, શેઠજી? તમે જાહેર થશો, તો મધુરી બ્હેન પર, ન્યાતીલા અને દુશ્મનોએ ચડાવેલું આળ ઉતરી જશે!"

"આળ વળી શેનું?"

"તમે જીવતા છો કે નહિ, અને જો નથી, તો હવે બાઇએ કેશ વપન કરીને વિધવા તરીકે રહેવું, એવી ફરજ પાડવાના છે—માટે તમે જાહેર—

"હવે તો હું જીવતોજ છું: ને તેથી તેવા પ્રભુને છુપી રીતે કોર્ટમાં દંડાવવા છે—પણ હવે ત્હારે એટલુંજ કરવાનું છે, કે બન્ને બાળ શેઠોને લઇને, માશ્રવાશ્રમમાં આવવું. તેમને કશી વાત ન કરવી, પણ એટલુંજ કહેવું, કે તેમની માતા તરફથી સંદેશો આવ્યો છે. માટે ત્યાં તેમને બોલાવ્યા છે!"

"વારૂ, પણ ત્યારે તમે જાહેર—

"હાલ જાહેર નહિ થઉં. બનારસથી અમે બધાં પાછાં આવીશું, પછી જે કરવાનું છે, તે કરીશું. હાલ તો તું પણ મનમાં સમજે—હું આવ્યો છું કે નહિ, તે કોઇ ન જાણે હો!"

"વારૂ, શેઠજી! તમારૂં નીમક ખાઉં છું, તે એટલું પેટ મોટું નહિ રાખું? પણ પાછા તમે ક્યારે આવશો? તમે મને સાથે નહિ લઇ જાઓ?"

"અમે થોડાજ રોજમાં આવીશું. ત્યાં પ્રાયશ્ચિત કરવાનું છે, ને પુત્રોની માનતા રાખેલી, તે પુરી કરવાની છે. તારથીજ તને સાથે લઇને આવવાને બોલાવતે, પણ મ્હારે ખાનગી કામસર આવવું પડ્યું, તેથી તાર ન કર્યો, વળી ગડબડ વધી જાય, એમ બાઇનું કહેવું પણ મને વાજબી લાગ્યું. માટે હવે કંઇ પણ ખટપટ કે ગડબડ કર્યા વિનાજ તું બન્ને બાળકોને લઇ આવ—હું હવે જાઉં છું!"

"વારૂ, પણ કેટલે વાગે?"

"બરાબર આઠ વાગે લાવજે. કેમકે કલકત્તા મેલ—અરે દિલ્હી મેલ નવ વાગે ઉપડે છે!"

"બાઇઓ માટે કંઇ કપડાં કે ખાવાનું—

"તે સર્વે ત્યાં મળશે. ફક્ત પહેરેલે કપડેજ તેને લઇ આવજે. જમવાનું ત્યાં રાખેલું છે." કનક ચાલ્યો.

"વારૂ !–" રામો શંકાથી જોઇ રહ્યો. પણ જ્યાં માલેકનો હુકમ, ત્યાં નોકરના વિચાર શા કામના ? કનકે કહ્યું. ને તે રીતેજ અમલ થઇ ગયો.

કનક, બન્ને બાળકોને લઇને કયાં ગયો ? તે હવે પછી જાણીશું, પણ રામાના વહેમનું સમાધાન ન થયું; તેને તો એવડી વ્યાધી થઇ ગઇ. બીજેજ દહાડે મધુરી અકસ્માત્ આવી પહોંચી. અરે ! આ ઘોટાળો શો ?

વાંચનાર, એ બધી કર્મની પ્રભા ! દૈવી–ભાવીયોગ ટળતોજ નથી. સીતા હજી સાસરામાં આવ્યાં, ને રાજયુવતી રાણીનું પદ તો ન પામ્યાં, ત્યાં તેને વનવાસ જવું પડયું ! ભાગ્યયોગ બળવાન છે ! હવે મધુરીનું શું થયું ?–

---

## પ્રકરણ ૨ જું.



### મધુરીનું ભાગ્યચક્ર, ભવસાગરના વમળમાં !

કસોટી કર્મની કેવી, અનૂસુયા સતી જેવી !
વળી પન્ચાળીની તેવી થઇ જે દુર્દશા એવી !
પ્રભુને દોષ દેવો કે કરમની તે ગતિ કહેવી !
નથી સમજાતું કંઇ તેમાં સમયની સાખ શી લ્હેવી !

---

મધુરી બનારસથી રવાના થઇ ચુકી, તે પ્રસંગ તો આપણે જાણી ગયા છીએ, પણ મધુરીને જે તાર મળ્યો, તે કોની તરફથી એ પ્રસંગ જાણવા જેવો છે.

કનક, તેના રામા નોકરને સમજાવીને તેનાં બાળકો લઇ ગયો, અને બીજેજ દહાડે પેલો ધીરૂ સોલીસીટર બંગલે તપાસ કરવા આવ્યો. ત્યાં તેને ખબર પડી, કે મધુરી તો બનારસ ગઇ છે! ધીરૂ એક ટ્રસ્ટી હતો. ને મધુરી, તેનાં બાળકો ને મરનાર વિનોદરાયની મીલ્કત ઉપર સત્તા ધરાવતો હતો. વળી જ્યારથી મધુરી પર તેની નાદાન નજર ફરી વળી હતી, તે વખતથી વધારે જાપ્તો રાખતો હતો. ને તેમાં પણ મધુરીએ કરેલા તિરસ્કાર પછી, તેની નજર કરડી થઇ હતી. મધુરી ચેતી ગયા પછી, ને ધીરૂની વૃત્તિ જાણી ગયા પછી તેને વધારે વજન આપતી ન્હોતી. જેમ જેમ મધુરી હઠીલી થતી હતી, તેમ ધીરૂ વધારે ચીવટ થતો હતો. અને દુશ્મન તરીકે વૈર લ્હેવાનાં સાધનો શોધતો હતો. તેમાં આ અજાણ સાધન મળી ગયું, ને મધુરીને વધારે સતાવવાનું બની આવ્યું.

રામાને કારણ પુછ્યું, કે મધુરી બનારસ શા માટે ગઇ છે? રામાએ તેનો કંઇ ખુલાસો ન આપ્યો, ત્યારે ધીરૂને લાગ્યું, કે તેના બે પુત્રો હાજર હોય, તો તેને પોતાને સ્વાધીન કરી લ્હેવા! ને મધુરી આવતાં, તેને અપવાદમાં મૂકીને પકડવી. આ નવી કલ્પનાથી બાળકોની ખબર પુછી, ત્યારે રામો કંઇપણ ઉત્તર આપી શક્યો નહિ! જેમ જેમ રામો ગુચવાતો ગયો, તેમ તેમ ધીરૂ વધારે ચીવટ અને આકરો થતો ગયો. આખરે રામાએ એટલુંજ કહ્યું, કે "ગઇ કાલે બાળકો ફરવા ગયલા પાછા ફર્યાજ નથી—મેં બહુ શોધ કરી, પણ મળી શક્યા નથી. હું આપને જણાવવા આવનાર હતો, ત્યાં આપ આવી ચડયા!" રામાનો આ ખુલાસો તેને વધારે શકમંદ લાગ્યો—અને તરતજ રામાને સાથે લઇને પ્રથમ તાર હાઉસમાં ગયા—માર્ગમાં રામાને સમજાવ્યું, કે બાઇ બનારસ કોને ત્યાં ગયાં છે? રામાએ કહ્યું, કે તે તો મને નથી કહ્યું, પણ તેઓ એમ કહી ગયાં

છે કે (નં. ૩૭) કરવાથી પત્ર યા તાર મળી શકશે. સોલીસીટરે કાયદાનો ઉપયોગ કર્યો—ને મધુરી ઉપર એ શીરનામે અલાયદો તાર કર્યો—અને તેમાં બાળકોના હરણની વાત ન લખતાં બીજીજ ટ્રીક અજમાવી—મધુરીને તાર મળતાં તરતજ ત્યાંથી રવાના થઇ.

રામાને, ત્યાંથી પોલીસ સ્ટેશન ઉપર લઇ જવામાં આવ્યો. અને મૂળ હકીકત જણાવીને રામાની જુબાની લીધી. તેમાં મધુરી બનારસ ગઇ છે, ને તેની ગેરહાજરીમાં બાળકો ગુમ થઇ ગયા છે, આ હકીકત, પોલીસ દફતરે નોંધાવી. એમાં પણ આ ધીરૂભાઇનો અંદર કાયદો હોવો જોઇએ. પોલીસે તરતવેળા તો દરેક સ્થળે, બાળકો ગુમ થયલાં યા ભૂલાં પડેલાંની ટેલીફોન મારફત ખબર કરી, ને વિશેષ હકીકત બીજા દિવસ ઉપર રાખી.

ધીરૂએ રામાને એવી શરતે રજા આપી, કે મધુરી તરફથી જે ખબર આવે, તે પેહોંચાડવી. અને બાળકો આવી ચડે, યા ખબર કંઈ મળે, તો જણાવવું—વળી એમ પણ જણાવ્યું, કે આ બાબતમાં પોલીસને શક પડયો છે, કે મધુરી પ્રથમ ન્હાસી ગઇ છે, ને પાછળથી બાળકોને પણ ગુમ કર્યાં છે. તે કામમાં રામા, જો ત્હારો હાથ હોય તો કહી દેજે, નીકર એની લડાઇમાં તું ગરીબ ને નિર્દોષ માર્યો જઇશ!" રામાએ તરત વેળા સાફ ના પાડી, અને ધીરૂના હાથમાંથી છુટયો; ધીરૂએ તેને જતાં જતાં સમજાવ્યું, કે રખે બંગલો છોડીને તું ન્હાસી જતો! જો ગયો તો જાણજે કે ત્હારા ઉપરજ ધાડ આવી પહોંચી! રામાએ ખાત્રી આપી, ને રવાના થયો. રામાના કહેવા પર ધીરૂએ ભરૂસો ન રાખ્યો. ને તરતજ પોતાની ઓફીસના સિપાઇને, તથા એક રામાસીને ઘટતી ગોઠવણ કરી, સમજુતી આપીને, બંગલાપર બેસાડી દીધા

બીજે દિવસે સવારે મેલમાં મધુરી આવી પહોંચી, પણ જ્યાં બંગલાના કમ્પાઉન્ડમાં પગ દીધા, કે સરકારી રામોસી અને પટ્ટાવા-

જાને ઉભેલા જોયા, જ્યાં અંદર ગઇ, તો રામો પણ ગદગદીત કંઠે રડી પડયો ! મધુરીએ પુછ્યું, કે "રામા ? આ ગડબડ શી છે ? મ્હારા બાળકો કયાં છે ? " રામો કંઇ બોલી ન શકયો, મધુરીને મુર્છા આવી ગઇ, ને અચેત થઇ પડી ! રામાએ પાણી છાંટયું, અને સારવાર કરવા લાગ્યો—આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો !

ધીરૂના સંકેત પ્રમાણે તેનો પટ્ટાવાળો તરતજ તેને બંગલે દોડી ગયો, ને મધુરી આવ્યાની ખબર પેહોંચાડી—ધીરૂ તરતજ દોડતો બંગલાપર આવ્યો, ત્યાં તો મધુરીની હાલત ગંભીર થઇ પડી હતી, અને તેનું ભાગ્યચક્ર, ભવસાગરમાં વમળ ખાતું ડોલતું દેખાયું હતું ! ત્યારે કનકનું હવે શું થયું, એ તપાસીએ !

---

## પ્રકરણ ૩ જું.

### ભાગેલું વહાણ ખડક ઉપર !

મધુરીનો આ આફતકાળ કંઇ સામાન્ય ન્હોતો. પુષ્પ ઉપર શસ્ત્રના પ્રહાર જેવો જણાતો હતો, તે છતાં તેને એટલી ધિરજ મળશે તો ખરી, કે પોતાનો પતિ હજી હયાત છે, ને શત્રુનાં મેં કાળાં થવાનાં છે ! એક સાધ્વી સૌભાગ્યવતી સુંદરીના ઉપર વિધવા તરીકેની કાળી ટીલી આવતી બચી જાય, અને છતે પતિએ સૌભાગ્ય ચુંથી નંખાવનારનાં હૃદયમાં દાહ થાય, એ પણ મધુરીની ફતેહનું થોડું કારણ નથી. હાલ તો તે ભાગેલા વહાણના પાટીયાપર, ભવસાગરમાં ડોલાં ખાય છે, ડુબકાં ખાય છે; પણ એટલીયે ધિરજ તેને ઉદયનું સ્વપ્નું બતાવે છે !—

મધુરીના પ્રત્યે શંકાથી જોઇને, કનકે જે વૈર લ્હેવા ઇચ્છા રાખી છે, તે તરફ કુદરત કેટલી વિરૂદ્ધ થઇ છે, તે જોઇએ.

કનક, કલકત્તા મેલમાં રાત્રે નવ વાગે પોતાના બે બાળકોને લઇને રવાના થયો. કનકની મરજી એવી હતી કે કલકત્તામાં જઇને પોતાના આસામ રહેઠાણમાં નિવાસ કરવો. ને પોતાની કને જે કંઇ છુપું ધન હતું, તે વેચીને જે કંઇ દોલત મળે, તે પર નિશ્ચિંત ગુજારો કરવો, અને બાળકોને કેળવણી આપવી–અને જો ત્યાં પણ મધુરીનો કલંક પુઠે પડે, તો પછી આફ્રિકા તરફ રવાના થઇ જવું; પણ માણસ ધારે છે એક, ને ઇશ્વર બનાવે છે બીજું !

કનકના પ્રવાસવાળી ટ્રેન–નાગપુર છોડીને આગળ વધી, કે તેને અકસ્માત્ નડયો. એ ટ્રેનની અથડા અથડી થઇ જવાથી આગલા ભાગના ડબ્બા તો ચુરા થઇ ગયા, પણ પાછલો ભાગ બચી ગયો. ને તેમાં કનક તથા બાળકો સલામત રહી ગયાં રાત્રીનો પ્રહર હતો. બચી ગયલાં ઉતારૂઓને નજદીકના કેમ્પમાં લઇ ગયા, અને અકસ્માત્ નડેલા ઉતારૂઓની તપાસ થવા લાગી.

કેમ્પમાં લઇ ગયલા ઉતારૂઓને તપાસવામાં આવ્યા. ડોકટરની મતલબ એ હતી, કે જો કદાચ આંચકાથી કોઇને નુકશાન થયું હોય, તો તેને તત્કાળ ઇલાજ કરી દેવો. આ મતલબનું અવળું પરિણામ કનકને નડયું ! પોતાની કમ્મર પર બાંધેલું ઝવેરાત ડોકટરને હાથ ચડયું–ને ને માટે, ડાકટર સાથે રહેલા પોલીસ અમલદારને પણ શક ગયો ! ડાકટરે ચાલાકી વાપરીને, કમ્મરનું હાડકું તપાસવા, તથા સાંધા પર લચક લાગેલી છે કે નહિ, એ જોવાને, કનકની કમ્મર પરનો પટો કઢાવી નાંખ્યો ! ભાગ્યયોગ તો જુઓ ? કનકની કને બેગ તો હતી, પણ અધીરા જીવડાએ એ નાણું પોતાની કમ્મરે રાખ્યું ! આખિરે શક ઉપરથી એ માલ પકડવામાં આવ્યો. ને ખુલાસો પુછતાં

તેનો મનગમતો જવાબ આપવાને કનક નિષ્ફળ નિવડયો! પોલીસે ચોરીના કેસ તરીકે કનકને કબજે કર્યો. અને બાળકોને બાજુ લઇ જઇ પુછવામાં આવતાં તેમણે ખુલાસો કર્યો, કે "કનક અમારો પિતા છે, પણ તે અમને કયાં લઇ જાય છે, તેની ખબર નથી! અમારી મા તો બનારસ ગયાં છે! પિતા, સ્ટીમરમાં ડુબી ગયલા પાછાં નીકળેલા જણાય છે! અમને કહેલું છે કે તેઓ બન્ને જણને અમારી માતા પાસે લઇ જાય છે!" આ જુબાની ઉપરથી વધારે શક ગયો. કનકને તે સંબંધી પુછતાં તેમણે જણાવ્યું કે "એ હમારી સંસારી મેટર છે." બાકી વધુ બોલી શકયો નહિ! પોલીસે કનકને અને તેના માલને કબજે કર્યો. અને બાળકોને તેમની ઇચ્છા પુછતાં, તેઓએ જણાવ્યું કે અગર જો અમે આ બંગાળ તરફ જવાના છીએ, તો અમને મુંબઇ પહોંચાડવા. અમે અમારા બાપ સાથે જવાને ખુશી નથી. અમને અમારી મા પાસે જવું છે!" કનકને તે માટે ખબર આપવામાં આવી; તે સંબંધી ગભરાયલા કનકે કશો ઉત્તર ન આપ્યો. બાળકોની મરજી મુજબ કરવાને પોલીસને જણાવ્યું.. પોલીસે, પોતાના એક વિશ્વાસુ માણસ સાથે, બન્ને બાળકોને મુંબઇ રવાના કર્યા, અને કનકને કેદ કર્યો!—

પ્રભુ ઇચ્છા બળવંત છે! કનકની ધારણા અહીં તુટી પડી! મંદારિકા અને મનહરકુમાર બેરીસ્ટરના વિચારો અદ્ધર લટકી રહ્યા! સુમન કયાં, મધુરી કયાં, ને નીરૂ કયાં!—

આ સમયે તો આ રસીક ને સુજ્ઞ પાત્રજનો અવદશાના સાગરમાં, પણ આશાના ખડક સાથ અથડાવા લાગ્યાં છે! પ્રભુ હવે પછી કયો માર્ગ બતાવે છે, તે તરફ શ્રધ્ધા રાખીએ!—

# પ્રકરણ ૪ થું.



## શત્રુ શું નથી કરી શકતો?

"મધુરી! તમે ગમે તેવાં સાચાં યા સતી હોય, પતિવ્રતા યા પ્રવીણ હોય, પણ હવે સાબીત થઇ ચુક્યું છે, કે તમે તમારા પિતાની મીલ્કત ઉડાવી દેવા, અને મુંબઇમાંથી દુર થવા યત્ન કરો છો! આ હાલતમાં અમારી ટ્રસ્ટી તરીકેની ફરજ છે, કે તમારો ભાઇ જે હજી ઉમરમાં છતાં વિશ્વાસમાં આવ્યો નથી, ત્યાં સુધી તેમના વારસા હકનું રક્ષણ કરવું! વળી એમ પણ નકી થઇ ગયું છે, કે તમે વિધવા થઇ ચુક્યાં છો—અને તમારા બાળકોને પણ તમે ગુમ કરી દીધા છે. તમારી સ્ત્રીપણાની જે ઉમદા રીતિ–નીતિ તે ઉપર પણ તમે કલંક લગાડયું છે. બાળકોને એકલા મુકીને બનારસ ચાલી જવાનું સાહસ તમારે કરવાનું ન્હોતું, અમને ચેતવવા હતા, પણ આ સઘળું જોતાં, આ બાબતમાં તમારા પેટમાં દગો છે! અમે બનારસ તપાસ કરાવી છે. તમે જ્યાં ઉતર્યાં હતાં, એ પણ પોલીસે બાતમી મેળવી છે. ને તમે પુનર્લગ્ન કરવા ધારતાં હોય, એવી વાત પણ બહાર આવી છે. આ ભયંકર ને અર્થસુચક કાવતરાંથી તમારા ભાઇના હકનો ભોગ અપાય, તે અમે ટ્રસ્ટીઓ કદી પણ સાંખવાના નથી. માટે હવે તમારે આ સ્થળ છોડી જવું; એવો અમે તમને ફોર્સ કરીએ છીએ!" ધીરૂ સોલીસીટરે મધુરીનાં અપમાનનો દાવ વચમાં લીધો. અને ખરૂં–ખોટું, પોતાના સોલીસીટરીના કાવાદાવા સહિત ભાષણ શરૂ કરીને અનાથ મધુરીને ગભરાવી નાંખી. મધુરી ખરેખર મગજથી વ્યાકુળ બની ગઇ, અને દિવાની હાલતમાં બેભાન બની ગઇ. ધીરૂ તરફ તિરસ્કાર ભાવથી જોતી, ડોળા ખેંચતી, કંઇ પણ ખુલાસો કર્યા વગર, સંજોગ જોઇને એકદમ રડવા લાગી–રામાને બહુ દયા આવી–

"બ્હેન! હું ખરી વાત કહી દઉં છું, તે સાંભળો!"

"રામા! તને વચ્ચે બોલવાની કશી જરૂર નથી!"

"શા માટે નહિ! મ્હારાં બાઇ બ્હેનને તમે નકામાં ગભ-રાવો છો–બાળકો ગુમ થયા નથી, તેમ બ્હેન ઉપાડી ગયાં નથી, પણ તેનો બાપ—

"તેનો બાપ અહીંથી ઉપાડી ગયો, હેં! હા, હા, હા." ધીરૂ હસ્યો. રામો ચાટ પડી ગયો, ને વાત હવામાં ઉડી ગઇ!

"દરિયામાં ગરક થયલો પાછો ફૂટી નીકળ્યો, તો ખેર, ભલે તે અહીં આવીને તેનાં બાળકોને લઇ જાય. પણ શું ત્હારી ફરજ ન્હોતી કે બાઇની ગેરહાજરીમાં લઇ જનારાને અટકાવવો, યા અમને ખબર કરવી?"

"ઘરનો ધણી તેનો માલ લઇ જાય, તેમાં નોકર શું કરે? તે તો બાઇની કને બનારસ ગયા!"

"હં! એમ પણ ખરૂં, કે?જા–જા–બેવકૂફ ગધેડા! એ બધી વાતો બીજાને સમજાવ–ચાલ, દુર થા! લાબી ટુંકી વાતો ન સમ-જાવ!" ધીરૂએ દમ માર્યો. ખરી વાત ખોટી ઠરાવી!–

"ગમે તેમ હોય, ગમે તે થયું હોય, પણ હવે તમે શું ધાર્યું છે?" રામાના બોલવા પર કંઇક શ્રદ્ધા બેઠી. ને ખરો ખુલાસો મેળવવા માટે મગજને ધીરજ આપી; મધુરી દિવાનાપણાંથી કંઇક વેગળી થઇ. ને ધીરૂને ખસેડવા બોલી–

"તમારે આ બંગલો છોડી દેવો, ને ટ્રસ્ટી તરીકે રાજીનામું આપવું!" ધીરૂએ હુકમ કર્યો.–

"ઠીક છે, આજ સાંજ સુધીમાં તે બાબત નકી થઇ જશે."

ધીરૂએ તે કબુલ કર્યું, ને તરતજ રવાના થઇ ગયો. રામાની વાત ઉડાઉ લાગી. પહેરા ઉપર રામોસી હતો, તેને ધીરૂએ એવી

તાકીદ આપી, કે બાઇ અથવા રામો દરવાજા બહાર જવા ન પામે! રામોસીએ કુરનસ બજાવી, ને ધીરૂ રવાના થયો.

આહા! શત્રુઓએ કેટલી હદ સુધી કામ બજાવ્યું! પણ સાચનો એક્ષી શામળો છે. જેને રામ રાખે, તેને કોણ ચાખે!—મધુરીનું મગજ શાન્ત થવા લાગ્યું આફતમાં એક પણ આશાનો આશરો લાગ્યો. રામાની દરેકે દરેક હકીકત સાંભળી, ને બનારસનો બનાવ યાદ આવ્યો. પણ હવે બંગલામાં રહેવું ઠીક ન લાગ્યું. પોતાના ભાઇને ભેટવાની, ને હૃદય ખાલી કરવાની ઇચ્છા થઇ. ને રામાને લઇને પુને જવા ધાર્યું, પણ પહેરા વચ્ચેથી જવું કેમ? પ્રભુની મરજી જુઓ. રામોસીનો એકનો એક પુત્ર મોટારમાં આવી જવાની ખબર મળવાથી તે એકદમ વગર રજાએ પહેરો છોડીને ન્હાસી ગયો, અને મધુરી તથા રામો, પુના તરફ રવાના થઇ ગયાં. પાપીઓ હાથ ઘસતા રહ્યાં, ને કુદરત પોતાનું કામ કરવા લાગી!

---

## પ્રકરણ ૫ મું.



### ધીરૂ સોલીસીટરનું સ્વાર્થી કાવતરૂં!

મધુરી તરફ મોહદષ્ટિ લગાડીને નબળું મન બતાવી, પોતાની સોલીસીટરીને ઝાંખ લગાડનારૂં અપમાન મેળવ્યા પછી, ધીરૂભાઇ સાહેબ, સ્વાભાવિક રીતેજ મધુરીના શત્રુ બન્યા; પણ તેમાંએ વૈર લ્હેવાની આવડત જોઇએ! કંઇ કાયદો ભણી ગયા, તેથી ચતુરાઇ ખરીદી શકાતી નથી. તર્ક અને વિચારશકિતનું ઉંચું પરિબળ જોઇએ, તે ધીરૂમાં નથી. ને તે ઉપરાંત અદેખાઇના અંધાપામાં, અને શત્રુવટના આદેશમાં એકનું બીજું કરી નાખે છે!

આપણને કેટલાક દાખલામાં જણાય છે કે, પોતાના કૂળના બચાવ અર્થે-હીત અર્થે, આપણા કેટલાક બ્હાદુર સોલીસીટર યા બેરીસ્ટર સાહેબ, ખોટા દસ્તાવેજ, ખોટી જુબાની, ખોટા સાક્ષીઓ વગેરે ઉભા કરે છે ખરા; પણ તેમાં તેનો જનુની સ્વાર્થ કે શત્રુતા હોતી નથી. માત્ર પક્ષને સાચવાનું કરે છે, તે છતાં તે ન્યાય વિરૂદ્ધ અને તેની સત્તા વિરૂધ્ધ કર્મ છે. પરંતુ ધીરૂ સોલીસીટરે તો અધર્મ માર્ગજ હાથ ધર્યો છે. વિનોદરાય સોલીસીટરના પુણ્ય પ્રતાપે, તેના ચેલા તરીકે તેની ઓફીસનો ભાગીયો થઇ ગયો, તો શું તેનાજ કૂળનું નિકન્દન કહાડવું ?-

ધીરૂજીએ પ્રથમ તો વિશ્વાસ મેળવીને, વિનોદરાયની મીલ્કતના ટ્રસ્ટી તરીકે હક લીધો, પણ પાછળથી ભગીરથીદેવીના ગુજરી જવા પછી, અને કનક તથા મધુરીના સંસારમાં, શંકાના સાપે નિવાસ કર્યો જાણ્યા. પછી, ધીરૂએ આડો માર્ગ લીધો; અને બહેન ભાઇ વચ્ચે અણગમો ઉત્પન્ન કરવા માંડયો. પ્રથમ તો બન્નેને અ-લગ કરી દીધાં, કે જેથી મધુરી કોઇપણ રીતે પોતાના ભાઇને ભંભેરી ના શકે ! બીજી તરફથી બાબુને પુનામાં રાખીને, પોતાની તરફથીજ જાણે જમિમાં રહેવા દીધો હોય, તેમ તેની ખબર લહેતો રહ્યો. દુર્ભાગ્યે, મધુરીના અપમાન પછી, ને મધુરી બનારસ ગયા પછી ધીરૂએ, બાબુ ઉપર એક ખાનગી પત્ર લખ્યો, ને તેમાં મધુરી સંબંધી કેટલીક હલકી હકીકત જણાવી. કાચા અને નબળા તથા ઉછરતા અને અકકલના સીમાડા પર ચઢતા જુવાન બાળકના મન ઉપર એથી એવડી ખોટી અસર થવા માંડી ! વળી એક બીજો પત્ર, મધુરી આવ્યા પછી લખ્યો, ને તેમાં તેના ઉપર સખ્ત દબાણ કર્યું કે મધુરીની રીતિ-નીતિ ખરાબ હોવાથી, ને તે કોઇ હલકા માણસના પ્રસંગમાં આવ્યાથી, ન્હાસી જવાની તૈયારીમાં છે,' ને

મીલ્કત વગેરેની ગેરવ્યવસ્થા થવાથી પોતે જોખમમાં આવી પડશે, માટે તેના ટ્રસ્ટીમાંથી દુર કરાવી, ને તેને જે લીગેસી મળે છે, તે-માંથી તેને બાતલ કરવી; કેમકે તેણે માતપીતાનું ને પતિનું નામ કલંકીત કરવા માંડયું છે; ઇત્યાદિ પત્ર લખ્યો ! બીજી તરફથી કોર્ટમાં એવી રીતે અરજ કરી કે કોર્ટથીજ મધુરીને બાતલ કરવામાં આવે, ને તે સંબંધી ઇસારો, બાબુના પત્રમાં પણ કરવામાં આવ્યો, અને રામા મારફતે પણ પોલીસમાં તેની કેટલીક આડી ચાલની નોંધ કરાવવામાં આવી. આ રીતે તેણે પોતાનું વૈર લેવા યત્ન કર્યો, પણ પ્રભુ ઇચ્છા ન્યારી હતી.

મધુરી તથા રામો, બંગલાનો કબજો કરીને, રામોસીની ગેર-હાજરીમાં, ભાઇને મળવા માટે પુને ઉપડી ગયાં–ધીરૂની અધીરાઇએ તેને તાકીદે બંગલા તરફ આવવાનું, ને મધુરી જો માની જાય, તો દુષ્ટ સ્વાર્થ સાધવાનું દીલ થઇ આવ્યુ. રાત્રે ફરવા નીકળવા નિમિત્તે બંગલા તરફ આવ્યો, તો ના મળે બત્તી, કે ન મળે બંગલો ખુલ્લો ! દરવાજા કને ગાડી ઉભી રાખીને રામોસીને બોલાવ્યો, પણ હોય કોણ ? અંતે પાસેના બંગલાના માળીએ કહ્યું, કે સાંજ પછી અહીં કોઇ દેખાયું નથી.

ધીરૂને આ હકીકતથી બેવડું જોમ આવ્યું, અને તરતજ પોલી-સમાં ગયો. ત્યાં તેણે મધુરી વિરૂધ્ધ બીજી હકીકત નોંધાવી–ને બાળ-કોના અપહરણ કરાવવા ઉપરાંત, ટ્રસ્ટી તરીકે જંગમ મીલ્કત ઉચાપત કરાવવા માટે, અને તેની ગેરવ્યવસ્થા તથા વિશ્વાસઘાત કરીને ન્હાસી જવા માટે, જોખમદારીનો તેનાપર ચાર્જ મુકયો–ને પ્રભાતના ઉઘડતીજ કોર્ટે મેજીસ્ટ્રેટ પાસેથી વોરંટ લેવાનો ઇરાદો રાખ્યો ! જો કે તે ધારે તો તરત, સ્પેશીયલ કેસ તરીકે પણ મેજીસ્ટ્રેટ સાહેબને ત્યાં જઇને વોરંટ મેળવી શકતે, પણ દમામ ખોટો હતો. જંગમ મીલ્કત

પોતાને કબજે હતી. અને સ્થાવરમાં તો બંગલો હતો! માત્ર પોતાની હુશિયારી બતાવીને, નબળાપર સવાર થવાનો પ્રપંચ કર્યો હતો–પણ તે ક્યાં જાણે છે, કે તું આ તરફ કુશળતા બતાવે છે, ત્યારે કુદરત ત્હારી વિરૂધ્ધ કામ કરવા મંડી રહેલી છે–મધુરી અને રામો પુના જવાને જે ટ્રેનમાં રવાના થયાં, તે કલ્યાણ સ્ટેશને આવતાં સામી કોઈ ટ્રેન આવી લાગ્યાથી ખોટી થઇ, પણ ત્યાં તેને અજબ સંજોગ મળી ગયો! તે વળી શો? પોતાના બે પુત્રો. સામે આવેલી ટ્રેનમાં મુંબઇ આવતા હતા. ચંદ્રકાન્તે રામાને જોયો, ને બુમ પાડી. મધુરીએ પુત્રનો સાદ ઓળખ્યો, ને રામા સાથે ગાડીમાંથી ઉતરી પડી. ને સામેના પ્લૅટફૉર્મપર દોડી આવી! આહા! કેવો અજબ સંજોગ: પણ હા! તે બિચારી પોતાના પુત્રોને મળવા છતાં સ્વાધીન લઇ શકી નહિ; કેમકે તે બાળકોને તો પોલીસ મારફત તેની માતાને આપવાનો હુકમ હતો–તેથી સાથેના અમલદારે મધુરીને વિનતી કરી કે ‘ તેમણે પાછું મુબઇ ફરવું, ને બાળકોને સ્વાધીન લ્હેવા.” મધુરીએ તે વાત કબુલ કરી, અને બાબુને ત્યાંથીજ પુને અરજંટ તાર કરીને મુંબઇ બોલાવ્યો! અને મધુરી તથા રામો પાછાં મુબઈ આવ્યાં! નસીબની બલિહારી તો જુઓ! બાળકો મળ્યા, પણ જે પોલીસ સ્ટેશનમાં, ધીરૂ સોલીસીટરે મધુરીની હકીકત નોંધાવી હતી, ત્યાંજ આ કેસ જઇ ચડયો. કેમકે મધુરીના નિવાસનું **ડીવીઝન** એજ હતું! હવે શું થાય છે, તે જોવાનું છે!

બાળકોને ટ્રેનમાં મધુરીએ કેટલીક હકીકત પુછવા માંડી, પણ તેમને વધુ વાત કરવાની, તેની સાથેના પોલીસના માણસે મનાઇ કરી–તો પણ એટલું તો જણાવી શક્યા, કે તેના પિતા કલકત્તે લઇ જતા હતા–રેલ્વે અકસ્માત થવાથી, ને તેમાં પિતાજી કંઇક ઝવેરાતના કામમાં સપડાયાથી પોલીસે શકમંદ કેસ તરીકે નાગપુર કને કબજે

કર્યા છે, ને અમને અહીં મુંબઇ મોકલી દીધા છે. આ ઉપરથી મધુરીને કેટલીક હિમ્મત આવી, અને રામાની વાત ખરી પડી. ધીરૂભાઇએ જે કંઈ ભાંગરો વાટી દીધો છે, ને પોલીસને ખોટી ખોટી ખબરો પહોંચાડી છે, તેને તોડવાનો ટાઇમ ઠીક આવી ગયો ! પ્રભુ ઇચ્છા બળવાન છે. સત્યનો અંતે જય છે ! હવે જોવાનું છે, કે શું થાય છે.

---

## પ્રકરણ ૬ ઠું.

## આખરે શિકારીનાજ હાથમાં પંખીડું !

બનારસથી બંગાળ તરફ જતી રેલ્વે ટ્રેનને થયેલા અકસ્માત્‌માં ગંગાના શરણે થયલાં ઉતારૂઓમાં મનહરકુમાર બેરીસ્ટર પણ એક હોવા જોઇએ; કેમકે તેમનો પત્તો મળી શકયો નહિ ! સુમનવાળી ટ્રેનને વધારે જોશ લાગ્યો નહતો, પણ તે પાટાપરથી ઉતરી ગઇ હતી, ને તેથી પેસેનજરોને ઉતારી પાડવામાં આવ્યા હતા. ને તુટેલી ટ્રેન તરફ સૌની નજર દોડી હતી. મંદારિકાનો કુદરતી બચાવ કંઇક વિસ્મય પમાડનારો હતો. અકસ્માત્ વખતે તેણે ટ્રેનની સાંકળ પકડી રાખવાથી જ્યાં પડી, ત્યાં સલામત રહી, યાને તે ડબો (કમ્પાર્ટમેંટ) પૂલપર અધર લટકી રહ્યો. તે માંહેના જે કંઇ થોડા ઉતારૂઓ બારીમાંથી સરી પડયાં, તે નદીમાં ગયાં, પણ એકાદ બે જણાંએ સમયસુચકતા વાપરવાથી બચી ગયાં. આ બચાવમાં મંદારિકા પણ હતી, ને તે ડબા સાથેજ લટકી રહી હતી. ડબો એકદમ ઉપર ઉંચકી શકાય, તેમ નહતો. પણ મંદારને તો દોરડાંવતી ઉપર લાવી શકયા હતા, ને તે રીતે તેનો બચાવ થયો હતો.

બેભાન અને અશક્ત થઇ પડેલી મંદારિકાને નજીકના કમ્પાઉન્ડમાં લઇ આવ્યા. તેને જોવાને જેમ બીજા કેટલાક પેસેન્જરો

આવ્યા, તેમ સુમન પણ આવ્યો, ને મંદારને દુરથી જોઇને એક
તેની કને ધસી ગયો!

"મંદારિકા!" આટલું બોલતાંજ તે ચમકી–ને ફક્ત આ
ઉઘાડી જોયું–ભાગતે તુટતે અવાજે બોલી!

"કુમાર ક્યાં?" કોઇ સમજ્યું નહિ, સુમને પણ જવાબ
દીધો–અને ડોકટર તથા નર્સને જણાવ્યું કે "આ બાનુ મ્હારાં સંબં
છે તેમને હું તેડવાજ જતો હતો. માટે મ્હારે સ્વાધીન કરવાં".
લોકોએ જવાબ દીધો, કે પ્રભાત થવા આવ્યું છે. બાઇ સહ
શુધ્ધિમાં આવે, તે પછી સ્ટેશન માસ્તર તથા વડા અમલદારને કહ
તેમને લઇ જવાં!–

મંદારને ધીમે ધીમે શુદ્ધિ આવવા લાગી, સુમનને તેણે જો
પણ ધ્યાન–ભાન ન રહ્યું. તે તો પોતાના પ્રિય કુમારને ઝંખતી હ
પ્રભાત થયું. મંદારને શરીરે કશી બીજી ઇજા કે વ્યાધી થઇ ન્હો
નરવસ બહુ હતી–છતાં કુશળ ને નિર્ભય હતી.

પ્રભાતે, સુમન પોતે સ્ટેશનના અમલદારોને મળ્યો, અને મ
રિકાને પોતાના સ્વાધીનમાં લ્હેવાનો હુકમ મેળવ્યો. તે તરત મં
કને ગયો, અને શુધ્ધમાં આવેલી મંદારે તેને હસતા ચહેરાએ બોલાવ

"તમે ક્યાંથી, સુમનરાય?"

"હું તમને મળવાજ આવતો હતો. બનારસ ગયો હ
ત્યાંથી ખબર મળી, કે તમે કેસના કામ બાબત અલ્હાબાદ આવ્યાં છો

"હા, ને ત્યાંથી હું ઘર તરફ આવતી હતી, મ્હારી સ
બેરીસ્ટર પણ છે, તેઓ ક્યાં છે?"

"તે તો ખબર નથી–અકસ્માત્ ભયંકર થયો છે. તેમાં હ
ગુમાયલાં પેસેન્જરની કશી ખબર મળી નથી."

" ત્યારે શું તેઓનો પત્તો નથી ? "

" કદાચ હવે પછી મળી આવે ! "

" ત્યારે શું સજીવ નહિ હોય ? "

" તે કેમ કહી શકાય ! પણ હાલ તરત તો સર્વે મળી આવેલાં પેસેન્જરોને રવાના કરવામાં આવે છે; કેમકે તેમને અહીં રાખવાં જોખમ ભર્યાં જણાય છે. બીજાંની હજી શોધખોળ ચાલુ છે ! "

" ત્યારે આપણે કયાં જવું ? "

" બનારસ ! ત્યાં ગયા પછી બેરીસ્ટરની તપાસ કરાવીશું–એટલામાં તમારી તબીયત પણ સારી થતી જશે. "

" બેરીસ્ટર મળશે ખરા કે ? મને અહીં રહેવા નહિ દે ! તેમનો પત્તો મળે, ત્યાંસુધી પડી રહેવા દેશે નહિ ? "

" તમે તેમને માટે ગમે તેટલાં અધીરાં થશો, તોપણ કાયદો અમલમાં મુકવોજ પડશે. મેં તે માટે હુકમ મેળવ્યો છે. કેમકે અકસ્માતવાળાં પેસેન્જરોને શાન્ત જગ્યામાંજ હવે આરામ માટે રાખવાં જોઇએ. ટ્રેનને હવે ફક્ત દસ મિનિટ છે. ખાસ ટ્રેન બોલાવેલી છે, માટે તત્પર થાઓ ! "

આખરે મંદાર લાચારીએ ઉઠી. ને જેમના હાથમાં કદીએ ચડવાનું ન્હોતું, તેનાજ શરણમાં રહેવાનો વખત આવ્યો ! કુદરતે કંઇક જુદોજ માર્ગ લીધો. સુમન અને મંદાર, બનારસ તરફ રવાના થઇ ગયાં. કુમાર બેરીસ્ટર કયાં ગયો ને તેનું શું થયું, તે પ્રભુ જાણે !

---

# પ્રકરણ ૭ મું.

## કનક ઉપર આફ્રિકનદેવીની વધુ પ્રસન્નતા!

મહાદેવીની પવિત્ર પ્રસાદી તરીકે કનકે જે માલ મેળવ્યો હતો, તે સપડાઇ ગયો, ને ગભરાઇને કેદ પણ થઇ ગયો. હજી તપાસ થાય, તે પહેલાં કનકને એક સ્વપ્નું થયું. કનક મહાદેવીને પગે પડીને રડવા લાગ્યો. તેમની પ્રસાદીથી આ સંકટમાં આવવું પડયું, તે કહેવા લાગ્યો. દેવીને વાચા થઇ, ને બોલી!

"ત્હારી પવિત્ર સ્ત્રી એક દેવી રૂપ છે! તે નિર્દોષ નારને કષ્ટ આપવાને બહાને, તું વતનમાંથી ન્હાસી આવ્યો, તેનું આ દુષ્ટ ફળ મળ્યું છે; માટે પ્રતિજ્ઞા કરીને કહે, કે એ નિર્દોષ અબળાને ત્હારે જીવન સુધી પવિત્ર પ્રેમથી પાળવી!" દેવીનાં આ વચનો, કનકને બહુ વિશ્રાન્તિ દેનારાં ને વિશ્વાસુ લાગ્યાં! કનકે શીશ નમાવી, હાથ જોડીને કહ્યું, કે એ મ્હારી પત્નિ પવિત્રજ છે, ને તે માટે આપ મહાદેવીની વાણીમાં સત્ય છે, તો નિઃશંક મ્હારા તથા મ્હારા વંશના સુખ ને શ્રાધ્ધ માટે હું તેને પાળીશ—પણ મ્હારૂં શું?" જા, તને ત્હારો માલ, ત્હારા પરના અપવાદ રહિત તને પાછો મળશે—યાને તે માલ, ત્હારા મુંબઇના નિવાસ-સ્થાનમાં, જ્યાં ત્હારી ધર્મપત્નિ, ત્હારી મૂર્ત્તિ રાખીને પુજન કરે છે, તે મંદારના ગોખલામાંથી મળશે, ને અહીંના કેદખાનામાંથી તુ છુટો બનશે!'

કાલી દેવીની આ અદૃશ્ય સુચના મુક્ત થતાં કનક જાગૃત થયો, પણ કંઇ ન દેખાયું—ને તે બિચારો પોલીસના પહેરાની કોટડીમાં વિમાસતો બેઠો.

કાલીદેવીનો ચમત્કાર તો જુઓ! પ્રભાતમાં પોલીસના વડાએ કનકનો કેસ હાથમાં લીધો, અને જપ્ત કરેલા દાગીના રજુ કરવાને,

પોતાના નોકરને હુકમ કર્યો, પણ બીજીજ પળે તે દાગીના ગુમ થયલા માલમ પડયા ! અફસોસ ! બારીકીથી તપાસ કરી, પણ પત્તો ન મળ્યો. આખરે લાચાર થયા, અને કનકને બોલાવીને કહ્યું, કે તમને છુટા કરવામાં આવે છે. જપ્ત થયલો માલ ખાલસા કરવામાં આવે છે ! કનક તો સમજી ગયો. ને કંઇ પણ તકરાર કર્યા વિના એકદમ રવાનાજ થઇ ગયો. કલ્યાણના સ્ટેશનપર આવતાં વર્તમાન-પત્ર મળ્યું. આહા ! તેમાં પ્રિયાના વિજયનો લેખ હતોઃ—

---

## પ્રકરણ ૮ મું.



### નિર્દોષ મધુરી ! એક પ્રેમ-ઘેલી પ્રમદા
યાને
### સદ્ગુણી સુંદરી.

પાપીઓનો આખરે પરાજય થાય છે, પણ સત્ય બહુ મોડું પ્રકટે છે ! અનેક સંકટો સહન કરીને પણ આખરે હરિશ્ચન્દ્રનું સત્ય, પ્રકટ થયા વિના રહ્યું નહિ; અને વિશ્વામિત્રને પસ્તાવાનો વખત આવી ગયો !—

એજ રીતે ધીરૂ સોલીસીટરને પોતાનાં કર્મ બહુ ભારે પડી ગયાં ! પોલીસમાં તેણે નોંધાવેલી કેટલીક જોખમભરી બાબતો, તેનાં કર્મ રૂપે આગળ આવી, મધુરી અને તેનાં બાળકો, પોલીસ સ્ટેશન પર ગયાં, ને ત્યાં તેમને ખરો ઇન્સાફ મળ્યો; પણ કાયદાના જ્ઞાતા તરીકે, કેવળ બીજાને નુકસાન કરવા, અને સગીરની મીલકત પચાવી પાડવા માટે, ધીરૂએ જે હીલચાલ કરેલી, તેનો કોર્ટમાં કેસ ચાલ્યો— ને તેનું પરિણામ, વર્તમાનપત્રમાં છપાયું !

પોલીસ તરફથી આ કેસ ચલાવવામાં આવ્યો હતો. ને તેમાં ધીરૂ સોલીસીટર જોખમદાર હતો.

એક કાયદાબાજ મરનાર સોલીસીટરને ત્યાં રહીને, પોતાની પદવી વધારનાર ધીરૂ સોલીસીટરે વિશ્વાસ મેળવ્યો, તેમાં પણ મરનારે ભૂલ કરેલી લાગે છે. ધીરૂને પોતાની મીલ્કતના એક વધારાના ટ્રસ્ટી તરીકે રાખવાથી, મરનારના કુટમ્બ પર નકામી આફત આવી પડી છે.

"મધુરી" નામની મરનાર વિનોદરાય સોલીસીટરની કુશળ અને વિદ્વાન પુત્રીના સંસારી કલેશનો લાભ લઇને, ધીરૂએ જે દાનત બગાડી, તથા સંજોગ જોઇને તેને જે જે સતાવણી કરી, એ માફ નહિ થઇ શકે, તેવી છે; એટલુંજ નહિ, પણ તે બાઇને ટ્રસ્ટીમાંથી બાતલ કરાવવા માટે, તેના પર જે જે અપવાદો મુકયા છે, ને પોલીસને ખોટી ખબરો આપીને હેરાન કર્યા છે, તે પણ ભયંકર છે! મધુરીનો પતિ કનકરાય કાચા કાનનો હોવાથી, આ બાઇને સર્વ વેઠવું પડયું છે, તે માટે કોર્ટ દીલગીર છે, તોપણ આવા કઠણ સંજોગમાં એ બાનુએ ધિરજ રાખીને પોતાનું સતીત્વ, ધીટતા, તથા કુટુમ્બ પ્રત્યેની અડગ પ્રેમવૃત્તિ બતાવી છે, તેમજ પોતાના પિતાની મીલ્કત તથા તેના એકના એક ભાઇની અભિવૃધ્ધિ માટે જે પ્રેમ દર્શાવ્યો છે, તે એક સદ્દગુણી સુંદરીના નામને શોભા આપનારો છે. મરનાર વિનોદરાયના પુત્ર બાળુપ્રસાદ હવે ઉમરલાયક થવા આવ્યા છે. ને થોડાજ વખતમાં તેને પિતાની મિલકત મળશે. પણ તેટલાં સુધી તેનો વહિવટ ફકત એકજ ટ્રસ્ટી તરીકે બાઇ મધુરીને ચલાવવાનો હુકમ કરવામાં આવે છે. ને ધીરૂ સોલીસીટરને તેનાં નીચ કર્મ માટે સેશન્સ કમિટ કરવામાં આવે છે." આ હકિકત વર્તમાનપત્રમાં વાંચીને કનક તો સજડ થઇ ગયો. તે પોતાની પ્રેમ–ઘેલી પ્રિયાને કયારે

હર્ષથી ભેટી પડે, તે માટે આતુર થતો, સ્ટેશનની વાટ જોવા લાગ્યો! અંતે સત્યનો જય થયો!

આ હકીકત બનારસમાં મંદારના વાંચવામાં આવી–આહા! ત્યાં શું બન્યું!

---

## પ્રકરણ ૯ મું.

### મંદારિકા અને સુમનરાય.

"મંદારિકા! તમારા પરનો બોજો યા ને આફત હવે દુર થઇ ગઇ! વારસા–હિસ્સાના કેસમાંથી તમે વિમુક્ત થઇને, સ્વતંત્ર કબજો કરી લીધો. હવે તમે શા માટે ઉદાસી જીંદગી ગુજારો છો?"

"સુમનરાય! પ્રેમ વગરનું પરણવું, કે સ્નેહ વિનાનું સગપણ વૃથા છે–વ્યથારૂપ છે!"

"હું તમને એવો આગ્રહ નથી કરતો, કે પરણો! માત્ર તમારા પિતાનાં વચનો યાદ આપું છુ!"

"હા, તે મારા લક્ષમાં છે. તમને મ્હારો હાથ તેમણે આપ્યો છે ખરો, પણ મ્હારો વિચાર હાલ લગ્ન ઉપરથી ઉડી ગયો છે!"

"મનહરકુમાર રોમના પ્રસંગમાં પડયા પછી?"

"એ સવાલનો ઉત્તર આપી શકાય તેમ નથી. અને એ પ્રશ્ન હવે પછી તમે સ્મરણ ન કરાવશો, સુમનરાય!"

"ઠીક! ઇશ્વરેચ્છા પ્રબળ છે! મ્હેં શું ધાર્યું હતું! અરે, ભાગ્ય વિધીએ શા સંજોગ મેળવી આપ્યા છે! ઉદયગઢનાં રાજ-સુખને ઝુલે મંદારને ઝુલતાં કરવાં. એ પણ ગયું!"

– "હૃદયાત્મા ને પ્રેમાત્મા એક હોવો જોઇએ! જાણીતા બંગાળી કવિવર શ્રી રવિન્દ્રનાથ ટાગોરની "ચિત્રાંગદા" નામના લઘુકાવ્યમાં

બહુ ઉત્તમ વિસ્તાર દર્શાવ્યો છે. મહાભારતના આદિપર્વનો વૃતાંત લઇને, આ મહાકવિએ ઉમદું ચિત્રકાવ્ય આલેખેલું છે. મણિપુરના મહારાજા ચિત્રવાહનની પુત્રી ચિત્રાંગદા અતિ રૂપવતી હતી. અર્જુન, એક વેળા આ મધુરીને અકસ્માત્ મળ્યો હતો. તે પ્રસંગનું તેમનું મોહનવર્તન થતાં, ચિત્રાંગદાએ જણાવ્યું હતું કે, પ્રેમાત્માપરાયણ દમ્પતી, એજ દેવને પુજવા યોગ્ય છે, બાકી સર્વસ્વ વ્યભિચારી દશાના જીવો છે!"

આહા! એ કાવ્યમાં દૃષ્ય થયલું પ્રેમ-ચરિત્ અને માધુર્ય જીવન ખરેજ આનન્દજનક છે. જ્યાં સુધી એવા વીરલ પાર્થ, પ્રેમાળ પતિ ન મળે, ત્યાં સુધી જીવનની દોરી બાંધવી વ્યર્થ છે!"

"પણ તેવા પ્રકારના પ્રેમમાં ઉભય જોડલાં સમાન હૃદયગામી હોવાં જોઇએ. જુઓ, આ એક ટુંકી વાર્તા રૂપ નાટક સાર તમને વાંચી બતાવું છુ. તે સાંભળો; અને તેવાં પ્રભુત્વ પ્રેમ-પ્રસાદી પામેલાં પ્રેમીઓનાં અંતઃકરણ જુઓ-આ પરથી પ્રાસંગીક પ્રેમીઓનાં હૃદયની ગણના થશે!-

"વારૂ, વાંચો!" મંદારે ઇચ્છા બતાવી-સુમને વાંચવું શરૂ કર્યું.

"ખરા હકદારની છેવટે ફતેહ તથા સાચા પ્યારની કસોટી કરનારી આ અતી સુંદર શરૂઆતમાં જોન મીસન નામનો એક કરોડપતી કરોડોની દોલતમાં રેલછેલે નજરે પડે છે. તેણે સેંકડો લેખકોને રડાવીને વાંધા ભરી રીતે પોતાની દોલત ભેગી કીધી છે, જે ખજાનાનો વારસ તેનો જુવાન ભત્રીજો યુસ્ટેસ છે. મીસ એલીસ ગોરડન નામની એક પ્રખ્યાત વારતાનવેશે "જીનના સોગન" એ નામનું એક અતી રસીલું પુસ્તક રચ્યું છે, જેના વેચાણથી જો કે હજારો પાઉંડની રકમ એ પુસ્તક પ્રગટ કરનારી મીસનની કંપનીને મળી છે, છતાં મીસને ગરીબ બીચારી એલીસને ફકત થોડી નાની

રકમ આપી છે. એલીસની એક નાની સીક બ્હેન તેની ઉપર આધાર રાખે છે, જેણીની તબીયત ઘણીજ બગડવાથી ડાકટર તેને એકદમ હવા ફેરફાર કરવા બહારગામ લઇ જવા એલીસને જણાવે છે. આ માટે જોઇતી નાણાંની રકમ માગવાને એલીસ, મીસન આગળ જાય છે, પણ એ બુલડોગ જેવા ચહેરાનો બુઢ્ઢો, એલીસની લાચાર હાલતનો લાભ લઇ તેને કહે છે, કે તું જો લખત કરી આપે કે આવતા પાંચ વરસમાં તું જે જે પુસ્તકો રચે, તે અમારે માટે લખવાં. તો હું તુંને હમણા ૧૦૦ પાઉંડ આપું. એલીસ તુચ્છકાર અને ધીટકાર સાથે તેને જવાબ આપે છે, કે એ તો એક જાતની ગુલામગીરી જેવું થયું! શું કરૂં—હમણાં મારી બ્હેનને ખાતર મને પૈસાની ઘણી જરૂર છે. બાકી તુને તો એક ઠગારા તરીકે આખી દુન્યામાં જાહેર કરૂં! અંતે લાચારીએ તેણીને સહી કરી નાણાં લીધા સિવાય બીજો છુટકો થયો નહિ. તેણીના જવા પછી યુસ્ટેસને પોતાના કાકા મીસન સાથ મજબુત ટપાટપી થઇ, ને કહ્યું, કે એક ગરીબ બીચારી છોકરી પાસેથી આવું ગુલામી ખત તેં શામાટે લખાવી લીધું? યુસ્ટેસ ઝનુનથી તપી જઇને એ લખત કાકા કનેથી ઝુંટી લઇ ફાડી નાખે છે. અને તેનો કાકો પણ છેડાઇને તેને ઘરમાંથી કહાડી મુકે છે. એલીસની સીક બ્હેન એલીસની ગેરહાજરીમાં તેણીના પુસ્તકમાંનું છેલ્લી સલામનું એક વાકય માર્ક કરી ગુજરી જાય છે-

કપટી મીસન એક નવું વીલ બનાવી પોતાના ભત્રીજા યુસ્ટેસને વારસામાંથી રદબાતલ કરી પોતાની સઘળી દોલત પોતાના બે ભાણ્યાઓના નામપર કરે છે. એ બુલડોગ કનેથી રંજીદા અને પરેશાન થઇ પાછી ફરેલી એલીસ પોતાના ઘરમાં પગ મુકતાંજ પોતાની બ્હેનને મરણ પામેલી જુવે છે, જે વેળાનો તેણીનો વાલાપ અમે એવા સખત દીલના શખ્સની ઉપર મોટી અસર કરે છે. બીજે

દીવસે એલીસને ઓસ્ટ્રેલીયાની વાઇટ એન્ડ મીડ કંપની તરફથી કાગળ મળે છે, જેમાં એ કંપનીએ તેણીના પુસ્તકો માટે એક હજાર પાઉન્ડ આપવાની ઓફર કરી હતી. પણ અફસોસ કે તેણી તો ફક્ત એકસો પાઉંડને ખાતર પાંચ વરસ સુધી મુજી મીસન સાથના લખતથી તેનેજ માટે લખવાને બંધાયલી હતી. યુસ્ટેસ, એલીસને મળવા આવે છે. અને તેણીને ખુસ વધાઇ આપે છે, કે તેણે તેણીનું લખન ફાડીને કટકા કરી નાખ્યા છે, અને તેણી આજથી પાછી લખતથી છુટી થઇ છે. આથી એલીસ મીસનપર તેના નાણાં પાછાં મોકલેછે, અને વાઇટ એન્ડ મીડ કંપની માટેજ હવેથી લખવા સારૂ પોતાનો વિચાર તેને જણાવી તેણી ઓસ્ટ્રેલીયા જતી સ્ટીમરમાં ઉપડે છે. મીસન પણ ઓસ્ટ્રેલીયા જઇ એ કંપનીને આખીને આખી ખરીદી લઇ તેને હરીફાઇમાંથી દુર કરવા એલીસવાળીજ સ્ટીમર મારફતે ઉપડી જાય છે. સ્ટીમર ઉપર એલીસને ટોમબી નામના ગૃહસ્થ સાથે ઓળખાણ પડતાં એ ઓળખાણે ટોમબીના દીલમાં પ્યારનું રૂપ લ્હેવાથી તેણીના હાથની માગણી કરેછે, પણ એલીસના મનમાં ખુબસુરત જુવાન યુસ્ટેસનો વિચાર હોવાથી તે તેની માગણીની ના પાડે છે.

ભરદરીયે એ સ્ટીમર પર અંધારી ભયાનક રાતે એકાએક આગ લાગે છે. ઉતારૂઓ, લાઇફ બોટોમાં બેસવાને આકળા પડી જાય છે. ખલાસીઓ સ્ટીમરમાં ભરાઇ જતું પાણી પંપ વડે પાછું બહાર કહાડવાના કામપર મંડયા છે. એલીસ, સ્ટીમર ઉપર પોતાની સાથે પળોટાઈ ગયલા એક બાળક છોકરા સાથે લાઇફ બોટમાં બેસે છે. બુલડોગ મીસન, બોટમાં એક જગ્યા મેળવવાનાં તરેહવાર ફાંફાં મારે છે, છતાં તેનું કંઇ નહી વળવાથી તે અંતે દુ:ખથી નાઇલાજનો માર્યો દરિયામાં ઉછળતાં મોજાંઓ ઉપર પોતે પડી જાય છે.

એલીસની નજરે એ બનાવ દેખાવાથી તેણી મીસનને ઉંચકી લેવાને ખલાસીઓને કાલાવાલા કરે છે. શાબાશ, બહાદુર અને ભોળી નાર ! જે મુજી બુઢ્ઢા કંગાળ શખ્સે તને હેરાન પરેશાન કરવામાં કાંઇ બાકી રાખ્યું નહિ, અને જેનાં નીચપણાને લીધેજ તારી નાની બ્હેન ગુજરી ગઇ, તેજ–તેજ બદમાશને મોતમાંથી બચાવવા તેં કેવી તારીફ લાયક હીમત દેખાડી ! આફ્રીન, દુન્યામાં જો સ્ત્રીઓ હોજો, તો સઘળી ત્હારા જેવીજ ભોળી, ભલી અને ગુણવંતી હોજો ! બચી ગયલી ટોળી ત્રણ દીવસે એક ઉજડ ટાપુ ઉપર ઉતરે છે. મીસન બુઢાપાથી, અને તેને હચમાવી નાખનારા આ છેલ્લા બનાવથી હવે મરવાની અણીપર આવ્યો છે, જે વેળા એલીસ, તેની એક દીકરાના જેવી જતન લેય છે. બુઢો મીસન હવેજ પોતાનાં કરતુકોનો પસ્તાવો કરી પોતાના ભત્રીજા યુસ્ટેસ તરફની પોતાની ખરાબ ચાલની તાજેશ કરી, તેનો વારસાનો હક પાછો આપવા માટે નવું વીલ છેલ્લી ઘડીએ કરવા ચાહે છે. પણ આવા ઉજડ ટાપુ ઉપર શાહીં કલમ કાગળ કયાંથી હોય, કે જેથી નવું વીલ બનાવી શકાય ? પણ કાળા માથાનો માનવી એમ ડરી જતો નથી. એલીસની સાથ વાળા બે ખલાસાઓ " કટક ફીશ " નામની એક જાતની માછલી પકડી, તેના શરીરમાંનો કાળો ચીકટ પદાર્થ પાણીમાં મેળવી તેની કાળી શાહી બનાવે છે. અરે પણ કાગળ નથી, તેમજ કાંઇ સફેદ કપડું અથવા બીજી સફેદ ચીજ પણ નથી, કે જેની ઉપર લખી શકાય ! હવે કરવું કેમ ?

એક ખલાસી, શરીરના ભાગ ઉપર tattoo, યાને બારીક અણીદાર ચીજ વડે શરીરનો ભાગ કોતરી આકાર, લખાણ વગેરે પાડી જાણનો હતો, તેણે મીસનનાં વીલના શબ્દો એલીસ સાથના નાના છોકરાના શરીર ઉપર કોતરવા પહેલાં સુચવ્યું, પણ નહિ !

બહાદુર એલીસે એ બીચારાં ફુલ જેવા બચ્ચાંને કદી એવી રીતે ભોગ થવા નહીં દીધો ! ત્યારે કરવું કેમ ? અંતે આ શુરવીર ભલી એલીસે ખુદ પોતાનો દુધ જેવો સફેદ, નાજુક, ગોરા બરડાનો ભોગ આ કંપારી ઉપજાવનારા કામ માટે આપવાની ખુશી દેખાડી. એક ખલાસીએ માછલીના કાંટાની અણી વડે તેણીના ગોરા બરડા ઉપર એ અજાયબ જેવાં વીલના શબ્દો કોતરવા માંડયા ! અરેરે, દરેક સેકંડે કાંટાની તીણી અણી તેણીના નાજુક બરડામાં ભોકાયા કરતાં તેણીને કેવું ભારે દુ:ખ ઉપજાવતું હતું ! ત્રણ કલાક—૧૮૦ મીનીટ જે તેણીને મનથી તો દુ:ખના ૧૮૦ જમાનાઓ જેવી હતી, તેટલો વાર તેણીએ આ નહી ખમી શકાય એવું દુ:ખ ખમ્યું, અને પછી હાંફો ચાલતા મીસને તેણીના બરડા ઉપરના અદભુત વીલની ઉપર પોતાની સહી કરી ! અને તે પછી તરતજ તેણે પોતાનો પ્રાણ મુકી દીધો. આ આવું ભારે દુ:ખ એલીસે શા માટે અને કોની ખાતર ખમ્યું ? ફકત યુસ્ટેસનો હક ડુબે નહીં, એટલા માટેજ તેણી આ ભયંકર કસોટીમાંથી પસાર થઇ ! તેણીના બરડાપર જે શબ્દો કોતરાયા હતા, તે એ હતા કે "હું મારી સઘળી દોલત યુસ્ટેસ મીસનને આપી જાઉં છું—જોન મીસન" હવે પેલા બે ખલાસીઓ છાકટા થઇ, એલીસને કોણ રાખે, તે બાબત હોજાતોજી કરતાં બંને મારામારી કરતા દરીયામાં પડતાં ડુબી જાય છે. આણી ગમ લંડનની કોરટે, બુઢો મીસન મરી ગયો, એવું માની લઇ, તેના ભાગ્યાઓની તરફેણમાં વીલનો પ્રોબેટ આપતાં મીસનનું સૌથી છેલ્લામાં છેલ્લું બીજું જો કાંઇ વીલ હોય, તો તે રજુ કરવા ફરમાવ્યું. એક હોડી ઉજાડ ટાપુ ઉપર રવડી ગયેલી એલીસ અને બાળકને ઉપાડી લઇ તેઓને પાછાં લંડનમાં લાવે છે. ત્યાં તેણી પોતાનો હેવાલ એક છાપામાં આપી મીસનનું છેલ્લું વીલ છે એમ જણાવે છે, જેથી એ

છેલ્લું વીલ ચોરી લાવવા માટે મીસનના ભાગ્યાઓ લુચ્ચા ચોરોને રોકે છે.

એલીસે જે મકાનમાં ઉતારો લીધો છે, ત્યાં પેલા ચોરો વીલ ચોરવા આવે છે, અને એલીસ એ ઘરની એક બાજુને પોતાના બરડાની ઉપર કોતરાયલું વીલ જ્યારે દેખાડે છે, ત્યારે એ ચોરો પણ એ અજાયબ જેવું વીલ જુએ છે, જેથી તેઓ એલીસને આખી ને આખી ઉપાડી જવાનો ઠરાવ કરી, તે મુજબ યુકતીથી તેણીને એક ચોકકસ મકાનમાં ઉપાડી જાય છે. યુસ્ટેસ જે પૈસા વગરનો થઇ પડયો હતો, તે સારે નસીબે આજ મકાનમાં રહે છે, અને રાતના જ્યારે એલીસ નાસવાની તજવીજ કરતાં ચોરો તેણીને અટકાવે છે, ત્યારે થયલી ગડબડનો અવાજ સાંભળી યુસ્ટેસ ત્યાં રીવોલવર સાથે ધસી જાય છે, અને પોતાના એક મીત્રની મદદથી એલીસનો છુટકારો કરાવે છે.

હવે કોરટમાં શું થાય છે, તે તરફ આપણે નજર દોડાવીયે. મીસનનાં વીલનો કેસ નીકળતાં યુસ્ટેસનો વકીલ કોરટને કહે છે, કે બુઢ્ઢા મીસનનું મરતી વેળાનું છેલ્લું વીલ છે. કોરટ તે રજુ કરવા જણાવે છે, પણ યુસ્ટેસ પોતાની તરફ જાન પ્રાણ કહાડી આપતી એલીસને ભર કોરટમાં સઘળાઓની વચ્ચે તેણીનો ખુલ્લો બરડો દેખડાવવાની નામોશીમાંથી પસાર કરાવવા ચાહતો નથી, અને તેના વકીલની ગમે એવી સમજાવટ છતાં, તે એલીસનો બરડો કોરટમાં ખુલ્લો દેખડાવવાની સાફ ના પાડે છે. પણ આ બાજુ એલીસ એકદમ જડજોની આગલ ધસી જઇ તેઓને પોતાનો નાજુક સફેદ બરડો ખુલ્લો કરી તે ઉપરનું કોતરેલું લખાણ દેખાડી દે છે! જડજો આ તદન નવાઇ જેવું વીલ જોઇને અજાયબીથી દંગ થઇ જાય છે—સામી પક્ષના વકીલોની શુધ્ધી રહેતી નથી—અને સઘળાઓ

મેગનીફાઇંન ગલાસ લઇને એલીસના ખરડા ઉપરનું લખાણુ વાંચવા મંડી જાય છે. આખી કોરટમાં ભારે અજાયબી, હોહાકાર તથા દોડધામ પછી કોરટ આ નવાઇ જેવું વીલ ખરા તરીકે કબુલ રાખી યુસ્ટેસની તરફેણમાં ચુકાદો આપે છે.

વહાલાં વાંચનાર! હવે લખવાની શું કાંઇ જરૂર છે? સૌ સારૂં જેનું છેવટ સારૂં. જે બહાદુર છોકરીએ પોતાના માટે આવો મજબુત ભોગ આપી પોતાના શરીરની ખુબસુરતીનું સત્યાનાશ વાળવા દીધું; અને જેણીએ તેને આ હેરતભર્યું વીલ આપ્યું, અને સાથે દોલત પણ અપાવી, તેજ છોકરી સાથે યુસ્ટેસ પરણ્યો; અને એલીસ પોતાના વહાલા ધણીને કહે છે કે આપણી પાસે દોલત તો ઘણી છે-થોડુંક મરનાર કાકા પાછળ ધર્મ પણ આપણે કરીયે! શાબાશ, આફ્રીન છે એવી સ્ત્રીઓને, કે પોતાના પૈસાનો સદુપયોગ કેમ કરવો, તે તેઓ બરાબર જાણે છે. અને પ્યારને ખાતર દુઃખ વેઠીને ચાહનારનેજ ચાહ્યો. તે પરણીને સુખી નીવડી!-પ્યાર તે એનું નામ.

આ વૃતાંત ચાલે છે, ત્યાં મુંબઇનું એક વર્તમાન પત્ર, ટપાલ દ્વારા આવ્યું, ને તેમાં આ પ્રમાણે ફકરો મળી આવ્યો.-મુંબઇના એક જાણીતા સોલીસીટરના કુટમ્બનો આફતમાંથી છુટકારો-મુંબઇના જાણીતા સોલીસીટર મરહુમ મિ. વિનોદરાયનાં પુત્રી સૌ. મધુરીને હેરાન કરવા તથા તેનો હક દબાવી દેવા માટે, મરનારની પેઢીના એક ભાગીયા ધીરૂભાઇ ઉર્ફે ધીમતરામે, જે હીલચાલ કરી હતી, તથા મરનારની મીલ્કતના ટ્રસ્ટી દાખલ, સગીર બાબુપ્રસાદના હકને જે નુકસાન કર્યું હતું, તે હકીકત ચાલાક ડીટેક્ટીવની શોધખોળથી જાહેર થઇ ગઇ છે, અને શ્રીમતી મધુરીને કોર્ટ તરફથી લાયક ઇન્સાફ મળ્યો છે. મી. ધીમતરામને કમિટ કરવામાં આવ્યો છે, ને મરનાર સોલીસીટરની મીલ્કતનાં એકજ ટ્રસ્ટી તરીકે શ્રીમતી મધુરીને કાયમ

કરવામાં આવ્યાં છે. તેના બે બાળકો ગુમ થએલા પાછા મળ્યા છે ને મિ. કનકરાય પણ નિર્દોષ થઇ, પોતાની જંગમ મીલ્કત સાથે મુંબાઇ તરફ રવાના થયલા સંભળાય છે! આ કુળવાન બાલ-કુટુમ્બી તરફ દરેક હીતચિંતકોની લાગણી ખેંચાયલી છે, અને તેમને મળેલા ઇન્સાફ માટે અમે પણ સંતોષ સાથે નોંધ લઇને મુબારકબાદી આપીએ છીયે!"--

"ત્યારે મધુરી બહેનને ઇન્સાફ એવડો મળ્યો! સ્ત્રી, તે એનું નામ! ત્યારે હવે મ્હારે તેને મુબારકબાદી આપવીજ પડશે. મી. સુમનરાય, તમે તાર કરશો?"

"અલબત-હવે તેનાપરથી કલંક દુર થયું, ને પાછી સુખમાં પડી, ત્યારે મુબારકબાદી કેમ ન આપીએ?

"ત્યારે તાર લખી આપો, અને માણસને ટેલીગ્રાફ હાઊસમાં રવાના કરો!" સુમન તરતજ ઉઠયો. અને મંદારિકા, પોતાના નિત્ય કર્મમાં પ્રવૃત્ત થઇ.

મંદારનું મન ઘણુંજ અસ્થિર હાલતમાં હતુ. "ગઇ વસ્તુનો શોચ ન કરવો" એ સુત્ર યાદ રાખેલું છતાં, વારંવાર તેના હૃદયગામી મિત્ર મનહર કુમારની છબી, મોં કને આવતી હતી. એક તો વ્હાલી વસ્તુ, ને તે અદ્ધર લૂટાઇ જવાથી, તે ગમે તેવી રીતે મનને રોકતી, પણ તોયે કોઇ કોઇ વાર સાંભરતાં રડી પડતી-મનમાં મુઝાતી, ને કંઇ કહી શકતી નહોતી. સુમન પ્રત્યે તેનો કંઇક કુદરતી ભાવ ઉડો ગયો હતો. ભગીરથના મિલાપ પછી તેનું મન બહુ નિરાશ થઇ ગયું હતું.

બપોરે ભોજન લઇને નિદ્રાધીન થયા પછી પણ એવાજ વિચારોમાં વખત વ્યતિત થતો હતો.

મંદારના પિતાની સઘળી મીલ્કત, તેના તાબામાં આવી ગઇ હતી. મનોભાવના તો રોય બેરીસ્ટરને પરણવાની હતી, ને તેમની સ થેજ

રહીને લક્ષ્મીનો ઉપયોગ કરવાનો હતો, પણ પ્રભુનું ધાર્યું જુદું હોવાથી, ને પોતાની ઇચ્છા પાર ન પડયાથી તેનું અવળું સ્વરૂપ આવ્યું.

બપોરે ત્રણ વાગે ઉઠી, પોતાના નિયમ મુજબ હાથ ધોઇ, ચોટલો વાળી, કપડાં બદલીને ઝુલાપર બેસવા જતાંજ મુંબઇથી મધુરીનો તાર મળ્યો. પ્રેમઘેલી પ્રમદાએ લંબાણ તાર કર્યો હતો. મંદારિકાને પોતાની વ્હાલી સખી ગણી હતી. તેને ખબર નહોતી, કે મંદાર અકસ્માતમાં સપડાયલી હતી. મધુરીએ શું જણાવ્યું હતું ?

"મુબારકબાદી માટે ઉપકાર! પ્રભુએ લજ્જા સહિત રક્ષણ કર્યું છે. સ્વામીનાથ નિઃશંક મળ્યા છે. મનના વિકારો દુર થયા છે. આફતનું વાદળું વિખરાઇ ગયું છે. સૂખના સૂર્યનો ઉદય દેખાય છે. પુનઃ પ્રભાત પ્રકટયું છે. મ્હારા નવા ભવના પ્રારંભમાં તમે પધારીને મ્હારૂં ઘર પાવન નહિ કરો! દમ્પતિ રૂપે પધારશો તો થોડા દીન સો શિતળ ટેકરી ઉપર જઇશું. મ્હારૂં મત પણ બહુ અકળાયું છે. તારથી ખબર તરત આપશો કે ?"—મંદાર હસી. ને સાથે રડી પડી! ત્યાં સુમન આવ્યો. તાર તેને વાંચવા આપ્યો, અને તે પણ ઘડીભર નીચું જોઇ રહ્યોઃ—

"કેમ શું ધાર્યું સુમનરાય ?"

"મ્હારી ઇચ્છા, ઉદયગઢ જવાની છે." સુમને કહ્યું.

"અને મ્હારી ઇચ્છા મુંબઇ ઉપડવાની છે," મંદારે જણાવ્યું !

"બહુ સારૂ ! ત્યાંથી પાછાં ફરો, ત્યારે ખબર કરજો. મધુરીને મ્હારા સહર્ષ આશિર્વાદ કહેજો."

"તમે ત્યાં નહિ આવો ?"

"આવીશ ! ભાગ્યયોગ લઇ જશે, ત્યારે! ભરતીનું પાણી તો પાછું ઓટમાંજ વળશે ?"

"તમને જરૂર આવવું પડશે !"

"એમ? પ્રભુ ઇચ્છા!" સુમનને કંઇક આશાનો પવન લાગ્યો.

"મધુરી બહેન સાથે મારે કેટલીક વાત કરવી છે, અને તેમની સંમતિ લીધા પછી તમને તે જણાવીશ! અહીં એ બ્હેન શાન્તિથી રહી શકયાં નથી. ઉદ્વેગ મન અને અદ્ધર જીવ હતો. તેથી મનનો ખુલાસો થયો નથી."

"હા, તે મેં જાણ્યું. હવે ત્યાં જઇને નિરાંત જીવે વાત કરજો." સુમને સંકોચાતા દીલે કહ્યું.

"પણ એક યાદ નહિ રાખો, સુમનરાય! તમારા પુત્ર ભગીરથને મ્હારી સાથે આવવાની તક નહિ મેળવી દો?"

"ભગીરથ? તમારી સાથે! એ તમને ક્યાંથી સ્મરણ થયું?"

"મા વિનાનો બાળક છે! હું મ્હારા દુઃખમાં તેને વિસરી ગઇ હતી. આજે મને યાદ આવ્યું. તે મને મળ્યો હતો. મિસીસ બ્રિઝટે કામ માટે તેને મ્હારી કને મોકલ્યો હતો." મંદારે ખાસ કરીનેજ સુમનને યાદ આપી.

"હું હવે તેમને મ્હારી સાથેજ ઉદયગઢ લઇ જવાનો છું!"

"વારૂ, ત્યારે તો બહુ સારૂં! પરંતુ મુંબઇ આવો, તો તેમને તમારી સાથે તેડતા આવજો—એ બાળક મને બહુ ગમે છે!"

"વારૂ. ત્યારે હવે આપણે તૈયાર થવું જોઇએ. હું આપને રવાના કરીને આવતી કાલે જઉં તો? કેમકે હજી મ્હારે ભગીરથને મેળવવાનું રહેશે!"

"તો કંઇ ચિન્તા નથી. રામોસી તો અહીં કાયમ છેજ, ને ભટ તથા નોકરને હું સાથે લઇ જઇશ, પણ તમારે જમવાને હરકત નથી પડવાની; "આવતી કાલે તો મ્હારે નિર્જળા એકાદશીનો અપવાસ છે!"

" પણ ફળાહાર તો-

" ના-જલ પણ નહિ ! ને ભગીરથ તો ત્યાં જમશે !--

" વારૂં-ત્યારે હું મુંબઇ પહોંચીને ઉદયગઢ તમને ખબર આપીશ. મારે માટે સેકન્ડ કલાસ વર્ગ રીઝર્વ કરાવજો. અને મુંબઇ તાર પણ કરી દેજો.--

" વારૂ, આ ચાલ્યો--" સુમન અંતે નિરાશ હૃદયે ત્યાંથી નીકળ્યો. "ભગીરથની યાદ" તેને આકરી લાગી. ને મંદારના બદલાયલા હૃદયે તેને વધુ ડંખ કર્યો. તેની આશા પર ઘા પડેલો લાગ્યો. કર્મનો પાસો અવળો પડેલો જણાયો. ભાવી પ્રબળ ગણીને અન્ય માર્ગ પર મનને વેગવતું કર્યું. હાલ તો મંદાર પણ નીલગીરિ જવાને માટે મુંબઇમાં સ્વપ્નાંસમ આવી લાગી ! હવે શું થાય છે તે જોઇએ.

---

## પ્રકરણ ૧૦ મું.



### સુખના સિમાડા ઉપર.

"મધુરી બ્હેન ! તમારી ધિરજને પણ ધન્ય છે ! ખરી વાત છે, કે " ધિરજનાં ફળ મીઠાં તે મીઠાંજ મળે ! તમારાપર બહુ ગુજરી, પરંતુ કવિ બાલનું કહેવું સત્ય છે કે ?

"ગુજારે જે શીરે ત્હારે, જગતનો નાથ તે સ્હેજે."

અને સાચ જો કે મોડું પ્રકટે છે, તોપણ તે પાતાળનાં પાણીમાંથીયે તરી આવે છે."

" ખરૂં છે, મંદારિકા બ્હેન ! આપણે સ્ત્રીજાત, આપણું શું ગજું ? વિવેક-મર્યાદા, એ આપણા જીવનનો શૃંગાર, નીતિ ને ધર્મ, ને જીવનનું સ્વરૂપ, અને સ્વામી સેવા તથા કુટુમ્બ-સેવા, એ આપણું

મુક્તિસ્થાન છે. આપણે માટે સુખની હદ છે, પણ દુઃખની તો અવધિજ નથી. વળી પુરૂષો ગમે તેવાં આચરણ કરે, પણ આપણાથી એક ડગલું સ્વતંત્ર રીતે ભરી શકાય નહિ! સ્વામી વિનાની સાધ્વી સ્ત્રી પણ જગતની નિંદ્ય વસ્તુ ગણાય, તો છુટથી કેમ વરતાય? માત્ર હું તમને મળવા આવેલી, ને જો કે મ્હારા પતિ હૈયાત છતાં મ્હારાપર પહાડ તોડી પાડવામાં શત્રુ પાછા ન હઠ્યા!"

"પણ તે સર્વેનાં મ્હોં કાળાં થઇ ગયાં કની? તમને તમારાં બાળકો, તથા પતિ પણ ભેટયા, ને સુખના સિમાડા ઉપર ચડી ગયાં. શત્રુ હજાર તોફાન કરે, પણ કુદરત જો પાધરી, તો જગત જખ મારે!"

"ખરેખર મંદાર બ્હેન! મ્હારાપર તો પ્રભુનો હાથજ, નીકર હું કદી તરી ન શકત; આજે મ્હારો વ્હાલો ભાઇ પણ મને માતા કરતાં વધુ ચાહે છે. મ્હારા પતિ પણ પુર્ણ વિશ્વાસથી જુએ છે"

"એ સદ્દભાગ્યનું લક્ષણ છે. સર્વ કરતાં પતિનોજ ચાહ હશે, તો પ્રભુનું રક્ષણ સમજવું. સ્ત્રી,પતિ વિનાની, ને રાજા, મુકટ વિના શોભેજ નહિ!"

"મંદાર બ્હેન. તમે હવે શું ધાર્યું? લગ્ન કરવાં છે કે કેમ!"

"મધુરી બા! કંઇ બધી સ્ત્રીઓએ લગ્ન કરવાંજ જોઇયે?"

"હા; આપણે જગતનાં ઉત્પાદક ગણાઇએ છીએ! આર્ય ધર્મમાં સ્ત્રીયોની મહત્તા વિશેષ છે; પ્રજોત્પતિથી પ્રભુનાં કાર્ય વધે છે, નીતિનો જય થાય છે, ને ધર્મ પ્રવૃત્ત થાય છે. કુંવારી અવસ્થામાં અને હાલના કળિના જમાનામાં મનોબળ સ્થિર રહી શકતું નથી, માટે પણ પરણવું!"

"ગમે તેની સાથે? જ્ઞાતિમાં પ્રેમી કે કુલીન ન મળે, તોપણ પરણી લ્હેવું, ને જીંદગી દુઃખમય કરવી?"

"સુમનરાય માટે તમારો અણગમો થયો છે?"

"તમે મને કંઇ એવી નિર્મળ–નિ:સંશય સલાહ નથી આ
કે મ્હારે તે વિચાર કરવો પડે!"

"પણ હવે પાછી ઇચ્છા શરૂ કરો!"

"તમારી સમ્મતિ છે?"

"હું તો વાજબી ધારૂં છું."

"તેમનાં ધર્મપત્નિ પાછાં મળ્યાં હોય તો? એક મ્યાન
બે તલવાર પોસાશે? ગમે તેમ પણ કદી કલેશ નહિ થાય, તો
મન દુ:ખ તો થશેજ કની?"

"તે તો બધા દીન સરખા નથી જતા–પણ તક સા
છે, વળી આપણે સૌ એકજ સ્થળમાં રહી શકીશું, ને આનંદ થશે

"ત્યારે તમે કહો, તો હું તમારી પાસેજ એકલી રહું!"

"તોપણ નિંદ્ય જગતમાંથી અશાન્તિનો પવન ફૂંકાશે!"

"વારૂ, ત્યારે આપણે નીલગિરીમાં જઇને વિચાર કરીશું!"

"બહુ સારૂં! ત્યાં આપણને નિવૃત્તિ ઘણી છે. વળી સુમન
પણ હું ઉદયગઢથી થોડા દહાડા બોલાવીશ–મ્હારા પતિના મન
ભ્રાન્તિનો પણ પ્રત્યક્ષ નિકાલ થઇ જશે."

"અવસ્ય, તે કામ તો કરવાનુંજ છે!"

"તમારા આવ્યાથી બહુ ગમ્મત પડશે. બ્હેન! મ્હારા તાર
માન આપ્યું, તેથી હું તમારી આભારી થઇ છું!"

"હજી મ્હારે તમને બહુ ભાર ઉપાડવા આપવાનો છે. મ્હાર
જીંદગીજ તમારે પાને પડશે તે!"

"હું મ્હારી સગી બ્હેન પેઠે પાળીશ–રાખીશ, ને સંભાળીશ
પ્રભુએ જો કે તમને તો નવનીધ ને અષ્ટમાસિદ્ધ આપ્યું છે, છતાં

જે કંઇ મ્હારી સેવાની જરૂર પડશે તે આપીશ. તમે મને કહેલ
તે હું ભૂલી નથી!"

"પણ તે પ્રસંગ પ્રભુએ બદલી નાખીને મને હસતી કર
મધુરી બ્હેન! તમે સુખના સીમાડાપર આવી ગયાં!"

"તે તો નમારી મ્હોટાઇ છે!"

મધુરી ને મંદારિકા બન્ને ટ્રેનમાં બેસીને સુખ-દુઃખની વા
કરતાં હતાં, ત્યાં સ્ટેશન આવ્યું, કનકરાય તથા બાબુભાઇ બ
અગાઉથીજ નીલગિરી આવીને, બંગલાની અને સામાનની તજવી
કરી રહેલા હતા-તેઓ સ્ટેશન ઉપર આવી પહોંચ્યા, ને સર્વે ગાર્ડ
માંથી ઉતરીને ટાંગાઓમાં તથા મોટારમાં બંગલા તરફ રવાના થ
ગયાં-એજ ટ્રેન પાછળ ઉદયગઢના મહારાજાની સ્પેશીયલ આવી,
સુમન પણ ત્યાંજ ઉતર્યો-માર્ગમાં એક બીજાનો દૃષ્ટિ મિલાપ થ
ગયો, ને હર્ષિત વિસ્મિત થયાં!

---

## પ્રકરણ ૧૧ મું.



### જાનકી મૈયાને મહાત્માનો જીવન-ઉપદેશ.

મહા પ્રભાવવાળી-શુદ્ધ સતી પ્રભાવાળી નીરૂ બ્હેન ઉર્ફે જાન
મૈયાના હિતચિંતક મહાત્મા જે પૂર્વાવતારના નીરૂના ઋણી
તેમનો અવશાન નજદીક આવવા લાગ્યો છે. નીરૂનું મન તો પ
અને પુત્રના સંસ્કારી સંબંધમાં વિયોગ પડયા પછી સંસારપર
ઉઠીજ ગયું છે; ને તોપણ હજી સ્ત્રી જાત હોવાથી, સૌભાગ્યવ
હોવાથી, અને ત્રિકાળજ્ઞી મહાત્માને દૃષ્ય એમ થયું હોય કે હ
તેમના જીવનનો વ્યાવહારિક આશ્રમ ચલાવવાનો છે: એવું હોવાથ
છેલ્લે છેલ્લે પણ તેણે આ ઉપદેશ કરવા માંડયો!-

વાંચનાર! મહાત્માશ્રીની ભારતીય (હીંદી) ભાષામાં આ ઉપદેશ બહુ રમણીય અને મધુર સંભળાય છે. ત્હારા લાંબા વાંચન ભાગને વધુ સરળ બનાવવા માટે આપણી ગુર્જર માતૃભાષામાંજ પ્રકટાવું છું, જેથી વધુ આનન્દીય લાગશે.

મહામાનો શુભ ઉદ્દેશ જાનકી મૈયાનાં આત્મકલ્યાણ માટે હતો. શીલ, પતિવ્રતતા અને ધર્મ પ્રત્યે અતિ ભાવ ઉત્પન્ન કરવાને પ્રથમ મહાભારતના "**શાન્તિપર્વ**" માંથી "**કપોતિની**" નું એક પતિવ્રતદર્શક મોક્ષદાયી વૃતાંત સંભળાવવું શરૂ કર્યું.

મહાત્મા બોલ્યા કે "બેટા જાનકી! યહી વૃતાંત, પૂર્વે ભિષ્મ પિતામહે યુદ્ધષ્ટિરકો સુનાયા થા–વો શ્રવણ કર. "હે રાજન્! મહાત્મા શિબિ આદિ રાજાઓ શરણે આવેલાનું રક્ષણ કરવાથી મોટી સિદ્ધિને પામ્યા છે! એવું સાંભળ્યું છે કે, એક કપોતે પોતાના શત્રને શરણે આવેલો જોઇને, પોતાના માંસવડે તેનું યથાન્યાય પૂજન કર્યું હતું." યુધિષ્ઠિર કહે છે,–"હે ભારત! પૂર્વે કપોતે શરણે આવેલા શત્રુને પોતાના દેહનું માંસ શી રીતે ભોજન કરવા આપ્યું હતું? તથા તે કેવી ગતિને પામ્યો?" ભીષ્મ કહે છેઃ–"હે રાજન્! ભાર્ગવ મુનિએ મુચકુંદને કહેલી દિવ્ય અને સર્વ પાપનો નાશ કરનારી કથા સાંભળ. હે પાર્થ! હે પુરૂષશ્રેષ્ઠ! મુચકુંદ રાજાએ ભાર્ગવ મુનિને પ્રણામ કરીને આવોજ પ્રશ્ન કર્યો હતો. હે રાજન્! સેવા કરનાર તેને મુનિ ભાર્ગવે પણ આ કથા કહી હતી કે, જેમાં કપોત સિધ્ધિ પામ્યો તેનું કહેલું છે. મુનિ કહે છેઃ–"હે રાજન્! હે પૃથ્વીપતે! હું તને ધર્મ, કામ અને અર્થથી યુકત કથા કહું છું, તે ધ્યાન આપીને સાંભળ. કોઇ એક મોટા અરણ્યમાં અધમ આચરણવાળો, પૃથ્વીમાં કાળ જેવો ભયાનક અને પક્ષીઓને મારનાર પારધી ફરતો હતો. તે પારધી, કાળા કાગડા જેવો કૃષ્ણ વર્ણનો, રાતી આંખોવાળો, લાંબી

લાંબી જંઘાવાળો, ટૂંકા પગવાળો, મોટા મુખવાળો, મોટી હડપચી-વાળો તથા રાતી આંખોવાળો હતો; તેનું કોઈ મિત્ર, સંબંધી કે બાંધવ હતું નહિ; કારણ કે, તેનું નિર્દય કૃત્ય જોઇને તેઓએ પણ તેનો ત્યાગ કરેલો હતો. જે મનુષ્ય પાપ આચરણવાળો હોય છે, તેને ડાહ્યા પુરૂષોએ દૂરથીજ તજવો યોગ્ય છે. કેમકે, જે ઝેર અને ફાંસા વગેરેથી પોતાનો પણ ઘાત કરવાને તૈયાર થાય છે, તે બીજાનું ભલું શું કરવાનો હતો. જે પુરૂષો ક્રૂર, દુરાચરણી અને પ્રાણીઓની હિંસા કરનાર હોય છે, તેઓને પ્રાણીઓને ઉદ્વેગ પમાડનારા સર્પ જેવા જાણવા. હે રાજન્! તે પારધી, પોતાની જાળ લઇને વનમાં જઇને નિત્ય પક્ષીઓને મારી લાવતો હતો તથા તે પક્ષીઓને વેચતો હતો. એ પ્રમાણે પોતાની વૃત્તિ ચલાવતાં દુરાત્મા પારધીનો ઘણો સમય વીતી ગયો પણ તે ધર્મને સમજી શકયો નહિ. તે પારધી પોતાની સ્ત્રીને લઇને નિરંતર રમણ કરતો હતો; પણ દૈવના યોગથી અતિમૂઢ થયેલા તેને બીજી કોઇ વૃત્તિ પસંદ પડી નહિ. હવે એક વખત તે પારધી, વનમાં ગયો હતો એવામાં ચારે બાજુથી તે વન-માંના વૃક્ષોને પાડી નાખતો મોટો વંટોળીઓ થયો, તથા આકાશ વાદળાંથી ભરાઇ ગયું અને ચારે બાજુએ વિજળીઓ ચમકવા લાગી. જોતજોતામાં જેમ નૌકાઓથી સમુદ્ર ઢંકાઇ જાય, તેમ આકાશ મેઘ-સમૂહથી ઢંકાઇ ગયું. પછી ઇંદ્રે જળની ધારાઓના સમુદાય વડે પ્રવેશ કર્યો અને એક ક્ષણમાં જળવડે પૃથ્વીને પૂર્ણ કરી નાંખી. વર્ષાદની ધારાઓથી વ્યાપ્ત થયેલા તે સમયમાં પારધી આમતેમ દોડવા લાગ્યો તથા નષ્ટ થયેલા ચેતનવાળો, શીતથી પીડા પામેલો અને અંતરમાં આકુળવ્યાકુળ થયેલો તે સઘળા વનમાં ફર્યો પરંતુ તે પક્ષીઓને હણનાર પારધીને કોઇ જગ્યાએ, જ્યાં પાણી ન આવ્યું હોય, તેવું સ્થળ માલૂમ પડયું નહિ; તે વનના તમામ માર્ગ જળના

ઓઘથી ભરાઇ ગયા હતા. તે વખતમાં પક્ષીઓ પણ વૃષ્ટિના વેગથ
પીડાઇને સંતાઇ ગયાં હતાં; તથા મૃગ, સિંહ અને વરાહ આ
પશુઓ પણ જ્યાં પોતાને સ્થળ માલુમ પડયું, ત્યાં જઇને ઠરી ગય
હતાં, ઘણાં પશુઓ મોટા વાયુ અને વૃષ્ટિથી ત્રાસ પામીને અને ભ
તથા ક્ષુધાથી પીડિત થઇને એકઠાં મળીને વનમાં ભમતાં હતાં. પેલે
પારધી, શીતથી હણાતા ગાત્રવાળો થવાથી કોઇ જગ્યોએ
જઇ શકતો નહોતો, તેમ તે જગ્યોએ સ્થિર થઇને ઉભો પણ
રહી શકતો ન હતો. એટલામાં ટાઢથી વિહવળ થઇ ગયેલી એ
કપોતી (હોલી) તેની દૃષ્ટિએ પડી. પાપીષ્ટ પારધી પોતે દુઃખને
અનુભવ કરે છે, છતાં પણ તેણે તેને પકડીને પોતાની પાસેન
પાંજરામાં નાખી. તે પોતે દુઃખથી પરાભવ પામેલો છતાં, બીજાં
દુઃખ કરવાને ચૂકયો નહિ. તે પાપબુદ્ધિવાળો તથા પાપકર્મ કરનારે
હતો તેથી તેણે પાપકર્મજ કર્યું. પછી તેણે તે વનમાં મેઘસમા
નીલ રંગનું એક મોટું વૃક્ષ જોયું. છાયા, નિવાસ અને ફળ, એ
ત્રણેની પ્રાપ્તિ થવાના કારણથી પક્ષી આદિ અનેક પ્રાણીઓ તે વૃક્ષ
ઉપર વસતાં હતાં. જાણે વિધાતાએ પરોપકાર કરવાને કોઇ સત્પુરૂ
પને ઉત્પન્ન ન કર્યો હોય તેવું તે વૃક્ષ હતું. હવે આકાશ એક ક્ષણમ
નિર્મળ થયું, તારા દેખાવા લાગ્યા અને અનેક પોયણાંવડે વ્યા
થયેલા જળવાળું મોટું સરોવર હોય, તેવું આકાશ રમણીય દેખાવ
લાગ્યું. શીતથી ધ્રુજતો પારધી મેઘમંડળથી મુક્ત થયેલું, તારાઓ
થી ભરપૂર તથા કમળના જેવું અત્યંત નિર્મળ આકાશ જોઇને તથ
રાત્રિ ઘણી ગયેલી જોઇને ચારે બાજૂ જોવા લાગ્યો. હે રાજન્
તે વિચારવા લાગ્યો કે, આ જગ્યોએથી મ્હારૂં ઘર બહુ દૂર છે
રાત્રિ ઘણી ગયેલી છે તથા રસ્તામાં જળ ભરાઇ ગયું છે. માટે હું
મ્હારે શું કરવું ? પછી તેણે પેલા વૃક્ષ નીચે રાત્રિ નિવાસ કરવા

ની બુદ્ધિ કરી અને વૃક્ષને હાથ જોડી, પ્રણામ કરીને આ વચન કહ્યું કે: "હું આ વૃક્ષમાં જે દેવતાઓ હોય તેઓને શરણ થાઉં છું." પછી મોટા દુઃખયુક્ત પારધી પૃથ્વી ઉપર પાંદડાં પાથરીને તથા ઉપર માથું મૂકીને ત્યાં સૂઇ ગયો.

**स शिलाया शिरः कृत्वा पर्णान्यास्तीर्य भूतले ।**
**दुःखेन महताविष्टस्ततः सुष्वाप पक्षिहा ॥**
**अथ वृक्षस्य शाखायां विहंगः ससुहृज्जनः ।**
**दीर्घकालोषिता राजंस्तत्र चित्रतनूरुहः ॥**

હવે તે વૃક્ષની શાખા ઉપર પોતાના કુટુંબ-પરિવાર સાથે વિચિત્ર પીંછાંવાળો એક કપોત પક્ષી ઘણા સમયથી વસ્તો હતો. તેની સ્ત્રી (કપોતી) ઘણા સમયથી ચારો કરવા ગઇ હતી. તે પાછી આવી નહોતી તથા રાત્રિ પડેલી જોઇને, તે પક્ષી મનમાં પરિતાપ પામવા લાગ્યો. વાયુ તથા વૃષ્ટિ બહુ ભારે થઇ છે અને મ્હારી પ્રિયા હજી પાછી આવી નહિ. તેનુ શું કારણ હશે? મ્હારી સ્ત્રી વનમાં ચારો કરવા ગઇ છે તે કુશળક્ષેમ તો હશે? તેના વિના આ મ્હારૂં જીવન મને શૂન્ય લાગે છે. ઘરમાં પુત્ર પૌત્ર હોય, છોકરાઓની વહુઓ હોય અને સેવક હોય, એ સર્વથી ઘરની સર્વ જગ્યો ભરપૂર હોય, તથાપિ સ્ત્રી વિના ગૃહસ્થનું ઘર શૂન્ય કહેવાય છે. ઘર એજ ઘર છે, એમ જાણવું નહિ, પણ ગૃહિણી (સ્ત્રી)જ ઘર કહેવાય છે; જે ઘર ગૃહિની (સ્ત્રી) વિનાનું છે, તે અરણ્ય સરખું જાણવું. રાતાં નેત્રના અંતર્ભાગ-વાળી, વિચિત્ર વર્ણના શરીરવાળી તથા સુંદર અંગવાળી તથા મધુર સ્વરવાળી તે મ્હારી રૂપાળી સ્ત્રી, જો આજ પાછી નહિ આવે તો, મ્હારે જીવવું નથી. જે ઉત્તમ વ્રતવાળી સ્ત્રી, મેં ખાધું ન હોય ત્યાં સુધી ખાય નહિ, મેં સ્નાન કર્યું ન હોય ત્યાં સુધી, સ્નાન કરે નહિ, હું ઉભો રહું નહિ તો ઉભી પણ ન રહે; તથા હું સુઇ જાઉં તોજ

સુઇ જાય, તેવી સ્ત્રી જો આજ પાછી ન આવે તો, મ્હારે જીવવું શાને માટે? તે સ્ત્રી મને હર્ષ પામતો જોઇને હર્ષ પામતી હતી અને મને દુઃખિત જોઇને દુઃખી થતી હતી; હું બહાર ગયો હોઉં તો દીનં મુખવાળી થઈ જતી, તથા હું ક્રોધ કરૂં, તોપણ મધુર વાણી બોલતી હતી. પતિનુંજ વ્રત કરનારી પતિ એજ જેની પરમ ગતિ છે, પતિનાજ પ્રિયમાં અને હિતમાં પ્રીતિવાળી મ્હારી સ્ત્રીના સરખી જેને સ્ત્રી હોય, તે પુરૂષને પૃથ્વીમાં ભાગ્યશાળી જાણવો. તે તપ આચરનારી મ્હારી સ્ત્રી, જો હું થાકી ગયેલો કે, ક્ષુધીતુર હોઉં તો તુરત જાણતી હતી; તે યશવાળી સ્ત્રી મ્હારા વિશે પ્રીતિવાળી, સ્થિર ભક્તિવાળી અને સ્નેહાળી હતી. જે પુરૂષ; વૃક્ષના મૂળ આગળ વસતો હોય અને ત્યાં, જો તેની પ્યારી સ્ત્રી હોય, તો, તે તેનું ઘર છે; પણ સ્ત્રી વિનાનો મહેલ પણ જંગલ છે, એ નિશ્ચય જાણવું. સ્ત્રી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ સમયે પુરૂષની સહાય કરનારી છે. તથા પરદેશ જતી વખતે પુરૂષને વિશ્વાસનું પાત્ર છે. આ લોકમાં પુરૂષને સ્ત્રીજ પરમ અર્થ છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. આ લોકમાં સહાય વિનાના પુરૂષને લોક વ્યવહારમાં સહાય કરનારી પણ સ્ત્રીજ છે. જે પુરૂષ રોગવડે પરાજય પામેલો હોય તથા નિરંતર સંકટમાં પડેલો હોય, તેને સ્ત્રીસમાન બીજું કોઇ ઔષધ નથી. સ્ત્રીસમાન કોઇ બંધુ નથી કે, સ્ત્રીસમાન બીજી કોઇ ગતિ નથી; તેમજ આ લોકમાં ધર્મને સંગ્રહ કરવાને સ્ત્રીસમાન કોઇ સહાય નથી. જે પુરૂષના ઘરમાં સાધ્વી તથા પ્રિય વચન બોલનારી સ્ત્રી ન હોય તેણે અરણ્યમાં જવું; કેમકે તેને તો અરણ્ય અને ઘર બન્ને સમાનજ છે."

**यस्य भार्या गृहे नास्ति साध्वी च प्रियवादिनी ।**
**अरण्यं तेन गंतव्यं यथारण्यं तथा गृहम् ॥**
**एवं विलपतस्तस्य श्रुत्वा तु करुणं वचः ।**
**गृहीता शकुनीघ्नेन कपोती वाक्यमब्रवीत ॥**

એ પ્રમાણે વિલાપ કરતા પોતાના સ્વામી કપોતનું કરૂણા વચન સાંભરીને હવે પારધીએ પકડેલી કપોતી બોલી. કપોતી કહે છે.– " અહો ! હું બહુ સારા ભાગ્યવાળી છું કે, જેથી મ્હારા પ્રિય સ્વામી, મ્હારામાં ગુણ નથી કે છે, તોપણ આ પ્રકારે ગુણનું કથન કરે છે. જે સ્ત્રીવડે તેનો સ્વામી સંતોષ પામતો નથી તેને સ્ત્રીજ ન સમજવી; કેમકે, જ્યારે સ્ત્રી ઉપર સ્વામી પ્રસન્ન થાય છે, ત્યારેજ સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. અગ્નિની સાક્ષી રાખીને જેને સ્વામી કરેલો છે, તે સ્વામી પરમ દેવજ છે. જે સ્ત્રીના ઉપર તેનો સ્વામી પ્રસન્ન થતો નથી તે સ્ત્રી જેમ પુષ્પ અને ગુચ્છ સહિત વેલી દાવાગ્નિથી બળીને ભસ્મ થાય છે, તેમ ભસ્મ થાય છે." દુઃખવડે પીડિત તથા પારધીએ પકડેલી છતાં પણ કપોતી એમ વિચાર કરીને અને પોતાના સ્વામીને દુઃખી જોઇને આ પ્રમાણે બોલી કે: " હે સ્વામી ! હું તમને તમારૂં કલ્યાણ થાય, એવો એક ઉપાય બતાવું છું, તે સાંભળીને તે પ્રમાણે કરો ! ! સ્વામી ! વિશેષે કરીને તમે શરણે આવેલાનું રક્ષણ કરનારા થાઓ ! ! આ પારધી તમારા ઘર નીચે આશ્રય લઇને સૂઇ રહેલો છે. તે શીતથી અને ભુખથી પીડાએલો છે, માટે તેનો સત્કાર કરો !! જે કોઇ બ્રાહ્મણની હત્યા કરે, તે ત્રણેનું પાપ સમાન છે. આપણે કપોત છીએ, માટે કપોતની જાતિના ધર્મ પ્રમાણે ઇશ્વરે આપણી જે વૃત્તિ નિર્માણ કરી છે, તેનું તમારા સરખા આત્મવાન પુરૂષે અનુસરણ કરવું એ આપણો ધર્મ ન્યાય છે. આપણે એમ સાંભળ્યું છે કે, જે ગૃહસ્થ, શક્તિ પ્રમાણે ધર્મનું અનુવર્તન કરે છે, તે પરલોકમાં જઇને અક્ષય

શોકને પામે છે. હે પક્ષી! માટે તમે હવે પ્રજાવાળા અને પુત્રવાળા છો, તેથી પોતાના દેહ ઉપરથી દયા તજી દઇને અને ધર્મ તથા અર્થનું ગ્રહણ કરીને જે રીતે પારધીનું મન પ્રસન્ન થાય, તે રીતે તેનો સત્કાર કરો. હે પક્ષી! તમે શરીરમાં સંતાપ કરશો નહિ. કેમકે, શરીરનો વ્યવહાર ચલાવવા માટે તો, તમને બીજી સ્ત્રી પણ મળશે; પાંજરામાં રહેલી અને અતિ દુઃખથી પીડાયલી તે તપસ્વિની કપોતી એ પ્રમાણે વચન બોલીને પોતાના સ્વામીના સામું જોવા લાગી.”

**इति सा शकुनि वाक्यं पंजरस्था तपस्विनी ।**
**अतिदुःखान्विता प्रोक्ता भर्त्तारं समुदैक्षत ॥**
**स पत्न्या वचनं श्रुत्वा धर्मयुक्तिसमन्वितम् ।**
**हर्षेण महता युक्तो वाक्यं व्याकुललोचन ।**

ભીષ્મ કહે છેઃ—“ પછી હર્ષથી યુકત થવાથી વ્યાકુળ નેત્રવાળો તે કપોલપક્ષી પોતાની સ્ત્રીનું ધર્મ અનો યુકિતસહિત વચન સાંભળીને વિધિએ દેખાડેલાં કર્મવડે (દૈવના કરવાથી) તે પારધીને જોઇને પક્ષી ઉપર જીવનારા પારધીનું યત્નવડે પૂજન કરવાને તત્પર થયો અને આ રીતે વચન બોલ્યોઃ– “ હે પારધી! તમે ભલે પધાર્યા! કહો મને શી આજ્ઞા છે? તમારે કાંઇ ચિંતા કરવી નહિ અને તમે પોતાના ઘેરજ છો, એમ જાણજો!! તમે જલદી બોલો કે, તમારી શું ઇચ્છા છે તથા હું તમારા અર્થે શું કરૂં? તમે અમારા ચરણે શરણે આવેલા છો, માટે હું તમને સ્નેહથી આ વચન કહું છું. શત્રુ પણ પોતાના ઘેર આવે ત્યારે તેનું યથા યોગ્ય આતિથ્ય કરવું જોઇએ; કેમ કે, વૃક્ષનો કાપનાર પણ વૃક્ષની નીચે આવે, ત્યારે કાંઇ, તે વૃક્ષ તેના ઉપરથી પોતાની છાયાને ખેંચી લેતું નથી જે શરણે આવ્યો હોય, તેનો આતિથ્ય સત્કાર અવશ્ય કરવો ઘટે છે, અને પંચમહા વિશેષે કરીને પ્રયત્ન વડે સત્કાર કરવો જોઇએ. જે પુરૂષ

ગૃહસ્થાશ્રમી છતાં, મોહથી પંચમહાયજ્ઞ કરતો નથી, તેને ધર્મવડે આ લોક કે, પરલોક પ્રાપ્ત થતા નથી. માટે તમે અત્યંત વિશ્વાસ રાખીને મને કહો ! તમે કહેશો, તે સર્વ કરીશ, તમારે મનમાં શોક કરવો નહિ." પક્ષીનું એવું વચન સાંભળીને પારધી બોલ્યો કે: " મને અતિશય ટાઢ વાય છે, માટે તું મ્હારૂં રક્ષણ કર !! એમ સાંભળીને તે પક્ષીએ, પૃથ્વી ઉપર સૂકાં પાંદડાંનો ઢગલો કર્યો, તથા પોતાની શક્તિ પ્રમાણે ચાંચમાં પાંદડું લઇને શીઘ્ર અગ્નિ લેવાને ગયો. તે પક્ષી અગ્નિ લઇને પાછો આવ્યો. પછી તેણે પેલાં સુકાં પાંદડાંના ઢગલામાં અગ્નિ સળગાવ્યો. તેણે અગ્નિને પ્રજ્વલિત કરીને પોતાના શરણાગત પરોણાને કહ્યું કે: "હવે તમે સારી રીતે નિરાંતથી તમારા અંગને શેકો !! અને કોઇ જગ્યાએથી ભયની શંકા રાખશો નહિ" તેનું એવું વચન સાંભળીને "બહુ સારૂં" એમ કહીને પારધીએ પોતાનાં અંગને શેકવા માંડયાં. અગ્નિની ગરમીથી જેના પ્રાણ આવ્યા છે, એવો તે પારધી ઘણો આનંદ પામ્યો. અને વિધિપૂર્વક સત્કાર કરવાથી પ્રફુલ્લિત નેત્રવાળો થઇને બોલ્યો કે: " ક્ષુધા બહુ લાગી છે, માટે તું મને કાંઇ ખાવાનું આપ, એવી મ્હારી ઇચ્છા છે." તેનું એવું વચન સાંભળીને પક્ષી બોલ્યો, કે " મ્હારો એવો વૈભવ છે નહિ, કે જેથી હું તમારી ક્ષુધાને નાશ કરૂં; અમે તો વનમાં રહેનારા છીએ, માટે નિત્યના ઉત્પન્નવડે નિત્ય જીવીએ છીએ. જેમ મુનિઓ ભોજન કરવાનો સંચય રાખે છે, તેમ અમારી પાસે કાંઇ સંચય રહેતો નથી" એ પ્રમાણે તેને કહીને પક્ષી ફીકા મુખવાળો થઇ ગયો. તેના મનમાં એમ ચિંતા થઇ કે "હવે કેમ કરવું ?" હે ભરતશ્રેષ્ટ ! તે પક્ષી, પોતાની વૃત્તિની નિંદા કરવા લાગ્યો, કે "અરે ! આપણે સંચય નથી રાખતા, તે બહુ ખોટું છે. કેમકે, સંચય હોય તો આવે પ્રસંગે અતિથિનો સત્કાર થઇ શકે" પછી

એ ઘડીમાં તેને ભાન આવ્યું, એટલે પારધીને કહેવા લાગ્યો કે "તમે એ ઘડી વાટ જુઓ, હું તમને તૃપ્ત કરીશ !" એમ કહીને સૂકાં પાંદડાંવડે અગ્નિ પ્રદીપ્ત કરીને તથા મોટો આનંદ પામીને તે પક્ષી બોલ્યો કે: "ઋષિઓ, દેવતાઓ અને મહાત્મા પિતૃઓનો અતિથિ-પૂજન એક મોટો ધર્મ છે, એમ મેં પૂર્વે સાંભળ્યું છે. હે સૌમ્ય ! માટે તું મ્હારા ઉપર કૃપા કરીને મ્હારો અંગીકાર કરજે ! હું તને સત્ય કહું છું, કેમ કે, અતિથિનું પુજન કરવામાં મ્હારી બુદ્ધિ નિશ્ચય વાળી છે" પછી તે પક્ષી, જાણે હસતાં હસતાં (હાસ્યમાં) તે કાર્ય કરતો હોય, તેમ પ્રતિજ્ઞા કરી; અને પછી મોટી બુદ્ધિવાળા પક્ષીએ અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરી, તેમાં પ્રવેશ કર્યો. પક્ષીને અગ્નિમાં પડેલો જોઇને પારધી મનમાં વિચારવા લાગ્યો કે. "આ મેં શું ઘોર કર્મ કર્યું છે ? અરે ! મહા ક્રુર અને પોતાનાં કર્મથી નિંદાયલા મને મહાભયંકર અધર્મ પ્રાપ્ત થશે, એમાં સંશય નથી" એ રીતે પક્ષીને અગ્નિમાં પડેલો જોઇને પોતાનાં કર્મનો ધિક્કાર કરતો પારધી. બહુ પ્રકારે અત્યંત વિલાપ કરવા લાગ્યો"

एवं बहुविधं भूरि विललाप स लुब्धकः ।
गर्हयन् स्वानि कर्माणि द्विजं दृष्टा तथा गतम् ॥
तत स लुब्धकः पश्यन क्षुधयापि परिप्लुतः ।
कपोतमग्निपतितं वाक्यं पुनरुवाच ह ॥

ભીષ્મ કહે છે:–" પછી ક્ષુધાવડે વ્યાપ્ત થયેલો છતાં પણ પારધી. અગ્નિમાં પડેલા કપોતને જોઇને પુનઃ આ વચન બોલ્યો કે, "બુદ્ધિહીન અને દુષ્ટ એવા મેં આ શું કર્મ કર્યું ? દુષ્કૃત કરીનેજ જીવનારા મને નિત્ય પાતક લાગશે." એ પ્રમાણે પોતાને અતિશય ધિક્કારતો તે પારધી પુનઃ પુનઃ બોલ્યો કે, "વિશ્વાસ નહિ કરવા જેવો અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો, સર્વદા કપટયુકત નિશ્ચયવાળો હું,

શુભ કર્મનો ત્યાગ કરીને પક્ષીઓને જાળમાં પકડવાનું કમ કરૂં છું
મહાત્મા કપોતે પોતાના માંસનું હવન કરીને મ્હારા સરખા દુષ્ટને
મોટો ઉપદેશ આપ્યો છે, એમાં સંશય નથી. માટે હું મ્હારા પ્રિય
પ્રાણ પુત્ર અને સ્ત્રીઓ એ સર્વને છોડી દઇશ. મહાત્મા કપોતે મને
નિશ્ચય ધર્મોપદેશજ કરેલો છે. આજથી આરંભીને આ દેહને સર્વ
પ્રકારના ભોગથી વિવર્જીત કરી ગ્રીષ્મ ઋતુના અલ્પ તલાવની પેઠે
શોષિત કરીશ. હું ભૂખ, તરસ અને તડકાનું સહન કરીને કૃશ તથા
માત્ર નસોથી વ્યાપ્ત શરીરવાળો થઇશ. તથા અનેક પ્રકારના ઉપવા-
સવડે પરલોક સંબંધી ધર્મને આચરીશ. અહો! આ પક્ષીએ પણ
પોતાના દેહનું અર્પણ કરીને અતિથિપૂજન બતાવી આપ્યું છે, માટે
હું ધર્મનું આચરણ કરીશ, કેમ કે, ધર્મ એજ પરમગતિ છે. મેં
આ ઉત્તમ પક્ષીમાં જેવો ધર્મ દીઠો છે, તેવા ધર્મનું હું આચરણ
કરીશ," એમ કહીને તથા ધર્મ આચરવાનો નિશ્ચય કરીને રોદ્ર કર્મ
કરનારો પારધી વખાણવા યોગ્ય વ્રત ધારણ કરીને, મહાપ્રસ્થાનના
માર્ગે ચાલ્યો; પછી તેણે પોતાની લાકડી, શલાકા (જાળનો સળીયો)
જાળ, પાંજરૂ અને તેમાં બાંધેલી કપોતી, એ સર્વને છોડી દીધાં."

**ततो यष्टिं शलाकां च क्षारकं पंजरं तथा ।**
**तां च बद्धां कपोतीं स प्रमुच्य विससर्ज ह ॥**
**ततो गते शाकुनिके कपोती प्राह दुःखिता ।**
**संस्मृत्य सा भर्तारं रुदती शोककर्षिता ॥**

પારધી ગયો ત્યાર પછી દુઃખ પામેલી, શોકથી કૃશ થઇ
ગયેલી તથા પોતાના સ્વામીને સંભારીને રૂદન કરતી કપોતી વિલાપ
કરવા લાગી કે, "હે નાથ! તમે કોઇ વખત મ્હારૂં અપ્રિય કર્યું
હોય, એમ મને સાંભરતું નથી. વિધવા સ્ત્રીઓ યદ્યપિ ઘણા પુત્રો
હોય તથાપિ સ્વામિ વિના શોક પામે છે, પતિ વિનાની તપસ્વિની

સ્રી, બાંધવોને શોક કરવા યો  થાય છે. હે સ્વામી ! તમે મને નિરંતર લાડ લડાવ્યાં છે. તથા મધુર, સ્નેહયુક્ત ક્લેશ વિનાનાં અને મનને હરણ કરે એવાં વચનો બોલીને તથા બહુ માન આપી પૂજન કર્યું છે. પર્વતોની ગુફાઓમાં, નદીઓનાં ઝરણમાં અને રમણીય વૃક્ષોનાં શિખરો ઉપર મેં, તમારી સાથે રમણ કર્યું છે. હું આકાશ ઉડવાની ક્રીડામાં તમારી સાથે સુખવડે મનમાં આનંદ પામી છું. તથા હે કાંત ! પૂર્વે આપણે અનેક ક્રીડાઓ કરી છે. તેમાંનું આજ મ્હારે કાંઇ નથી. પિતા, ભાઇ તથા પુત્ર, સ્રીને નિયમિત (થોડુંજ) આપે છે. પણ માપ વિનાના સુખના પદાર્થ આપનાર તો પોતાનો સ્વામીજ છે, તેનું પૂજન કયી સ્રી ન કરે ? સ્વામિ સમાન સ્રીનો બીજો કોઇ પ્રભુ નથી; અને સ્વામી સમાન સ્રીને બીજું કોઇ સુખ નથી. સ્રીએ ધન તથા સર્વસ્વનો ત્યાગ કરીને કેવળ સ્વામીનેજ શરણ થવું યોગ્ય છે, કેમકે. તેના વિના બીજો કોઇ સ્રીને શરણ રાખનાર નથી. હે નાથ ! તમારા વિના મ્હારે હવે આ લોકમાં જીવવું નથી. પતિ વિનાની થઇને કયી સ્રી જીવવાનો ઉત્સાહ રાખે ? " અત્યંત દુઃખ પામેલી પતિવ્રતા કપોતીએ એ રીતે બહુ પ્રકારનો કરૂણાજનક વિલાપ કરીને પ્રદીપ્ત થયેલા અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી જેણે વિચિત્ર બાજુબંધને ધારણ કરેલા છે, જે વિમાનમાં બેઠેલો છે, તથા પુણ્યવાન મહાત્માઓ જેનું પૂજન કરે છે, જેણે અનેક પ્રકારની માળાઓ તથા અનેક પ્રકારનાં વસ્ત્ર ધારણ કરેલાં છે, જે સર્વ અલંકારથી શોભાયમાન છે, જે પુણ્ય કર્મવાળાં કરોડો ઉત્તમ વિમાનોથી વીંટાયલો છે એવા પોતાના સ્વામીને કપોતીએ જોયો. પછી તે પક્ષી ઉત્તમ વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયો. તથા ત્યાં પોતાના કર્મથી પૂજન પામીને સ્રી સહિત વિલાસ કરવા લાગ્યો. "

ततः स्वर्गं गतः पक्षी विमानवरमास्थितः ।
कर्मणा पूजितस्तत्र रेमे स सह भार्यया ॥
विमानस्थौ तु तौ राजन् लुब्धकः खे ददर्शह ।
दृष्ट्वा तौ दंपती राजन् व्यचिंतयत तां गतिम् ॥

"હે રાજન્! પછી પેલા પારધીએ પણ કપોત તથા કપોતીને આકાશમાં વિમાનમાં બેઠેલાં જોયાં અને તેથી તે ગતિનો વિચાર કરવા લાગ્યો કે "હું આવાજ તપવડે પરમ ગતિને પામીશ." એમ પોતાની બુદ્ધિવડે નિશ્ચય કરીને, પક્ષીઓ ઉપર જીવન કરનારો પારધી મહાપ્રસ્થાન કરવાના હેતુથી ત્યાંથી ચાલી નીકળ્યો; તે પારધી, સ્વર્ગની ઇચ્છાથી કોઇ પ્રકારની ચેષ્ટા વિનાનો વાયુનો આહાર કરનાર અને મમત્વ વિનાનો થઇને ચાલ્યો. પછી જતાં જતાં તેણે એક સુંદર, મોટું મનોહર, કમળવડે શોભાયમાન, અનેક પ્રકારનાં પક્ષીઓના સમુદાયથી વ્યાપ્ત, શીતળ જળવાળું અને કલ્યાણકારી સરોવર જોયું. તૃષાથી પીડિત પુરૂપ તે સરોવરને જોઇનેજ તૃપ્ત થાય, એમાં સંદેહ નથી. હે રાજન્! એવું સરોવર આવ્યું તોપણ તે પારધીની ચિત્તવૃત્તિ ચલિત થઇ નહિ. અને તેના સામું જોયા વિનાજ હર્ષ પામીને આગળ ચાલ્યો. એટલે હિંસક પશુઓ જેમાં રહેતાં હતાં એવું ઝાડીવાળું વન આવ્યું. પારધીએ નિશ્ચય કરીને તેમાં પણ પ્રવેશ કર્યો. વનમાં પેસતાંજ તેના શરીરમાં કાંટા ભોંકાવા લાગ્યા. તે કાંટાવડે તેનું અંગ ભેદાવા લાગ્યું તથા તેના શરીરે રૂધિરના રેલા ચાલવા લાગ્યા. છતાં પણ તે, તેની દરકાર કર્યા વિના મનુષ્ય વિનાના તથા પશુ અને પક્ષીઓથી વ્યાપ્ત એવો તે વનમાં ભમવા લાગ્યો. પછી તે વનમાં એકાએક અત્યંત પવન છુટયો, તેથી વૃક્ષો અરસપરસ ઘસાયાં. તે ઘર્ષણથી અત્યંત અગ્નિ પ્રકટ થયો, અને તે અગ્નિ વૃક્ષોથી સંપૂર્ણ ભરેલા તથા વેલીઓ અને વૃક્ષની શાખાઓથી

વ્યાપ્ત એવો વનને પ્રલયકાળના અગ્નિની પેઠે, ક્રોધ પામીને બાળવા લાગ્યો. તે અગ્નિની જ્વાળાસહિત ઉડતા તણખાઓ, ચારે બાજુ ફેલાવા લાગ્યા. અને પશુ તથા પક્ષીઓથી વ્યાપ્ત એવા ભયાનક વનને અગ્નિએ બાળી નાખ્યું, તે જોઇને પારધી, પોતાના વહનો ત્યાગ કરવાની ઇચ્છાથી મનમાં હર્ષ પામીને વૃદ્ધિ પામતા અગ્નિ તરફ દોડયો. અને હે ભરતસત્તમ ? તે પારધી, અગ્નિમાં બળી મૂઓ તેથી જેનાં પાપ નાશ થયાં છે એવો તે, પરમ સિધ્ધિને પામ્યો. પછી પરિતાપ રહિત પારધીએ યક્ષ, ગંધર્વ અને સિધ્ધોની મધ્યે શોભતા ઇંદ્ર જેવા પોતાને સ્વર્ગમાં જોયો. એ પ્રમાણે પુણ્યકર્મ આચરવાથી કપોત, પતિવ્રતા કપોતી અને પારધી, ત્રણે સ્વર્ગમાં ગયાં. જે સ્ત્રી, કપોતીના જેવા આચરણવાળી થઇને સ્વામીનું અનુવર્તન કરે છે તે, મૃત્યુ પામ્યા પછી તરતજ કપોતીની પેઠે સ્વર્ગમાં જઇને શોભે છે. એ રીતે પારધી અને મહાત્મા કપોતની પુણ્ય કર્મ વડે ધર્મયુક્ત ગતિ પૂર્વે થઇ હતી. જે પુરૂપ આ આખ્યાનનું નિત્ય શ્રવણ કરે અથવા કીર્તન કરે, તેના મનમાં પ્રમાદથી પણ અશુભ રહેતું નથી. હે યુધિષ્ઠિર ! હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ ! શરણાગતનું રક્ષણ કરવું તે મોટો ધર્મ છે, ગોહત્યાથી થયેલું પાપ પણ તેથી નિવૃત્ત થાય છે, પણ જે શરણે આવેલાને હણે છે, તેની નિષ્કૃતિ થતી નથી. આ પવિત્ર અને પાપને નાશ કરનારો ઇતિહાસ સાંભળવાથી મનુષ્ય, નીચ ગતિને પામતો નથી, અને મૃત્યુ થયા પછી તેને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે. ”

---

# પ્રકરણ ૧૨ મુ.

## નીલગિરીમાં સંગમ-મેળો.

પ્રતાપી ગિરિભૂમિમાં, આજુબાજુનાં તિર્થ-સ્થાન બહુ છે. ઉદય ગઢના મહારાજા પણ હવે ત્યાંથી રામેશ્વર તરફ જવાને ઉપડયા, અને સુમન એકલો કનકને બંગલે આવીને રહ્યો. કનક અને સુમન વચ્ચે અતિ સ્નેહ ભાવના ઉત્પન્ન થઇ. બન્નેયે સુખ દુ:ખની વાતો કરીને મન દુ:ખ વિસર્યાં, શિતળ ટેકરી ઉપર તેમનો નિવાસ આનન્દ જનક થવા લાગ્યો-બાળકો પણ હર્ષિત થયા. મધુરી પણ શાન્તિ પામી-કુદરતની લીલા જોઇને, ગિરિવરનાં શિતલ જલ પીને, અને આમ તેમ હરી ફરીને વિશ્રાન્તિ લહેતાં થયાં-આ બધી લીલામાં માત્ર માનસિક દુ:ખના ઉંડા ને છુપા નિ:શ્વાસ નાખનારાં બે પંખીડાં ઉદાસ દેખાતાં હતાં, મ્હોંયે આનન્દ હતો-મનમાં આક્રંદ હતું, સુમન તથા મંદારિકાનો મનોભાવ જુદો હતો. પ્રત્યક્ષ એક વૃત્તિ દેખાતી હતી, પરોક્ષ ભિન્ન વૃત્તિ હતી!

થોડા દિવસ વીતિ ગયા-મનને વિરામ મળવા લાગ્યો. ને મધુરીના અતઃકરણમાં આ જોડલાંને મીલાવવાની ઇચ્છા હોવાથી સમજાવટ કરવા લાગી. નીરૂની હસ્તી માટે ચિન્તા ન રાખવાની ખાત્રી મળી, ને છેવટે આ સંગમ મેળાનું એવું પરિણામ આવ્યું, કે સુમન તથા મંદારિકાને લગ્નથી જોડાવુંજ પડશે, એવું ઠર્યું! માત્ર ધર્મક્રિયા કરવાનીજ રહી, બાકી મનોમન તો મળી ગયું!

વાંચનાર! નીરૂ તો ત્હારી નજરમાં ત્યાંજ પડી છે! જાનકી મૈયાને નામે મહા યોગનિ રૂપે તે ત્યાંજ રહી છે. પ્રભુની ઇચ્છા, એવી હશે, કે આ પવિત્ર જોડાંને અનુસંધાન કરવા, ને શીરપરથી દોષનો ટોપલો ઉંચકવાનેજ અહીં આવી હશે.

નીરૂ જ્યારે મધુરી તથા મંદારિકાને છેલ્લી મળી, તે પછી આ મૈયાની સઘળી વાત તેમણે કનક તથા સુમન આગળ કરી, ને મધુ-

રીએ સુચના કરી કે તેમનાં દર્શન કરવાને સૌએ ત્યાં જવું—સુમને તે કબુલ કર્યુ. પ્રથમ મધુરી તથા મંદાર ગયાં, ને પાછળથી કનક તથા સુમને ફરતાં ફરતાં આવવાનું કબુલ કર્યું.

નીરૂનો સ્થૂલ દેહ હવે માત્ર વાસનાભૂત તરીકે જગતમાં રહેતો હોય, તેમ ટકી રહેલો હતો—માત્ર મંદાર તથા સુમનનો હસ્ત–મેળાપ કરી આપવા માટેજ દેહ ટકાવી રહી હોય, તેમ ઘડી જતી હતી.

મધુરી તથા મંદાર બન્ને જાનકી મૈયાની ઝુંપડી આગળ આવ્યા, ને માતાજીના બિછાના તરફ ઉભાં રહ્યાં. નીરૂ તરતજ ઉઠી—ને સત્કાર કર્યો. બન્ને બહેનો બેઠાં. ને નીરૂને આમંત્રણ કરવા આવ્યાની ખબર જણાવી. પોતાના પુરૂષ સાથીઓ પણ આમંત્રણ કરવા આવે છે. તે પણ મધુરીએ કહ્યું.

એટલામાં કનક તથા સુમનનાં દર્શન થવા લાગ્યાં.

" બહેનો ? તમને સુખી જોઇને હું બહુ રાજી થઇ છું !"

" ને જો તેમ છે, તો તમે અમારે ત્યાં પધારીને અમને રાજી કરો!"

" આ બહેન કોણ, ને તેના ભરથારનું નામ શું !" મંદાર તરફ આંગળી કરીને નીરૂએ પુછ્યું :

" એમનું નામ મંદારીકા ! હજી કુવારાં ને પરણેલાં પણ—

" ત્યારે સ્નેહમીલનમાં હસ્તમેલાપ થયો નથી એમ ?" નીરૂએ કહ્યું:—

" હા, પણ હવે તમેજ કરી આપો, ને જશ લ્હો !"

" કોની સાથે ? તેમના પ્રાચ્છીત વર ક્યાં છે. ?"

" જો આવ્યા—" મધુરીએ સુમનને આવતો જોઇને કહ્યું. નીરૂએ મોં ઉપર વસ્ત્ર ઢાંકી દીધું. પુરૂષ વર્ગને જોઇને કદી મુખપર વસ્ત્ર નાખ્યું હશે, એવો સૌને ભાસ થયો. મધુરીએ સુમન કહ્યું.

" સુમનભાઇ ? તમારા ભાવીનો પડદો ઉઘડયો, આ મહા યોગિનીને તમારો હાથ આપો ?"

"એટલે ?" સુમને વિસ્મય થઈને કહ્યું, ત્યાં કનક પણ પાછળ ધીરે ધીરે ચાલતો હતો તે આવી પહોંચ્યો

"એટલે જો આમ !" એવું કહીને મધુરીએ બન્નેના હાથ જાનકી મૈયાના હાથમાં આપ્યા.

"સૌભાગ્ય સુખ પ્રાપ્ત કરો !" નીરૂ બન્નેના હાથમાં હાથ આપીને તરત અદૃષ્ય થઇ ગઇ. તે કયાં ગઇ, ને શું થયું, તે કોઇથી કળી શકાયું નહિ ! આશ્ચર્યમાં સૌ ગરક થઇ ગયાં ! આકાશ ધ્વની થતાં એટલુંજ સાંભળ્યું કે, જાનકી મૈયા, પૂર્વાવતારની નિરંજની હતી, ને સુમનરાયનાં જીવન-સુખ માટે જીવતી હતી, તે પોતાના પુત્રાત્માને મળવા ચાલી ગઇ છે !"

સર્વે એકી ટશે જોઈ રહ્યાં, ને સાનંદાશ્ચર્ય થઇને આશ્રમ તરફ આવી પહોંચ્યાં.

વાંચનાર ? હવે સુમન તથા મંદારિકાનું લગ્ન કેમ થયું, ને વ્યવહાર કેમ ચાલ્યો—ઇત્યાદિ પ્રસંગ, નવી કથામાં વાંચજે ! તેનું નામ,

## મંદારિકા

### અથવા

## મદ-ઘેલી મનોરમા.

આ નામની નવીન કથા તયાર છે, ને તરફ નજર કરવી. અને આ "**મધુરી** અથવા પ્રેમ-ઘેલી પ્રમદા" ની કથા પૂર્ણાહુતિ પામી છે ને તે પુનઃ પોતાનો સંસાર સુખરૂપ ચલાવવા માંડી છે. માટે હાલ સર્વે બોલીશું, કે **પ્રેમ-ઘેલી પ્રમદાનો જય.** અસ્તુ.



# દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

(તા. ૧ લી જાનેવારી ૧૯૨૦ થી કિંમત વધેલી છે.)

| | | |
|---|---|---|
| ૧ | **નીલમ અને માણેક** (સચિત્ર) ભા. ૧ થી ૮ | રૂ. ૧૦—૦ |
| A | ,, ,, સન્તતિ ભા. ૧-૨ રૂ. | ૨—૦ |
| ૨ | **ચન્દ્રકળા** અથવા ચઢતી-પડતીનો ચમકારો. | ૨—૪ |
| ૩ | **નિરંજની** અથવા વરઘેલી વનિતા. | ૨—૮ |
| ૪ | **મધુરી** અથવા પ્રેમ-ઘેલી પ્રેમદા ,, | ૩—૮ |
| ૫ | **મંદારિકા** અથવા મદ-ઘેલી મનોરમા | ૩—૦ |
| ૬ | **બેરીસ્ટરની બૈરી** (B. A.) (સચિત્ર) | ૨—૪ |
| ૭ | **બ્રાકુલેસ બેરીસ્ટર** ,, | ૧—૮ |
| ૮ | **શાન્તિપ્રિયા** અથવા સુખ-દુખની સાથી | ૨—૪ |
| ૯ | **લાલન વણજારી** | ૧-૧૨ |
| ૧૦ | **બહાદૂર કલો** અથવા તારા (સચિત્ર) | ૧—૮ |
| ૧૧ | **બહાદૂર કલો**-પ્રમાદસુંદરી ,, | ૧—૮ |
| ૧૨ | **નંદ કિશોરી** (પૂર્વાશ્રમની કુસુમાવતી) | ૨—૦ |
| ૧૩ | **નવલ ગંગા** ભાગ ૧-૨ સાથે (સચિત્ર) | ૩—૮ |
| ૧૪ | **વિક્રમ રાજાનો સંભ્રમ.** | ૧—૮ |
| ૧૫ | **સ્ત્રીયોની મહત્તા** (નવમી) આવૃત્તિ) | ૧—૮ |
| ૧૬ | **પૃથુકુમાર** (મેવાડનો વીર નર) | ૨—૦ |
| ૧૭ | **સહચરી** અથવા **સ્નેહ**-ઘેલી સખીયો | ૨—૮ |

ઠે. કિન્ડરગાર્ટન સ્ટોલ.
ગિરગામ બેક રોડ, **મુંબઇ.**

ગો. ક. દેલવાડાકર.

# 'દેલવાડાકર' કિન્ડર-ગાર્ટન-સ્ટૉલ.

## ( બાળ-કેળવણીનું સાહિત્ય )

### ( તા૦ ૧ લી જુન ૧૯૨૦ )

| | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|
| ૧ | મૂળાક્ષરો રચવાનું લેટર બૉક્સ (ગુજ) | ૧ | ૦ | ૦ |
| ૨ | ,, ,, ચિત્રપટ બૉક્સ ,, | ૧ | ૦ | ૦ |
| ૩ | ,, સચિત્ર કાર્ડ બૉક્સ ,, | ૦ | ૧૨ | ૦ |
| ૪ | ,, ,, અક્ષર-બુક ,, | ૦ | ૮ | ૦ |
| ૫ | ,, લાકડાં તથા કાર્ડ પર બૉક્સ ,, | ૧ | ૦ | ૦ |
| ૬ | ,, પદ-વાક્ય બૉક્સ ,, | ૧ | ૦ | ૦ |
| ૭ | ,, સચિત્ર નકશો ,, | ૧ | ૩ | ૦ |
| ૮ | ,, મજકુર બાળબોધ | ૨ | ૨ | ૦ |
| ૯ | સચિત્ર મૂળ ભાગ તથા પહેલી ચોપડી દરેક | ૦ | ૩ | ૦ |
| ૧૦ | આંક પત્રલ ચિત્ર બૉક્સ | ૧ | ૦ | ૦ |
| ૧૧ | આંક મણકા બૉક્સ | ૦ | ૧૨ | ૦ |
| ૧૨ | હીસાબ ડૉમીનો પેપર બૉક્સ | ૦ | ૮ | ૦ |
| ૧૩ | ,, ,, બુડન બૉક્સ | ૨ | ૮ | ૦ |
| ૧૪ | ,, મણકાની સ્લેટ (કાર્ડ બોર્ડ) | ૧ | ૪ | ૦ |
| ૧૫ | બાળ-ડ્રોઈંગ બુક ભાગ ૧--૨ દરેક | ૦ | ૨ | ૦ |
| ૧૬ | ,, ,, ચેકરડ-સ્લેટ (કાર્ડ બોરડ) | ૦ | ૧૨ | ૦ |
| ૧૭ | ,, ,, ,, મ્હોટી પથ્થરની | ૪ | ૧૨ | ૦ |
| ૧૮ | ઈઝી ડ્રોઈંગ બૉક્સ (નહાનું) | ૧ | ૪ | ૦ |
| ૧૯ | ,, ,, મ્હોટું | ૪ | ૮ | ૦ |
| ૨૦ | કિન્ડર ગારટન ડ્રૉઈંગ બૉક્સ | ૨ | ૪ | ૦ |
| ૨૧ | ક્રેઓન મોઝેઈક ન્હાનાં | ૧ | ૪ | ૦ |
| ૨૨ | ,, ,, મ્હોટાં | ૧ | ૧૪ | ૦ |
| ૨૩ | કાગળ સ્લેટપર પાડવાનાં બૉક્સ | ૧ | ૧૨ | ૦ |
| ૨૪ | મોડેલ ચિત્ર બૉક્સ | ૩ | ૧૨ | ૦ |
| ૨૫ | ડ્રોઈંગ ટીચરસ વગેરે (વિજ્ઞતીય) | ૨ | ૪ | ૦ |

| | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|
| ૨૬ ડ્રોઈંગ પેન્ટીંગ બોક્સ (રંગસાથે) | | ૧ | ૧૨ | ૦ |
| ૨૭ ,, ,, બુકસો પશુઓ. | | ૧ | ૧૨ | ૦ |
| ૨૮ ,, ,, ,, પંખીઓ. | | ૧ | ૧૨ | ૦ |
| ૨૯ ,, ,, ,, નેચરલ હીસ્ટરી ચાર્ટ–દરેક | | ૨ | ૪ | ૦ |
| ૩૦ ,, ,, ,, ફ્લાવર્સ ફ્રુટસ. | | ૨ | ૪ | ૦ |
| ૩૧ ,, ,, કાચની સ્લેટ | ૦ ૧૨ થી | ૫ | ૦ | ૦ |
| ૩૨ ક્રેઓન પેન બોક્સ | ૧ ૨ થી | ૪ | ૦ | ૦ |
| ૩૩ પેન્ટીંગ પિકચર્સ કાર્ડ બુકસો | ૧ ૪ થી | ૪ | ૮ | ૦ |
| ૩૪ કિન્ડર ગાર્ડન ડ્રોઈંગ બુક ભાગ ૧ ૨ ૩ | દરેક | ૦ | ૬ | ૦ |
| ૩૫ બ્રશ ડ્રોઈંગ બુક. | | ૦ | ૬ | ૦ |
| ૩૬ ક્લે મોડલીંગ બોક્સ | રૂ. ૧ ૮ થી | ૮ | ૬ | ૦ |
| ૩૭ કિન્ડર ગાર્ડન બક્ષિસ ૧ થી ૬ એક બોક્સ | રૂ. | ૧૦ | ૦ | ૦ |
| ૩૮ કિન્ડર ગારટન–પેપર મોડેલીંગ ભા. ૧ ૨ ૩ | દરેક | ૨ | ૪ | ૦ |
| ૩૯ પેપર વીવીંગ મેટસ પેકેટ. | રૂ. ૧૨ થી | ૨ | ૦ | ૦ |
| ૪૦ ,, ,, બોક્સ | | ૨ | ૪ | ૦ |
| ૪૧ પિકચર્સ વીવીંગ ,, | | ૨ | ૪ | ૦ |
| ૪૨ પેપર મોડલીંગ રીયાલીસ્ટીક્સ. | | ૩ | ૧૪ | ૦ |
| ૪૩ એસ્કેટ વરકસ–બુકસ. | રૂ. ૨ ૪ બા | ૨ | ૪ | ૦ |
| ૪૪ ઈમ્બ્રોયડરીંગ કારડ– | પેકેટ (૧૨) નંગ | ૧ | ૦ | ૦ |
| ૪૫ ,, | બોક્સ. | ૨ | ૧૨ | ૦ |
| ૪૬ નેચરલ હીસ્ટરી કારડસ. | પેકેટ (૪) દર | ૧ | ૪ | ૦ |
| ૪૭ બીલ્ડીંગ બોક્સો | ૦ ૮ થી | ૭ | ૮ | ૦ |
| ૪૮ પિકચરસ પઝલ બોક્સો | ૧ થી | ૬ | ૪ | ૦ |
| ૪૯ મીકેનો તથા સ્ટ્રકટો. | દરેક | ૫ | ૬ | ૦ |
| ૫૦ મીકેનીકલ એનીમલ્સ | બોક્સ. | ૨ | ૪ | ૦ |

## DELVEDAKER'S KINDERGARTEN STALL.

From 1st June 1920.

| No. | Item | Price |
|---|---|---|
| 1. | A. B. C. Word M. Box ... | ...Rs. 0-10 to 2—4 |
| 2. | A. B. C. Word Building Box ... ... | 2-12 |
| 3. | A. B. C. Pictures Building Box ... ... | 2-14 |
| 4. | A. B. C. Kindergarten Pictures Box ... | 2-14 |
| 5. | A. B. C. Pictures Blocks ... | ...Rs. 0-8 to 6—8 |
| 6. | A. B. C. Pictures Books ... ... | 0-8 to 2—4 |
| 7. | Kindergarten Painting Book ... | 0-4 to 2—8 |
| 8. | A. B. C. Animals Box and Books ... | 0-8 to 3—8 |
| 9. | Geographical Alphabets Box ... ... | 1-12 |
| 10. | Pictures Drawing Books ... ... | 0-8 to 3-12 |
| 11. | Pictures Drawing Box ... ... | 1-2 to 4—8 |
| 12. | Crayon Mosaic Box ... ... ... | 1-2 to 2—4 |
| 13. | Models Picture (How to Make) ... ... | 3—4 |
| 14. | Kindergarten Paper Modelling I, II and III ... | 2—8 |
| 15. | Pictures Pazel Box ... ... ... | 0-8 to 4—8 |
| 16. | First steps of sawing Box ... ... | 0-12 to 2—4 |
| 17. | Embroidery Cards Packet each ... ... | 1—8 |
| 18. | Animals and Birds Cards Packet each ... | 1—4 |
| 19. | Riders of the World Box ... ... ... | 2—4 |
| 20. | Rocking Animals Box ... ... ... | 3—4 |
| 21. | Animals and Riders Box ... ... ... | 1-12 |
| 22. | Mechanical Animals and Birds Box No. I to VIII (8) each ... ... ... | 2-10 |
| 23. | Cabinet Maker Box ... ... ... ... | 3—4 |
| 24. | Weaving Mates Box ... ... ... ... | 1-10 |
| 25. | Basket Works Box ... ... ... ... | 1-10 |
| 26. | Pictures Panoramus Box ... ... ... | 2—4 |
| 27. | Midget L. Pictures Box ... ... ... | 1—8 |
| 28. | Sunday School Box ... ... ... ... | 1—2 |
| 29. | Post Office Box ... ... ... ... | 1-10 |
| 30. | Japanese P. Building Box ... ... ... | 1—8 |
| 31. | Kindergarten gift 1 to VI with V. B. ... | Rs. 10—0 |
| 32. | Kindergarten gift 7 to 20 ... ... ... | ,, 40—0 |
| 33. | Kindergarten guide ( illustrated ) ... ... | ,, 8—4 |

34. Paper Coins Box ... ... ... ...2-4 to 2–14
35. Beads work Box ( with diagrams ) ... 1 to 2–12
36. Chequered Slate, Card and Stone ... ...1-8 to 4—8
37. Wal Picture ( Indian ) Cards ... ... 0–12
38. Wal Picture Charts Cards ... ... 1-8 to 3—4
39. Pictures Painting Books ( with coloured ) ... 1—4
40. Kindergarten Gujarati Book 1 to 20 ... 4—0
41. Realistic Model Box ... ... ... ... 2–10
42. Crayon Works Box ... ... ... ... 1—8
43. English Gujarati-Hindi, Alphabets Charts each 1—4
43. (A) Mecano and Stracts each ... 5 to 200—0
44. Building Box (with diagrams) ... 0-12 to 4—8
45. Kindergarten Work and Play Modelling Box 2—8
46. „ Mosaic (coloured) Box 1-4 to 2—8
47. „ Coloured Drawing Book I II III each 0—4
48. Kindergarten Pictures Weaving Packet 1-8 Box 2–12
49. „ Cork Work Box (with Diagrams ) 2—8
50. „ Pictures Number Box... ... 3—4
51. „ Little Post Card Painting Box 3–12
52. „ Carpenter Model Box... ... 2–12
53. „ Coloured gift III ... ... 1—4
54. „ Clay Modeling Box ... ... 2—4
55. „ Plastiem Box (with diagram) 4–12
56. „ Bead Frame (Indian) ... 2-4 and 7—8
57. „ „ „ (English) 3-14 and 5–12
58. Indian Animals, Birds, Flowers and Fruits Charts (in card board) each ... ... ... 1—4
59. English (with Varnish and Rollers) each ... 3—4
60. Sison Charts (4) each... ... ... ... 6—4
61. A. B. C. Letters (in wood 3-4 inches) Box ... 0–15
62. „ Pictures Chart (in cloth) ... ... 2–12
63. Natural History P. Sheets (30) Plates ... 50—0
64. Pictures Painting Boobs (with colour) 1-8 to 3—4
65. Easy Drawing Box (with colour) ... 1-8 to 4–12

**C/o Amrutvadi Naka, First Floor.**

**MANCK BUILDING-GIRGAON BACK ROAD.**